# સત્યની શોધમાં

આઠ વર્ષનો મારો વૈરાગ
પછી

# મેં સાધુ વેષ શા માટે છોડ્યો?

લખનાર અને પ્રગટ કરનાર:

ફરામરોઝ જહાંગીર મીઠુજી B. Ag.

મુંબઈ

૧૯૩૫.

કિંમત રૂ. ૨–૮–૦.

# ઉપોદ્ઘાત



"હિંદી-આર્ય" માં દર માસે બાઇ મીઠુજીના જે લેખ આવે છે તે હું ઘણા રસથી વાંચું છું; તેથી જ્યારે એઓ પોતેજ થોડા દહાડાપર પોતાનું કાર્ડ મોકલાવી મને એમના પુસ્તકના આરંભ માટે કાંઇક લખી આપવા માટે કહેવા આવ્યા ત્યારે મેં પહેલી વાતજ એમ કરી કે "આવાં આવાં અને આટલાં આટલાં શરીરનાં કષ્ટ વેઠી એક સુંવાળગરો એટલે નાજુક પારસી જીવતો રહે, એ વાતજ હું માનતો નથી; એટલે તમે મીઠુજી નહિ" એમણે કહ્યું કે હુંજ 'મીઠુજી, અને એવાં એવાં કષ્ટ ભોગવીનેજ હવે હુ પારિવારિક જીવન* તરફ વળ્યો છું."

હું બાઇ મીઠુજીને સંબંધ કાંઇપણ કહી શકું તેના કરતાં તેમની પ્રસ્તાવના† અને પ્રસ્તાવના બાદ સત્યની શોધમાં તેમણે કરેલ મુસાફરીઓનાં વર્ણન, તે મુસાફરીઓ દરમ્યાન જોએલા દુનીઆના રંગઢંગ, સાધુ સંતોનાં મલીન જીવન, વ્યાવહારિક પ્રપંચ, વગેરે અગણીત બાબતોનું દાખલા દલીલ સાથનું વિવેચન એ તેમણે લીધેલા ભેખને વધારે સારી, સુંદર અને ભાવવાહી રીતે અગ્રપદ આપે છે. એમના આપેલા અહેવાલો વાંચતાં તથા હિંદુઓના તત્ત્વજ્ઞાનનાં, હિંદુઓની ફીલસુફીનાં, હિંદુ ધર્મનાં. હિંદુ ધર્મમાંથી નીકળેલા અનેક પંથોનાં એમનાં ગાઢ જ્ઞાન તથા પરિચીતતા જોતાં, જેઓ પૂર્વજન્મ માનતા હોય તેઓ તો, મીઠુજી, પૂર્વજન્મમાં હિંદુ હશે એમ માન્યા વગર નહિ રહે, કારણ આ આખું પુસ્તકજ એ જ્ઞાન સંબંધે સવાલ જવાબથી ભરેલું છે.

અનેક કષ્ટો વેઠવા છતાં કુદરતી સુંદર દેખાવોની મોહીની એઓ મૂકી શક્યા નથી.

---

* પારિવારિક જીવન — Home life.

† જુઓ મી૦ મીઠુજીની પ્રસ્તાવના પૃષ્ઠ ૪.

મુબઇગરો પારસી આવી રીતે હિંદુ સાધુ સંન્યાસીઓનો ચેલો બની રહ્યાનો આ લગભગ પહેલોજ દાખલો છે. કાંઇ નહિ તો આ જમાનામાં તો એવો બીજો પારસી મળી આવતો નથી.

એમણે મહંતોનો મોહ, સંન્યાસીઓની ઇશ્કબાજી, સુફીઓના હવસ, વગેરે જે જે જોયું, તે ઘણી અસરકારક રીતે અને સાદી ભાષામાં વર્ણવ્યું છે. વખતે દુનીયાદારીનો વધારે અનુભવ, જન સ્વભાવ (Human nature) ની વધારે માહીતી હોત તો એવા જોગીઓ પાસથી તેમણે જે જોયું ને અનુભવ્યું તેનાથી વધારે ઉચ્ચ આચાર વિચારની તેમની પાસથી આશા રાખી ન હત: કારણ સ્વામીઓના અને સાધુઓના પ્રેમકિસ્સા જગજૂના છે.

આ પુસ્તક લખવામાં એમણે બેવડો હેતુ રાખ્યો છે. એક તો એ કે જેઓ દુનીઆના વ્યવહારથી કંટાળી દુનીઆથી દૂર જવા માગે, તેઓ જો મીહુજી જે રસ્તે ગયા તે રસ્તે જવા ચહાતા હોય તો તેમણે તેમ ન કરવું, કારણ અંતે તેઓ નિરાશ થશે એવો એક એમના જાતી અનુભવે આપેલો ધડો: બીજો એ કે જોકે એમણે ભેખ છોડયો છે છતાં જે "તદોસ્ત સંદેહવાદ" એમને હજી સુધી છોડતો નથી તે "સંદેહવાદ" પ્રજા સન્મુખ રજૂ કરવો અને તે કોયડો બને તો મનમાનતી રીતે ઉકેલવો.

એક ખરા દીનદાર જરથોસ્તી તત્વજ્ઞાની અને ગુજરાતી ભાષાના સારા લેખકની આ કૃતિ હિંદુ અને પારસી ભાઇઓ બંનેને રૂચીકર થઇ પડવી જોઇએ.

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

પાલણપોર }
તા. ૨ ૭ મે ૧૯૩૫ }

# પ્રસ્તાવના

———:o:———

આખા હિંદુસ્તાનની છેલ્લી ગણત્રી મુજબ એ દેશમાં લગભગ પચાસ લાખ સાધુ, સંત, યોગી, પીર, ફકીર, વગેરે હસ્તી ધરાવે છે. એ બધા કોણ છે, ક્યાંથી આવ્યા છે, કેવી જીંદગી ગુજારે છે, તેની માહીતી થોડાંજ લોકોને હશે. જેથી ધુતારાઓની મોટી સંખ્યા સાધુના લેબાસમાં દરેક ઠેકાણે જોવામાં આવે છે. આવા ધુતારાઓ કેટલીક વખત પોતાના જેવા ઢોંગીઓને પોતાના ચેલા અથવા પુંજારી બનાવી, ખુશામતીઆની સોનેરી ટોળી ઉભી કરી, પોતે ઇશ્વર અવતાર અથવા સદ્‌ગુરૂ હોવાનો અને નહિ માની શકાય એવા ચમતકારો કરવાનો દાવો કરી, ગરીબોમાં સખાવત કરવાને બહાણે ભોળા લોકો પાસેથી પૈસા કઢાવે છે.

આઠ વરસ સુધી સંસાર ત્યાગ કરી સત્યની શોધમાં મી. ફરામરોઝ ભીકુજીએ હિંદુસ્તાનના ઘણા ભાગમાં મુસાફરી કરી ઘણાએક જાણીતા તેમજ અનજાણીતા સાધુઓના અંગત સમાગમમાં આવી તેઓ સાથે રહી, તેઓની ચાલચલણ, રીતભાત, તેઓનું જ્ઞાન વગેરેનો જાતી અનુભવ મેળવી તે સઘળો અનુભવ જાહેર પ્રજાની જાણ માટે પ્રગટ કરી લોકોની એક મોટી સેવા બજાવી છે. એવણ એક કેળવાયલા ગ્રહસ્થ છે અને યુનીવરસીટીના ડીગ્રી ધરાવે છે. એમણા લખાણ ઉપરથી ખુલ્લુ માલમ પડે છે, કે જેમ કેટલાએક લોકો કાંઇ આપ મતલબથી દોરવાઇને એટલે દુન્યાઇ સુખ, પૈસા યા બીજી કોઇ ચીજ હાંસલ કરવા અથવા શારીરિક દુખદરદ સાજું થવા "સદ્‌ગુરૂઓ" અથવા "ખુદાઇસીહા" પાછળ ફોકટના ફાંફાં મારે છે તેમ એવણ કાઇબી અંગત મતલબ હાંસલ કરવા ખાતર નહિ પણ ફકટ સત્યની શોધમાં લાંબી મુદત સુધી જુદે જુદે સ્થળે મુસાફરી કરી દરેક જાતની હાડમારી ખમી ઉંડો અનુભવ મેલવ્યો છે અને એ અનુભવ તદન અપક્ષપાતપણે અને સેજબી સરાદઘાત વગર લોકોની જાણ માટે બહાર પાડ્યો છે. ખોદાઇ અવતાર હોવાનું ડોળ ઘાલી બેઠેલા ઘણાએક ઠગારાઓ તેમજ તેઓના ધુતારા ચેલાઓ જાણે પવિત્રાઇ અને ઇશ્વર જ્ઞાનની મોનોપોલી ધરાવતા હોય

તેવો દાવો કરી, તેઓ સામે જેણી કોઇ વાજબી ટીકા કરે તેને આપ-મતલબી, જડવાદી, (Materialist) અજ્ઞાન વગેરેની ઉપમા આપી તથા ગાળ ગલોચનો વટીક ઉપયોગ કરવાને ચૂકશે નહિ. પણ આ લખાણના કર્તા મી૰ મીઠુજી સામે આપમતલબ, જડવાદીપણુ અથવા કોઇપણ એવી મતલબ ધરાવવાનું આલ મુદલ ટકી શકતુ નથી.

અજ્ઞાન અને વ્હેમી લોકોમાં, ખસુસ કરી બૈરાંઓમાં, સાધુસંત, બાવા, પીર, ફકીર, વગેરેની પુંજા કરવાનું, તેઓની પાછળ પોતાનો પૈસો અને ઇઝ્ઝત બરબાદ કરવાનું ચેટક ઝાઝું જોવામાં આવે છે. કમભાગે પારસી કોમના કેળવાયલા તેમજ માતબર વર્ગમાં પણ આવું ચેટક કાંઇ કમ નથી. વધુ કમનસીબીનું કારણ એ કે પારસી માલેકીના કેટલા એક છાપાઓમાં આવા ધુતારાઓને ઉંઘાડા પાડવાને બદલે તેઓની તારીફના બાકાં ફુકાય છે અને તેઓને મફતની જાહેર ખબર મળે છે. કોઇ એક ધુતારો વિચિત્ર કપડાં પહેરી, લાંબા બાલ રાખી, મૌન ધારણ કરી અથવા એવાજ કાંઇ ઢોંગ અખત્યાર કરી બહાર પડશે તો તેની પાછલ તુટાતુટ પડશે, પછી તે ગમે તો ચમાર, ઢેડ યા બીજી કોઇ નીચ યા ઉંચ વર્ગોનો હોય. એક માણસ સાધુના વેશમાં બહાર પડયો એટલે તે માણસ ખરેખરો સદગુરૂ છે અને તેને માટે ગમે તે ગોરંગા મતલબી ચેલાઓ કે કે તે તદન ખરા છે એમ માનવાવાળાં લોકોની સંખ્યા જોઇએ તેટલા પ્રમાણમાં મોટી છે. આવા ઠગારાની આગળી પાછલી તવારીખ શું છે અને તે કયાંથી આવ્યો છે તે વિષે સહેજપણ તેહકીક કરવાની કોઇ પરવા કરશે નહિ. એક ઘણોજ રમુજી દાખલો થોડા વરસ પર પુના ખાતે બન્યો હતો જેની નોંધ મેં "હિંદી આર્ટીક"માં લીધી હતી.

નીચલી વરણનો એક બેકાર મોટર હાંકનાર, જે દરેક છંદમાં પુર હતો, તે એક દિવસ પોતાનો લેબાસ બદલી સાધુ બની ગયો અને પોતે દક્ષિણ અમેરીકાનો મોટો સાધુ છે એમ જાહેર કર્યું અને પુનામાં મેદાનમાં એક ઝાડ હેઠળ હરણનું ચામડું બીછાવી દુઃખી દરદીઓને દવા આપવા લાગ્યો. થોડાજ વખતમાં તેની કિર્તી ચોમેર ફેલાઇ અને લોકોના ટોળે ટોળાં, જેમાં પારસી બાનુઓ મોટી સંખ્યા હતી, તેની આસપાસ જમાં

થયાં. દરેક જન તેની તારીફ કરતું અને તેની દવાના ગુણ ગાતું. આ અતેરું એટલી હદ સુધી ગયું હતું કે તે વખતે પારસી છાપામાં પણ આ "દક્ષિણ અમેરીકાના મહાતમા" વીશે તારીફના ભુંગળાં ફુંકાયાં હતાં.

એથી વધુ અફસોસકારક દાખલો મારા અનુભવમાં આવ્યો છે. એક "સદગુરૂ" જે પોતાના લખાણમાં ખુલ્લું કહે છે કે, "હું ઇનસાનનું નરક ખાઉં છું." તેના પારસી પુંજારીઓ આવા કમકમાટભર્યાં કામને વખાણે તથા પારસી વાંચનારાઓ માટે પારસી લેખકો આવી નીચ વાતોને છડે ચોક પ્રગટ કરે કે સદગુરૂ માણસના નરક લીપેલી જમીન પર પોતાનો ખોરાક નાંખી ખાય છે, તેવા એક ઇનસાનનું પારસીઓમાં પુંજાવું અને પારસી ઘરોમાં એવા "સદગુરૂ" ની તસવીર રાખી તેની પાસે દરરોજ ઘીનો દીવો કરવો, તથા તેને ફુલથી દરરોજ સણગારવું, એ ખરેખર આ વીસમી સદીમાં એક મોટી અજ્ઞાનતાની તેમજ મોટા અફસોસની વાત છે. મારા આદના મત મુજબ આવી સ્થિતી માટે આપને કેટલાએક પારસી છાપાનો આભાર માનવો ઘટે છે. આ 'સદગુરૂ' વિષે બીજું કમકમાટભર્યું લખાણ એ છે કે, જે માબાપ પોતાની કુંવારી છોકરી સદગુરૂને અર્પણ કરે છે, તે માણસના આતમાને મુક્તિ મળે છે, અને તે અર્પણ કરેલી છોકરીને સદગુરૂથી બાળક અવતરે તો પણ તે છોકરી કુંવારીજ (Virgin) ગણાય. એક "સદગુરૂ" નગન હાલતમાં પોતાના પારસી ભગતો—પુજારીઓને તદન નીરલજ ગાળો દેય અને તેના પારસી ચેલાઓ તેની સમજ આપે કે "બાવાની" ગાળ તો આશીર્વાદ છે અને જેને એવી ગાળ દેય તેનું મોટું કલ્યાણ થાય.

એક ખોદાની ભક્તિ મુકી, નઝઆતમાં સબડતા ગંધીલા શખસની પુંજા કરનારાઓની મનોવૃતિ કેટલી હદ સુધી સડેલી હોય છે તે એક પારસી ગ્રહસ્થના લખાણ ઉપરથી ખુલ્લું માલમ પડે છે. એક 'સદગુરૂ' ની નઝઆતનો બચાવ કરતા આ ગ્રહસ્થે લખ્યું હતું કે "બાવા" ના પગ દુધે ધોઇ તે દુધની પુંજારીઓ "આસની" કરે એટલે તે દુધ પીએ, તો તેમાં ખોટું કાંઇ હતું નહિ. સુધરેલી પારસી કોમમાં આવા સેંકડો દાખલાઓ મળી શકશે.

હિંદુસ્તાનમાં કેટલાક ખરેખરા યોગીઓ હસ્તી ધરાવે છે કે જેઓના આત્મા ઘણી ઉંચી સ્થિએ પુગા છે. પણ આવા ખરા યોગીઓ જાહેરમાં મુદલ દેખાવ દેતા નથી તેમજ પોતાની આસપાસ ચેલાઓનું યા તો પુંજારીઓનું ટોળું જમાવતા નથી. તેઓ કોઇપણી ચમત્કાર કરવાનો દાવો કદી કરતા નથી તેમજ સખાવત કરવાને બહાણે કોઇ પાસે પૈસા માંગતા નથી.

મી૦ ફરામરોજ મીઠુજીનું આ લખાણ, જેમાં એવણે જાતી અનુભવ અને જાતી અવલોકનને આધારે મેળવેલી ભરોસેદાર વિગતો ખુલાસેવાર આપી છે તે જાહેર પ્રજાને અને ખસુસ કરી પારસી કોમના ચોકસ વર્ગને અત્યંત ઉપયોગી થશે અને આ ચેટક જે વધ્યું જાય છે તે સામે લડવાને એક મજબુત સાધન થઇ પડશે. નરક ખાનાર નજીસ "સદ્‌ગુરૂ" ઓના પગ દુધે ધોઇ તે દુધ પીનારા પુંજારીઓની આંખ ઉંઘાડવા માટે મી. મીઠુજીનો બહોળો અનુભવ અને બારીક અવલોકન ઘણુંજ ઉપયોગી થઇ પડશે.

આ લખાણ પારસી કોમને ઘણુંજ ઉપયોગી થાય તેવુ છે તેટલા માટે એની એક મોટી ખામી માટે અત્રે ઇસારો કરવાની જરૂર છે. લખાણ ઘણી ઉચી ગુજરાતી ભાષામાં કીધું છે અને તેમાના ઘણાએક શબ્દો સાધારણ પારસી-વાચકોને સહેલાઇથી સમજાય તેવા નથી. આવું લખાણ ઘણીજ સાદી અને સહેલાઇથી સમજી શકાય તેવી ભાષામાં હોત તો એથી પણ વધુ ઉપયોગી થાત. તે છતાં એક સાધારણ વાચનાર માટે તેમજ આ બાબદના અભ્યાસી માટે એમનું લખાણ ઘણુંજ ફાયદાકારક નીવડશે એવી ફરેક ઉમેદ રાખી શકાય.

મહેરવાન સોહરાબ ઇરાની

આઇ એમ એસ (રીટાયર્ડ)

પુના, તા૦ ૨૧ મી ઓગસ્ટ ૧૯૩૫.



**મી. ફ્રામરોઝ જહાંગીર મીઠુજી,** બી. એજી.

આ પુસ્તકના કર્તા

આઠ વર્ષના વૈરાગમાં આખું હિંદુસ્તાન ખુંડાવી શું જાતિ અનુભવ મેળવ્યો અને શું સત્ય શોધી લાવ્યા તેની ઘણીજ રસીલી અને જાણવાજોગ કથા આ પુસ્તક રજુ કરે છે, જે ખરેજ મનન કરવાજોગ છે.

**MR. FRAMROZ JEHANGIR MITHUJI, B.Ag.**

The writer of this book gives an interesting and thought-provoking account of his wanderings all over India in search after Truth. His experiences and inferences depict a real romance of Indian Sadhu Life.



બાબા મીઠુજી, બી. એજી.

સત્યની શોધમાં સાધુ વેષમાં.

**BABA MITHUJI, B.Ag.**

Searching after Truth in Sadhu's garb.

# પ્રસ્તાવના



એક હિસાબીની પેઠે જીવન–વ્યાપારનાં વર્ષ આખરનું નફા તોટાનું સરવાયું ખેંચવાનો મારો લાંબા વખતનો મોહાવરો છે. તે ટેવ અનુસાર એક વેળા હિમાલયમાં, ગંગોત્રીના ઉંચ પ્રદેશમાં, બાળક ગંગાને કાંઠે એક રમણિક સ્થળે બેસી હું મનન કરવા લાગ્યો કે, અરે! ત્રણ ચાર દિવસમાં મારી ૩૬ પતેતીઓ પુરી થશે. આ સાડાત્રણ દાયકાઓ દરમ્યાન મેં શું મેલવ્યું? શું ગુમાવ્યું? આજે હું કઇ સ્થિતિમાં છું? વતનથી, કુટુંબથી, સ્નેહી સંબંધીઓથી, સેંકડો માઇલને છેટે, લગભગ દશ હજાર ફીટની બુલંદી પર, બરફસ્તાનમાં, એકલો અટુલો, સાધુ વેષમાં હું શા માટે ત્યાં આવી બેઠો છું? કયાં કારણો, કયાં સંજોગો, મને આ તપોભૂમીનાં નિર્જન, શાંત, શિતળ સ્થાને ઘસડી લાવ્યાં?

મારી હાલતનું ગંભીરાઇથી મેં પૃથક્કરણ કરવા માંડયું. તાત્કાલિક તથા દૂરનાં કારણોની શોધમાં મેં જીવન–પંથ પર પાછું ફરી નજર દોડાવી; અને એક સીનેમાની માફક, આજથી તે છેક બાળ્યાવસ્થા સુધી અને કદાચ તેની પૂર્વેના પણ બનાવો મારી કલ્પનાના પડદા પર ઝડપથી ક્રમવાર પસાર થતા જણાયા.

સાધારણ કુળનો જન્મ, ગોઢે ઉતરેલા સંસ્કારો, કુટુંબી રીવાજો, ઢોંગી માન્યતાઓ, કાણા મહેતાએ નાખેલો પ્રાથમિક કેળવણીનો પાયો, એરવદ કાવસદારૂએ કરાવેલો જરથોસ્તી તરીકતોનો પ્રારંભ, બાળક ભેજાંમાં ઉત્પન્ન થયલી શરૂઆતની શંકાઓ, તે સવેળાએ દૂર કરવાની માબાપ અને શિક્ષકોની બેપરવાહી, કહોની કે અશક્તિ, સર જમશેદ-જીની સખાવતી સેકન્ડરી અને હાઇ સ્કુલની તાલીમ, ખાસ કરી ત્યાં અપાતું તોફો ધર્મ-શિક્ષણ, કોલેજની છુટા વિચારોની વાતાવરણ, થિઓસોફીસ્ટોએ પાડેલી કુમળાં મગજ પર છાપ, પારસી વેજીટેર્યન સોસાયટીની સ્થાપના, મારી ધર્માંધતા, ઉસ્તાદ બેહરામશાહ શરાફનાં ઇલ્મે ક્શુમે ફાયેલો તેમાં વધારો, R. P. A. નાં જડવાદી ગણાંતાં સાહિત્ય સાથનો પરિચય, મતમતાંતરોએ ઉપજાવેલો માનસિક ગુંચવાડો,

જાહેર વ્યાખ્યાન કર્તાઓ, તેઓની ખાનગી નીતિ, વિદ્યાર્થી જીવનની સમાપ્તિ, ધંધા નોકરીની શરૂઆત, આદર્ષ અને વ્યહવારૂ કાર્યનીતિ વચ્ચે જાગેલું યુદ્ધ, idealism આદર્ષવાદની નિષ્ફળતા, મનમાં ઉપજેલી નાસીપાસી, પારસી ઑરફનેજમાં શિક્ષકપણુ, ત્યાંનો બેપરવા કારોબાર, ઉપરીઓની અને ટ્રસ્ટીઓની બેપરવાહી, નિરાશામાં થયલો વધારો, ફ્રેંચ સાધુ મૉશ્યર પૉલ રિશાર સાથ હિમાલય ચાલી જવું, મૉ. પૉલનું પોલ, મી૰ ગોદરેજની કહેવાતી પારસી ખેતીવાડીની કોલોની, કહેનેવાલા કાજીજીઓથી ઉપજેલો કંટાલો, નાશીકના વૈરાગીઓએ વધારેલો મારો વૈરાગ, સત્યની શોધ માટે કસેલી કમર, પારસી ગુરૂની પનાહ માંગવાની મળેલી સલાહ, પરિણામે નવા પેગમ્બર **મેહેર બાબાજીની** મુલાકાત, વિરક્ત બાબાની વર્ષગાંઠની ઉજવણી, મેહેર બાબાના ગુરૂ ઉપાસની મહારાજનાં આશ્રમમાં થયલી એક ગેરસમજુતીનો રમુજી પણ શંકા ઉત્તેજક બનાવ, શાકોરીમાં મળેલા સ્વામિ ગોવીંદતીર્થના સકાર, પ્રયાગ (અલાહબાદ), કાશી, લખનૌ, હરદવાર. રિષિકેશમાં સાધુ સન્યાસીઓ સાથ સતસંગ, સ્વામિ સ્વાત્મારામ સાથ આરંભેલો યોગાભ્યાસ, સ્વામિનો સ્વાદેન્દ્રીય પર કાબુ (!) અને સમાધિની સમિપતા, વધુ અભ્યાસ માટે મારો ઉત્તર કાશીમાં ચાતુરમાસ, સ્વામિ શંકરાનન્દ સાથ પાતંજલ યોગ દર્શનનું અધ્યયન, શંકરાનન્દની બીમારી અને પાછળથી આપધાત, હીમાલયમાં મારૂં આગલ વધવું. ઝાલીમાં ૯૦૦૦ ફીટની ઉંચાઇપર સાવ નગ્ન હાલતમાં રહેતા મૌનધારી વિદ્વાન સ્વામિ કૃષ્ણાશ્રમનાં દર્શન તથા ગંગોત્રીનું ગ્લેશ્યર વગેરે વગેરે બનાવોનું એક શીઘ્ર સ્મરણ તાજું થયું.

આ દરેક બનાવો, તેનાં કારણો, અને તેની અસરોનું મેં શાંતિથી તોલ કીધું. મુદ્દાઓ (data) ની વર્ગણી કરી, વિચારોને વ્યવસ્થિત ક્રમમાં ગોઠવ્યા, કયા કયા સિદ્ધાંતો સિદ્ધ (confirm) થયા, કઇ કઇ માન્યતાઓ મંદ પડી, કયાં કયાં પ્રમાણોનું પરિવર્તન થયું, કઇ શંકાઓ નિવૃત થઇ, કઇ કઇ નવી પેદા થઇ, હવે આવતાં વર્ષ માટે શો કાર્યક્રમ, કેમ આગળ વધવું, તેની સામાન્ય રૂપ રેખા નક્કી કીધી.

ભાગીરથી ગંગા નદીનાં ઠેઠ બરફાની મૂળમાં સ્નાન કરી હું આગળ વધ્યો. ગંગોત્રીથી કેદારનાથ થઇ બદરી નારાયણનાં દર્શન કરી

હું દેશ તરફ પાછો વળ્યો. એક માજી સબ-જજ (sub-judge) નારાયણ સ્વામિ, એક માજી રાજ કુંવર સ્વામિ જ્ઞાનાનન્દ, જૈન મહંત નર્મદાશંકર વગેરેની મહેમાનગીરી ચાખી, ચઢી આવેલી ગંગા નદીનાં કોપાયમાન સ્વરૂપની બલીહારી, ગામડાંઓની તારાજી, માર્ગની મુસ્કેલીઓનો કઠીણ અનુભવ લેતો હું રિષિકેશ પાછો ફર્યો. ત્યાંથી સંયુક્ત પ્રદેશ, પંજાબ, સિંધમાં ભ્રમણ કરી રાધા સ્વામિ, શીખ, કબીર પંથી, આર્ય સમાજી સંપ્રદાયોનાં કેંદ્રસ્થાનોની મુલાકાત લઇ, તેઓનાં સિદ્ધાંતોનું અવલોકન કરી, તેઓ સાથ મારી શંકાઓની ચર્ચા કરી મુંબઇ આવ્યો. પાછું હિમાલય હૈયે ધાઇ આવ્યું અને મુંબઇથી કાશમીર ગયો. ત્યાંના બરફસ્તાનની મઝા ચાખી.

અમેરીકામાં ઉધરેલા એક અતિ વિદ્વાન સન્યાસીની ફીલસુફીએ મને આકર્ષ્યો અને તેઓ શ્રીની અદભૂત સમાધિ પર હું મોહિત પડયો. કાશમીરથી આ સ્વામિ કૃષ્ણાનન્દની સાથ પંજાબમાં ભ્રમણ કરી વૃંદાવન આવ્યો. ત્યાં મારા કૃષ્ણ પ્રેમનું અંકુર ફુટયું. અમે સિંધ ગયા. પ્રખ્યાત મોહન-જો-દરોનાં પુરાણાં ખોદકામ જોયાં. એક સંસ્કારી અંડર ગ્રેડયુએટ કુંવરી સાથ કૃષ્ણાનન્દ પ્યારમાં પડયા. પછી શ્રી અરવિંદ ઘોષના કહેવાતા ગુરૂનું ભોપાળું ફુટયું. મને કૃષ્ણ પ્રેમની રઢ લાગી. સ્વામિના પ્યારે ધાકુંરૂપ પકડયું. સિંધી સમાજે છાપામાં સખ્ત વાંધો ઉઠાવ્યો. કુંવરી ઘર છોડી ન્હાસી જતી પોલીસના હાથમાં પકડાઇ. ચર્ચાએ ખુબ જોર પકડયું. આ લૈલા-મજનુંના નાટકમાં વિદ્વાન પ્રતિષ્ટત પુરૂષો પણ ખરડાયા. આખરે સીંધ છોડયું. મસુરીમાં સ્વામિ બીજી યુવતિ સાથ પ્યારમાં પડયા. એમના સાથના સ્વામિ પરમાનન્દે અદેખાઇમાં આપઘાત કરવાની નિષ્ફળ કોશેષ કીધી. મારી શંકાઓએ મને ખુબ પજવ્યો. મસુરીથી બંગાળ ગયા. ત્યાં વળી એક વધુ પ્રેમ-કિસ્સો બન્યો. મેં સ્વામિને છોડયા અને એકલો ભટકવા લાગ્યો. ફરી સ્વામિ સાથે મેલાપ થયો. સ્વામિના હવસનું એક ગંભીર સ્વરૂપ પ્રગટ થયું. નાસીપાસીમાં ઉદાસીન બની ભટકયો. જીવપર આવી પાછો હિમાલય ગયો. આખો હિમાલય ઓળંગી છેક ટીબેટમાં દાખલ થયો, માન સરોવરમાં સ્નાન કર્યું, કૈલાશની પરિક્રમા કીધી, ૧૮,૨૦૦ ફીટની ઉંચાઇએ બરફની સ્નાન કર્યું. બે અદભૂત લામાઓની

મુલાકાત થઇ અને હિંદુસ્તાન પાછો ફર્યો. બીહાર ઓરીસ્સા, અને બંગાળમાં ભમ્યો. શાંતિનિકેતન, બેલુર મઠ વગેરેમાં વાસ કર્યો. હજી આગળ વધ્યો. જગન્નાથ પુરી વગેરે થઇ મદ્રાસ ગયો. થિઓસોફીસ્ટોના હેડ-કવાર્ટસ અડયારમાં ડૉ૦ મીસીસ ઍની બેઝંટની મુલાકાત લીધી. ત્યાં ચાર પાંચ મહિના અનુભવ લીધો.

આવા આવા કલ્પિત કહાણી કિસ્સાને ભુલાવે એવા સાહસોમાં એક પાત્ર બનવાનું મારે ફાળે આવ્યું. ઓ! હો! દુન્યાના તરેહવાર કૌટકો જોયાં, ચિત્ર વિચિત્ર અનુભવ સંગ્રહ કર્યો, જાત જાતની લીલી સુકી વેઠી, ટીબેટના હિમમાં અકડી ગયો, મારવાડના ઉનાળાના તપોટામાં તપ્યો; શ્રિમંતો અને રજવાડાની મહેમાનદારી ચાખી, ઘરેઘરથી ભીખ માગી ખાઇ રસ્તાની પગથી પર પણ સુતો; કડક નૈયાયિક તથા શુષ્ક સન્યાસીઓ સાથ શાસ્ત્રાર્થ કર્યો, હઠ યોગમાં હાથ ઘાલ્યો, વૈષ્ણવો સાથ ભક્તિ રસ ચાખ્યો. પ્રેમ ઘેલો બન્યો, ભગવાનનાં (!) દર્શન પામ્યો, તેથી પણ એક પગલું આગળ ગયો. વૈરાગીઓના વિકારો, મહંતોના મોહ, સન્યાસીઓની ઇશ્કબાઝી, સુફીઓના હવસ, ત્યાગીઓના આપઘાત, ઉદાસીઓની યુક્તિ, યોગીઓનાં પાખંડ, ભણેલાઓનું ભોળાપણું, લોભીઓનો સાધુ-પ્રેમ, દુર્બળોની અંધ શ્રદ્ધા, સમજદારોની કાર્ય કુશળતા, ડાહ્યાઓનું વ્યહવારિકપણું, તેઓમાં ફરી, તેઓ સાથ વસવાત કરીને અવલોકન કર્યું, ચેલો બનીને સાધુ મહાત્માઓની સેવા ચાકરી કીધી, ગુરૂ બની બેસી માનઇક્રામ પામી ગુલાબ જળે પગ પણ ધોવાડયા....

અને આજે!!! જટા ઉતારી, ભગવાં કપડાં તજી, જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ સાધારણ પારિવારિક જીવન (home life) ફરી શરૂ કર્યું છે.

આ અસાધારણ પરિવર્તન યોગ્ય અયોગ્ય પ્રશ્નો અને ટીકાઓને જન્મ આપે એ સ્વભાવિક છે, તેમ આવકારદાયક છે.

પારસીઓ પુછે છે, "બા, તમે સાધુ શા માટે થયા? કાંઇ કુટુંબી કલેશનાં કારણે? યા પ્યારમાં નિષ્ફળતા પામવાથી? યા પૈસાની તંગી આવી પડયાથી? યા કોઇ મિત્રની નીમકહરામીને લીધે? યા ફોજદારી વૉરંટથી ભરાવા છુપાવા? યા કાંઇ છૂ-મંતર, જાદુ

કરામત શીખી આવવા? યા વગર ચિંતાએ શ્રમરહિત મેવા મલીદાની આશામાં? યા જગદ્‌ગુરૂ તરીકે નામ કાઢવા? યા પાપોના પશ્ચાતાપ અર્થે? યા જન્મ મરણના ચક્રાવાથી છૂટવા? યા સત્ય શું છે તે શોધવા? યા સફળ જીવન ગુજારવાની કળા શિખી આવવા? યા વ્હેમ, ધખારા, અને આદર્પથી પીડાતી મનોવૃત્તિની શુદ્ધિ માટે? શા માટે સાધુ થયા?"

વળી કોઇ દર્દી સવાલ કરે છે, "કાંઇ જડી બુટ્ટી લાવ્યા કે?" કોઇ વ્હેમી પુછે છે "તમે જ્યોતિષ તો જાણતાજ હશો; મારો ટપકો જોશો? વારૂ, જરા મારો હાથ જોઇ નસીબ તો કહો." કોઇ લોભી જાણવા માગેછે કે "કાંઇ કિમ્યુ શિખી આવ્યા છો?" કોઇ જુગારી આંક ફરકના વરતારા જાણવા માગે છે, કોઈ જીજ્ઞાસુ પ્રશ્ન કરે છે "કોઇ સર્વ ગુણ સંપન્ન સાધુ મળ્યા? હિમાલયમાં તો મળવાજ જોઇએ! સૌથી શ્રેષ્ટ તત્વજ્ઞાન કયું? તમુને કયો પંથ, કયો સંપ્રદાય વધુ ગમે છે?" વળી કોઇ શ્રદ્ધાળુ ડોળા ઉંચ્ચે ચઢાવી નિશ્ચયાત્મક રૂપે કહે છે, "પુરા સદ્‌ગુરૂઓ હૈયાત તો છેજ પણ તે અધિકારીનેજ મળે. તમારામાં તિવ્ર જીજ્ઞાસા હતી? સંસાર સંપૂર્ણ તજ્યો હતો? ચિત્તને વિકાર રહિત બનાવ્યું હતું? હૃદય નિર્મળ હતું? તમે બધેજ શોધ્યું? વળી તમે શાના ગુરૂની પરિક્ષા કરો? લાયક થાવ અને ગુરૂ ખુદ તમુને શોધતા આવશે." બનાવ બની ગયા પછી ભવિષ્ય (!) ભાખનારા કહે છે કે, "અરે! હું તો જાણતોજ હતો કે **મી**ઠુજી પાછા ફરશે. એ તો બા ગ્રહ સેતારાની ચાલ પર માણુસની ફતેહ નિષ્ફળતાનો આધાર રહે છે" વગેરે. પરસ્પર વિરોધ તર્ક કરનારા કહે છે કે "તમુને કયાંથી સત્ય સાંપડે? સત પ્રાપ્તિની પાયારૂપ પહેલી તો શર્ત તો યકીન છે. જો તમારામાં આરંભથીજ શ્રદ્ધા ન હોય તો સદ્‌ગુરૂના સમાગમમા પણ શો લાભ?"

આવી આવી પુછપરછ, દલીલો, ટીકાઓના ખુલાસા, બનાવોનાં ક્રમવાર વાંચનાર સન્મુખ વ્યવસ્થિત રીતે રજુ કરવા, એ આ લેખની મુખ્ય મતલબ છે.

"કેઠે ઘરબાર છોડીને ચાલી જાઉં" એવા કંટાલાના ઉદગારો કાઢનારાઓને આ વૃતાન્ત સંભવ છે કે સહાયભૂત નીવડે. સાધુ થઇ

જવા ચાહતાં અને ફકીરી ધારણ કરવા ધારતાં જવાન સ્ત્રી પુરૂષો મને મળ્યાં છે. તેઓને મારા અનુભવની કથાથી રાહત, દીલાસો, અને રાહબરી મળી હોય એવું મને લાગ્યું છે. આશા છે કે નિવૃતિ માર્ગનો પ્રયોગ કરવા ઇચ્છનારાઓને આ લેખ તેવી મદદ કરશે.

ધર્મ ગુરૂ, સમાજ સુધારક, મનોવિજ્ઞાન શાસ્ત્રના (psychology) અભ્યાસી, તત્વજ્ઞાનમાં શોધખોળ કરનારાઓને મનન કરવાના (data) મુદ્દા, અને દલીલો આ લેખમાંથી મળી આવશે.

આ લેખ અને તેની છેવટે આવતાં મારાં અનુમાનો વાંચનારાઓમાં માનસિક અંદોલન ફેલાવશે અને તેથી ચર્ચા જન્મ પામશે અને તેમાથી ઘણું નવું નવું જાણવા શિખવાનું મળશે. હું હઠ ધર્મી નથી. મારી ખાતરી થવે હું સિધ્ધાંતોમાં ફેરફાર કરી શકું છું. કોઇ વાંચનાર સાબેતી પુરાવા સાથ કોઇ સિધ્ધાંત પ્રત્યક્ષ કરાવી આપશે તો ઉપકાર સાથે સ્વિકારવા હમેશ તૈયાર રહીશ. સાધુ વેષ મેં છોડયો છે ખરો, પણ સત્યની શોધ તો ચાલુ જ રહેશે. આ લેખનો સૌથી મોટો હેતુ તંદરોસ્ત સંદેહવાદ પ્રજા સન્મુખ રજુ કરવાનો છે. એમાંજ મારી મોજ છે.

આ વિષયને ત્રણ ભાગમાં વ્હેંચી નાખ્યો છે.

૧. હું સાધુ શા માટે થયો ?

૨. મેં સાધુ જીવનમાં શું શું અનુભવ્યું ?

૩. મેં સાધુ વેષ શા માટે છોડયો ?.



# પ્રકરણ પહેલું.



## હું સાધુ શા માટે થયો હતો ?

### જન્મ.

પારસી રીતરિવાજોના અભ્યાસીને રસ પમાડે એવી એક વિલક્ષણ ઘટનાથી આ કહાણી શરૂ થાય છે.

કહેવામાં આવ્યું છે કે, હું ગર્ભમાં હતો ત્યારથીજ મને મારી ફોઇએ દીકરો કરી લીધો હતો. પિતાની આ વાંઝણી બ્હેને, મારા જન્મની કંઇક દિવસ આગમજથીજ માતા સાથે શર્ત કરી હતી કે, છોકરો પેદા થાય તો તેવણને દત્તક આપવો. આઠ બાળકોની અલગારને અત્યાર સુધી જન્મ આપી ચૂકેલી, અને ૭ બચ્ચાંઓને ઉછેરવાની હેજગારી ભોગવતી જનનીને, આ માગણી રાહતની આશાનાં કિરણ સમાન ભાસી હશે ! પરિણામે જન્મથીજ હું "બે ઘરનો પરોણો" બન્યો અને ફુવાનું નામ અને અટક પેહેલેથીજ મારી ઓળખ સાથે કાયમનાં જોડાયાં.

મોટપણમાં, આ ઘટનાએ મનન માટેના ખોરાકનો સારો જથ્થો પૂરો પાડયો. પારસી અટકોની રમુજ પમાડે એવી વિચિત્રતા, દત્તક કરી લેવાનો રિવાજ અને તેનું રહસ્ય, ઉઠમણાની 'ગાય' ભણાવવાની ક્રિયા, વારસાના લોભે અપાતાં જુઠાં સાચાં વચનો, અનાથાશ્રમો સાથ દત્તકના રિવાજની સરખામણી, સંતતિનિયમન (Birth control)ના ફાયદા–ગેરફાયદા, વગેરે અનેક પ્રશ્નોને આ ઘટનાએ જન્મ આપ્યો.

પ્રસવકાળના પ્રસંગ પરથી ભવિષ્ય ભાખવાનો દાવો કરનારાઓને માટે અટકળના ઘોડા દોડાવવાનું સારૂં ક્ષેત્ર પુરૂં પાડે, એવી એક બીજી ઘટના નોંધીશ. તેઓ ધારે છે કે મારી ધાર્મિક અસાધારણતાનું એક કારણ એ છે કે મારી જન્મતિથિને રોજ-માહ લાગુ પડયો નથી! પારસી શહેનશાહીઓની ભૂલભરેલી ગણત્રી પ્રમાણેનો, તે ચોથા ગાથાનો દિવસ હતો. બીજું કારણ તેઓ એવું લેખે છે કે પારસી, હીંદુ, મુસલમાનોના પવિત્ર મનાતા તહેવારો દર્મ્યાન મેં પહેલો

શ્વાસ ખેંચ્યો હતો. જરથોસ્તીઓના ગાથા ગાહમબારો, હીંદુઓનું ગણપતી પૂંજન, અને ઇસ્લામીઓની તો તે દિવસે "કતલની રાત" હતી. કતલની રાત જેવા ભારી પ્રસંગે, મુસલમાન મહોલ્લામાંથી પસાર થઇ દાઇને બોલાવા ગયલા મારા કુટુંબી માટે બૈરાંઓ મનમાં કેવી ચિંતા કરતાં હતાં તે હજી પણ મારાં વૃદ્ધ માતા યાદ કરી વર્ણવે છે.

જીવન વૃત્તાંત લખનારાઓ વાંચક વર્ગને કાંઇ અદભૂત દેખાડી દેવાના ઉત્સાહમાં, મરઘા શેરીમાં જન્મેલા તદ્દન સાધારણ ઘરના પુત્રની પણ પાળણામાથીજ ખેંચીતાણીને વખાણ શરૂ કરે છે; તેમ જો આ ઐતિહાસિક નબળાઇને વશ થવું હોય તો, જો કે બહારકોટના કુવરી મહોલ્લામાં, એક અંધારી, વાસમારતી ખડકીમાં, અશિક્ષિત સ્ત્રિઓની અવ્યવસ્થિત કીચકીચ અને ગડબડ ઘોંટાલામાં મેં પહેલું ગોળનું પાણી પીધું હશે, છતાં, તવારીખ-નવેશોની ભપકાદાર ભાષામાં લખી શકાય કે— "પવિત્ર ગાથાવાણીની ધ્વનિઓના ગણગણાટ વચ્ચે, જથ્થાબંધ ફુલોના મઘમઘાત અને પુષ્કળ ફળોના પમરાત, તથા સુખડ લોબાણના સુગંધી ધુંવાથી આચ્છાદિત થયલી ધાર્મિક વાતાવરણમાં, મીનોઇ જહાનમાંથી ઉતરી આવેલાં અશો ફરોહરોની અણદીઠ હાજરીમાં, આ વૃત્તાંતના નાયકએ બાલ-સંસ્કારો શરૂ કર્યા હતા."

## સમાજના જુલમની શરૂઆત.

આ જીવન-યાત્રાની શરૂઆતથીજ માત, પિતાએ, પાડ-પાડોસીઓએ, મોબેદ, મહેતાઓએ, પોતપોતાની ખરી ખોટી માન્યતાઓ,ભલા બુરા વહેમો, પુરાણી દંત કથાઓ વગેરેના નિરંતર ઠોકાઓ વડે ટીપી ટીપીને, સમાજીક સાંચામાં (mould) સેવકને બંધએસતો બનાવવા મારો ઘાટ ઘડવા લાગ્યા. કોમી ધરેડે ધરેડે ચલાવવા, મારી વ્યક્તિગત વિલક્ષણતા—individual uniqueness—ને અભ્યાસપૂંર્વક દાબી દેવાની ચોતરફથી ખેંચતાણ શરૂ થઇ.

## ઉનની જંજીર.

મારી રાજી ખુશી અને સંમતિ વગર, મોટી દાઢી અને પાટલી સોટીની ધમકી દેખાડી, મોબેદ કાવસદારુએ નહીં સમજ પડે એવી ભાષામાં, તરેહવાર દીની એકરારનામાં મારે મોંઢે કરાવ્યાં. પછી એક દિવસ, મારી સગીર વયનો લાભ લઇ, નવાં કપડાં અને મિષ્ટાન્નની

લાલચ દેખાડી, આ અંજાણુ કાવત્રાંના મલતીયાં સાક્ષીઓની સભામાં મને સુદરેહ પહેરાવી "ઉનની જંઝીર"માં જકડી, મારી પાસે પાળી શકાય અને પાળી નહિ શકાય એવી પ્રતિજ્ઞાઓ લઇ લીધી.

હું હવે સવારનાં ઉઠતાંને સાથ ગાયનું વાસી મુત્ર હાથે, પગે, મોઢે ચોપડી, ટચાકડીઓ ફોડી ફોડી લ્યાનત અને તિરસ્કાર ફેલાવનારાં મંત્રો ફરજ્યાત પોપટની માફક બબડી જતો થયો.

વળી દિવસમાં દશો વખત, કુસ્તિ બાંધતાં, નિંદા જનક વિચારો અને શ્રાપના શબ્દોથી આસપાસની વાતાવરણ ગંદી કરવા લાગ્યો. દરવંદો (વ્યહવારિક અર્થમાં હિંદુ, મુસલમાન, ઇસાઇ વિગેરે પરધર્મી ભાઇઓ), દુશ્મનો...ગુનેહગારો (ગુનાહ તો બધાજ કરે છે. માતપિતા, ભાઇ ભાંડુ, હમકોમી, પરકોમી ને કુલ્લે માણસ જાત.) એ બધા **મારેલા** થજો, **લુટેલા** હોજો!! **દૂર** થજો!!! **નાશ** પામજો!!!! એવા (misanthropical) માણુસ જાત તરફ ધિક્કાર દર્શાવનારાં, લોકદ્રેષી મંત્રો મારે પરાણે પઢવાં પડતાં.—(જુવો કાવસજી કાંગાની ખોરદેહ અવસ્તા બા માયનીમાં અહુરમજ્દ ખોદાયની બંદગીનો અર્થ.)

દુરવંદો સુપંથે દોરવાજો, દુશ્મનોમાં સદ્બુદ્ધિ આવજો, ગુનેહગારો નેકીની રાહે ઢળજો એવા શુભેચ્છક વિચાર વચનો પ્રગટ કરવાં ઇચ્છવા જોગ છે કે ફલાના પર લ્યાનત પડજો, ચીના પર ધિક્કાર હોજો, અમકાંનો નાશ થજો અને તમકાં નાબુદ થજો એવું વારંવાર ઉચ્ચારવું? એ સમજદાર વાંચકની સાદી અક્કલ પર છોડીશ.

ઉપરાંત જશમે અવંઘહે મજ્દ નાં ભણુતરમાં હું રોજ અનેક વાર એકરાર કરતો કે, "હું માજ્દયસ્નની છું... માજ્દયસ્નની દીનપર યકીન લાવનાર છું...હાલમાં જેટલી (દીનો) મોજુદ છે અને જેટલી હવે પછી થશે તેઓમાં સૌથી મ્હોટી, સૌથી સરસ અને સૌથી શ્રેષ્ઠ જે (દીન) તે હોરમજદી જરથોસ્તી દીન છે." (જુવો કાંગાજીની ખોરદેહ અવસ્તા.) આ મિથ્યાભિમાની પ્રતિપાદનની પુરવારી માંગતાં ધર્મ શિક્ષણુના ઇજારદારો, કાંઇ દલીલ નહિ મલતી ત્યારે અફસોસ કરી કહેતા કે "આપણા ધર્મમાં સઘળું હતુ પણ—પણ—તે લગભગ બધુ નાશ પામ્યું છે." ધર્મની આવી નાદાર હાલત છતાં **આમારો** મજહબ ભૂત, ભવિષ્યની દીનો કરતાં શ્રેષ્ઠ છે એમ ખાલી ખાલી

બડબડ્યા કરવું, એ મારી સમજમાં તો મનુષ્ય બુદ્ધિનાં અપમાન સમાનજ લેખાય. ખયર! જેવા જેના વિચાર.

## પતેત પસેમાની.

એક પગલું આગળ! અમારાં કુટુંબમાં મગરૂરી મનાતી કે "પતેત પસેમાની આખી કંઠ કરાવ્યા વગર અમે છોકરાંઓની નવજોત કરતાં નથી." સાત કે નવ વર્ષનાં નાદાન બાળક પાસે..."મોતની શિક્ષાને લાયકનો ગુનાહ, વેશ્યા સાથે બદફેલી કરવાનો ગુનાહ, દસ્તાંન-વાલી ઓરત સાથે સંબંધ કરવાનો ગુનાહ, ગુલામ બાગીં કરવાનો ગુનાહ..." અને એવાં બીજાં કરપીણ અને ભયંકર પાપોની લાંબી લચક ટીપણી જબરદસ્તીથી ગોખાવવી એ કેવી કમકમાત ઉપજાવનારી પ્રથા! આવાં આવાં બદ દુવાનાં તથા પાપોનું વખત બેવખત સ્મરણ તાજું કરાવી inferiority complex ખીલવનારાં ભણતરો અમો ભણશું તોજ રાતનું ભોજન મલશે એવી માબાપોની સુકી દાટી ખરેજ કરૂણાજનક અજ્ઞાનપણાનો ભાવ આપે છે.

## અગ્યારી આતશબહેરામો.

વળી હમકારા અને જશનના દિવશોએ અગ્યારી આતશબહેરામ જવાના નિયમિત કાર્ય-ક્રમની મિશ્ર અસર વર્ણવું?

બહારકોટની કપ્પાવાલાની અગ્યારીના એકાંતવાસમાં રહેતા વૃદ્ધ તપસ્વી જેવા જણાતા, દસ્તુર કુકાદારૂએ તેમના રહેજ અંધારા ઓરડાની મનાવી લીધેલી ગંભીરતાએ, તથા ત્યાની ભેદભરમોથી વીંટલાયલી (mystic) વાતાવરણે, મારી કુમળી કલ્પનાનાં ખેતરમાં ગુપ્તજ્ઞાન તરફના શોખ તથા ફકીરો તરફ માન અને ભયનાં બીયાં રોપ્યાં!

જ્યારે બીજા હાથપર કેટલાક અજ્ઞાન અંધ્યારૂઓની બિભત્સ ભાષા, હલકી નીતિ અને દુરાચરણોનાં પ્રત્યક્ષ પ્રદર્શને કાંઇ જુદીજ જાતના છોડવાઓ વાવી મારાં ચારિત્રની ખુબી (!) વધારી.

## નિશાળોની ધર્મ કેળવણી.

વળી પારસી શાળાઓમાં અપાતું ધર્મ શિક્ષણ સુધરેલી ગણાતી કોમને ભાગ્યેજ શોભા ભરેલું લેખી શકાય! બહારકોટની પ્રાથમિક સ્કુલના પ્રસિદ્ધ કાણા મહેતાના તે વખતના બાયનશીન હિંદુ શિક્ષક

રોજ સાંજના, સ્મુછ, અશુદ્ધ ઉચ્ચારે અવસ્તા ભણાવતા, જે અમો બચ્ચાંઓ ધાંટા પાડી ફીકવાતા.

પછી કોટમાની સર જમશેદજીની સ્કુલમાં માધ્યમિક ધર્મ શિક્ષક મોબેદ બાદશાહ મેજ઼પર પગો ચઢાવી, દગલીનાં ચાડાં ગજવાંમાંથી ચણા કાઢી વર્ગમાંજ ફાકતા, યા મન્જેહથી ઝોંખાં ખાતા, અને અમે બે ત્રણ નીમી આપેલા છોકરાઓ એમનીજ છપાવેલી ચોપડીમાંથી રોજ એકના એક સવાલ જવાબો વાંચી જતા. જ્યારે બીજા વિધ્યાર્થીઓ એકંદો સુગંદી વગેરે રમવામાં ચકચુર રહેતા. વરસ આખરે વડા એરવદ સાહેબ પરિક્ષાનો ફાર્સ ભજવતા. અમો નીમી અપાયલા છોકરાઓને મોટાં જોઇને ઇનામો અપાવતા અને હું આ પ્રાક્રમને પ્રતાપે પોતાને મોટા ધર્મિ સકર્મિમાં ખપાવતો.

ઉઘાડે માથે બેસવું નહિ. સદરો ખોસવો નહી. વગેરે બાજ્યાચારોનાં પાલનમાં જેટલી સખ્તાઇ અને કાળજી ઉપરવાસાંઓ તરફથી રખાતી તેટલી મનશની, ગવશની, કુનશનીના કડક અમલ તથા ચારિત્રનાં બંધારણ પર ભાગ્યેજ રખાતી. જ્યારે ધર્મગુરૂજ અજ્ઞાન અને ચારિત્ર–હીન તો ચેલાઓ પર સારો છાપ કયાંથીજ પાડી શકે? આવી મહાન (!) ધર્મ–કેળવણીનાં મીઠાં ફળો આજે પારસી કોમ ચાખે છેજ તો!

## સાધુ વૃત્તિ પેદા કરનારાં વધુ કારણો–ઘર કેળવણી.

મારા બાળપણના ઉછળતા, ઉભરાતા ભાવો (emotions) ને યોગ્ય રસ્તો લેવા ન દેતાં "અદબ વાળીને બેસ", "સીસોટી શાની ફેંકે છે", "વળી હસ્યો કે", વગેરે ઘરનાં વડાંઓના તોછડા હુકમો તથા ઠોળાના દાબ તળે રાખવાની તેઓની અભિમાની ઉકમાઇને સબબે ઘરમાં હું દબાયલો, દબાયલો, બીકણ કુતરાં જેમ દૂમ દબાવી ભરાતો ફરતો. જેટલાં પ્રમાણમાં ઘરની સખ્તી (repressions)નો દબાવ હતો તેટલાં પ્રમાણમાં બાહેરની સ્વછંદતા ખીલી નીકળતી હતી. પરિણામે અલાહીબાગ્યા પોસાગીરો અને સરની સ્કુલના તોફાની બારકસોની સંગતના ગાળગલોચના, જુઠાઇના, અનીતિના ઉપયોગી સંસ્કારો પણ સાથે સાથે મારમાં કોતરાતા હતા. ઘરનાં વડાંઓના મિત્રભાવ તથા એખલાસના અભાવે મારામાં (secretive) વાતો છૂપી રાખવાનો

સ્વભાવ જાગૃત થતો. ધમકીની ધાકે અને અવિચારી મારની બીકે હું મારી ભુલો અને ગુનાહો તેઓથી છુપાવતો તો છુપાવતો પણ શારીરિક વેદના જાહેર કરવાને પણ ડરતો હતો.

સરખે સરખી ઉમરના છોકરા છોકરીઓના તંદુરસ્ત મેલાપ પર પણ કડક અંકુશ હોવાથી, મને લગ્ન તરફ અકુદરતી અણગમો પેદા થયો અને હું એકાંત સેવન ચાહવા લાગ્યો, ગોયા મારા વૈરાગ્યનું બીજ વવાયું.

શરૂઆતથીજ દેહ નબળી, તેમાં વળી 'glass with care' જેવો સમજી ખુલ્લી હવાથી તથા અંગકસરતથી પંદર વર્ષ વેર બાકાત રાખી વધુ નાજુક બનાવી દીધો હતો. અને પછી જ્યારે છૂટ મળી ત્યારે મારી ઉમરના ખડતલ મજબુત છોકરાઓ સાથે મુકાબલો નહી કરી શકવાથી ક્રીકેટ, હૉકી, ફુટબોલની મર્દાનગીભરી રમતોમાં મજાહ અને પ્રવીણતા મેળવી શકયો નહી. આનો બંગ મેં દેશી ઢપનાં તાલીમખાનામાં જોડાઇ તરવાનું (swimming), કુસ્તી, પટા, બનેટી, તલવારનો હુન્નર સંપાદન કરી વાળ્યો.

## મારી મોજશોખ (Recreation).

ઉપર દર્શાવેલા અટકાવોના ઉપાય તરીકે મારી ચંચલ અને જોરદાર મનશક્તિએ બીજા ફાંટાઓ અજમાવ્યા. લાયબ્રેરી અને જાહેર ભાષણોમાં હું સાંજો પસાર કરવા લાગ્યો. વ્યાખ્યાનો સાંભળવાનો મને જાણે લખ લાગ્યો. હવે હું રોજ સવારે છાપાઓમાં 'આજના બનાવોની' કોલમપર ઉલટભેર નજર નાખતો; અને ભાષણ-કર્ત્તાનું નામ, વિષય, સ્થળ, સમય વગેરેની ચોકસ નોંધ લેતો. સારે નસીબે હું અમુક સભા યા મંડળનેજ વળગી રહ્યો ન હતો. થીઓસોફીકલ સોસાયટી, ગાથા સોસાયટી, રાહાનુમાયે માઝદયસ્નાન મંડળ, બઝમે જશને રૂઝે અહુરમઝદ મંડળી, પારસી વેજીટેર્યન ઍન્ડ ટેમ્પરન્સ સોસાયટી, જ્ઞાન પ્રસારક મંડળી, જરથોસ્તી ભાઇબંધોની મંડળી, લેખક મંડળ, સ્ટુડન્ટસ બ્રધરહુડ, પ્રાર્થના સમાજ, ઇશાઇ મીશનરીઓ, આર્ય સમાજ, અન્જુમને-ઇસ્લામ વગેરે દરેક સંસ્થાઓમાં ધાર્મિક, નૈતિક, સમાજીક, આર્થિક, વૈજ્ઞાનિક, ઐતિહાસિક. રાજદ્વારી વગેરે દરેક વિષય પરનાં ભાષણો સાંભળવા હું નિયમિત જતો. આને જ મારૂ recre-

ation મોજશોખ માનતો. મતાંધ બની એકજ સાંકડી શેરીમાં યા સંકોચિત કુવામાં દેડકાની જેમ જીંદગી સુધી ચકરાવા ખાયા કરવા કરતાં, વિશાળ મેદાનો અને પોખાળ સમુદ્રોમા છૂટથી બધી દીશાએ ફરી અનેક દષ્ટિબિંદુઓથી જ્ઞાનની જુદી જુદી શાખાઓનું અવલોકન કરવાનું મને અતિ પસંદ હતું. આથી મારા વિચારોની દષ્ટિમર્યાદા વધી અને મારામાં (A spirit of honest doubt and inquiry) પ્રમાણિક શંકા અને જીજ્ઞાસાની મનોવૃત્તિ જરપા થઇ. આ મનોવૃત્તિએ મને સત્યની શોધમાં નીકળવા પ્રેર્યો અને આ જ મનોવૃત્તિએ મને પાછો સામાન્ય સાદાં જીવન પર આણ્યો.

## મારૂં વાંચન.

મારી જુવાન ઉછળતી શક્તિઓ માટે બીજું sublimation વાંચનનો શોખ હતો. મારૂં વાંચન પણ એક તરફી ન હતું. સર્વભક્ષક (Omnivorous)ની માફક જે પુસ્તક હાથમાં આવ્યું તે વાંચી કાઢતો. જોકે મને વાંચનની છૂટ હતી છતાં ચોપડીઓની પસંદગી કરવામાં વડીઓ રાહબરી કરવાને અશક્ત હતાં. વ્યવસ્થિતપણે સુંટાયલાં પુસ્તકોનાં ક્રમાનુસાર સંગીન અધ્યયન અને તે ઉપર જોઇતાં મનન તથા નિદિધ્યાસનને ભોગે, હું વાંચનના જથ્થા અને વિષયોની ભીન્નતા તરફ વધુ દોડતો. આવાં ઉપરટપકેતાં ઝડપી વાંચનપરથી ઉતાવળીયાં અધકચરાં અનુમાનો દોરી લઇ અનેક ધખારાઓનો ભોગ થઇ પડતો હતો. ચોપડીઓની વાક્ય રચના કરતાં તેમાનો ભાવાર્થ મને વધુ યાદ રહેતો. હજી પણ ભાગ્યેજ કોઇ કવિતા કે ઉતારો (Quotation) મ્હોડેથી પડપડ ઉચ્ચારી શકું. વાંચનનો શોખ મારી જીંદગીની મોજ હતી અને છે.

## લખાણ કરવાનો શોખ.

સ્કુલમાં ત્રીજાં ચોથાં ધોરણમાં હતો ત્યારે મારા એક સહપાઠી મી૦ સોરાબ શેહર્યાર ઇરાની ("મશરેક")એ "દુન્યાઇ ચક્કર" નામની ચોપડી લખી પ્રગટ કરી ત્યારથી મારામાં પણ લેખ લખવાનો શોખ પેદા થયો. ગપસપ, સ્ત્રીબોધ, જામે જમશેદ, સાંજવર્તમાન વગેરેમાં નિબંધો, રમુજો, ચર્ચા પત્રો ખુલ્લે નામે તથા "વારતર"ના તખલ્લુસ હેઠલ જ્યારે લેખો પ્રગટ થતા ત્યારે હું ઉફણાઇ ઉફણાઈ

જતો હતો. હજી તો મુછો પણ ફુટી નથી, દુન્યાની કાંઇ લીલીસુકી જોઇ નથી, તેટલાં તો "મોત ઉપર જીત," "દુઃખ એક આશીર્વાદ," "લાંબા ઉપવાસના ગેરફાયદા" "પારસીઓ અને ખેતીવાડી" વગેરે બાબદો હાથ ધરતો. કેવી ઉદ્ધતાઇ! અને અજાયબી તો એ કે છાપા-વાલાઓ પણ પોતાનુ ભરત્યું ભરવા જે મળ્યું તે છાપી મારતા. મારી કોલેજના એકાદ બે મિત્રોએ સાંજ વર્તમાનના પટેટી અંક માટે લખાણો મોકલ્યાં હતાં, જે સ્વિકારાંયાં હતાં નહિં. મને લાગ્યું કે જો લેખક તરીકે કીર્તિ સ્થાપવી હોય તે પટેટી અંકને લાયકના ધોરણ સુધી વધવું જોઇએ. "બહારકોટમાં બચપણની બલિહારી"નાં મથાળાં હેઠળનો લેખ ૧૯૧૨ ના "સાંજ"ના પટેટી અંકમાં સ્વિકારાયો અને અધિપતિ તેમજ વાંચકવર્ગની પ્રસંશા પામ્યો! મારાં અભિમાનનો હવે પાર ન રહ્યો; પોતાને કોઇ મહાન માણસ સમજી મનમાંજ છળકાતો, પાછળથી જ્યારે મને મારાં અલ્પજ્ઞાન, કમ અનુભવ, વધતો જતો ગર્વ અને પ્રજામત દોરવવાની મિથ્યા શેખીનું ભાન થયું ત્યારે મેં લાંબા વખતને માટે કલમને રૂખસદ આપી.

એલ્ફીનસ્ટન કોલેજમાં ધર્મ અને નીતિ સંબંધી કોઇપણ મત બાંધવા અને ઉચ્ચારવાનું છુટાપણું હતું. પારસી સ્કુલમાં, પારસી શિક્ષકો અને પારસી વાતાવરણમાંથી બાહેર પડી (Cosmopolitan) હિંદુ, મુસલમાન, ખ્રીસ્તી, આસ્તિક, નાસ્તિક, સંદેહવાદી, પ્રત્યક્ષવાદી વગેરે ભિન્ન મતમતાંતરો વાળાઓના સમાગમમાં આવ્યો. ઉઘાડે માથે બેસવાની, હાજત બાદ કુસ્તી નહી કરવાની તો કોલેજયનોમાં ફેશન હતી અને હું તો જંગલી ધર્માન્ધમાં ખપતો. સાયનસનો ક્રમ શરૂ કર્યો ત્યારથી ડારવીન, હેકલ, સ્પેન્સર, રેનોલ્ડ, લૅંગ, મીલ વગેરે વિધ્વાનોના બુદ્ધિવાદી નિબંધોની R. P. A. ની હારમાળાએ મારી શ્રદ્ધા દગમગાવી. કોલેજની ડીબેટીંગ, ફીલોસોફીક, સાયનટીફીક વગેરે સોસાયટીઓમાં હું લગભગ નિયમિત હાજરી આપતો અને પારસી, હિંદુ મિત્રો સાથ ખુબ વાદવિવાદ કરતો. મારો કકડો ખરો કરવા અનેકવાર જીદ પણ કરતો પરંતુ તકરારની ગરમી પછીની શાંત પળો, મારી માન્યતાઓના મૂળ તત્વોનાં સાચુતપણા માટે મને ઉંડા વિચારમાં નાખી દેતી. મારૂં યકીન ખરૂં કે તેઓની દલીલ? શું બધાં મતો સાચાં હોઇ શકે? યા

તેઓમાંનું કોઇ એકજ ખરૂં હશે? કાં નહિં બધાંજ મતો અધુરાં હોય? 'આંધળઓના હાથી' જેવો તો ઘાટ નહિ હોય? આમ અગોચર રીતે મારી વિચાર શ્રેણીમાં ધીમું પણ દૃઢ પરિવર્તન શરૂ થયું. બાતેનમાં શું હશે તે જાણવાની મારી જીજ્ઞાસાએ જોર પકડયું. મારામાં નવચેતન આવ્યું. જાગૃતિ વ્યાપી. પરંપરાની શ્રદ્ધાનાં બંધનો ઢીળાં થયાં. બાહ્ય ક્રીયાકાંડ પર આસ્થા ઘટી. શબ્દો માત્રના સુકા કુચા ફીકા લાગ્યા. ભિત્તરના રસિક માવા તરફ ઇચ્છા પ્રગટી-ધર્મનું સાચું સ્વરૂપ શું? આદર્શ જીવન કેવું હોવું જોઇએ? પરમેશ્વરની હસ્તી, સૃષ્ટિની રચના અને યોજના (Plan and process of the Universe) વગેરે આધ્યાત્મિક પ્રશ્નોના અક્કળ પસંદ વાસ્તવિક ખુલાસા પરોક્ષ અને અપરોક્ષ રીતે સિદ્ધ કરવા એ મારાં જીવનની મુખ્ય નેમ થઈ પડી. મારા વૈરાગનો અંકુર ફુટયો.

## થીઓસોફી.

આ નાજુક રોપાની પહેલી મશાગત દૈવસંજોગે થીઓસોફીસ્ટોને ફાળે આવી. મુંબઇની બ્લેવેટસ્કી લૉડજ તે વેળા (મહુંમ) ભાઇ જહાંગીર જમશેદજી વીમાદલાલની બાંહેધરી હેઠલ પારસી કોમમાં પોતાના માનીતા ફતવાઓ જેમ ફાવે તેમ આગલો પાછલો વિચાર કર્યા વગર ફેલાવી રહી હતી. પૂનર્જન્મ, કર્મનો કાયદો, અણદીઠ (Masters) મહાત્માઓ, તેઓની ગેબી મદદ, વેજીટેયર્નીઝમ વગેરે સિદ્ધાંતોની સપાટી પરથી સંગીન જણાતી ભાઈ વીમાદલાલની છટાદાર દલીલો મારાં કુમળાં ભેજાંએ આંખ મીંચીને માની લીધી. અને જાણે શું એક મારામાંજ અંતર દૃષ્ટિ ખીળી નીકલી હોય અને ધર્મનું ખરૂં રહસ્ય જાણે **થીઓસોફીજ** સમજાવી શકતી હોય તેમ હવે નવાં હથિયારો વડે મારા જડવાદી (!) મીત્રો સાથ જુમ્બેસ ચલાવતો અને વારંવાર સભા ઝુતી જતો..પણ...પણ વિરોધીઓની અગવડ ભરી તર્કોને "એ તમે નહીં સમજો" એવી spiritual શેખીથી ઉડાવી દેતો.

## વૅજીટેર્યનીઝમ.

થીઓસોફીસ્તોની સંગત, તેમનાં સાહિત્યનું વાંચન, નવું નવું કરી દેખાડવાના અભખરા, દેખાદેખી, અને ફૅશનને ખાતર દુધાન્ન-ફળ-

શાક નો ખોરાક છેક ૧૯૦૪ ના બહમન મહિનાથી શરૂ કર્યો હતો. એક વડા ભાઇ સિવાય ઘરનાં સઘળાં માંસાહારી હતાં. મરઘાં બકરાં તરફ આ નવી ઉભરી નીકલેલી દયાની હદબહારની ઉલટમાં અમે નજદીકનાં પ્રીયજનોની લાગણીનો ભાગ્યેજ ખ્યાળ રાખતા. બીચારાં ઘરનાં બૈરાંઓને બે જાતનાં હાલ્લાં ચુલે ચહાવવાં પડતાં અને જાણે તેટલી તકલીફ ઓછી હોય તેમ, જો કદાચ મા-બેનથી ગોસ્તનો ચમચો અમારે માટેની પહરેજીની વાણીને લાગી જતો તો જાણે શું એક મરગરજાન ગુનાહ થઇ જતો હોય તેમ અમે તરેહવાર તોફાન જગાવતા અને વ્હાળાંઓને રંજાડતા. લગ્ન-નવજોત જશનોમાં જતા પણ ખાવા બેસતા નહી. બેસતા તો યજમાનને અમારે માટે ખાસ પ્રબંધ કરવો પડતો અને જો ભૂલેચૂકે તરકારીમાં કુમળું હાડકું દેખાવ દેતું તો પછી જોઇ લ્યો અમારા ફેરતા! આખી ખાણાની મજલીસ ગાજી રહેતી. યજમાન બાપડો મારી ચાહતો, જ્યારે બીજાઓ અમારાં આ ચીબાવલા-પણા માટે અમુને ટાણાં ટપલાથી વીંધી નાખતા. કેવી અમારી અહિંસા!

વળી અમેજ ભાજી તરકારી ખાઇને ગગડી ન રેહતા, પણ પારસીઓને આ નસાબંદા ખોરાકથી બચાવવા, આખી કોમને ભાજીખાઉ બનાવવા અમારી નાદાન તોળીએ કમર કસી હતી. ઘુંટણમાંથી ફુટતા દજનેક જવાન્યાઓ, કોટની બજારગેટની એક મહેતાજીની નિશાળમાં "વેજીટેયન કલબ" (club) નાં સાદાં નામ તળે દર રવીવારે ભેગા મળતા—અને ચર્ચા તથા અભ્યાસ વર્ગ ચલાવતા. હું પણ આ નવી સંસ્થામાં લગભગ શરૂઆતથીજ સામેલ થયો. લખાણો, ચર્ચાપત્રો, ભાષણો, જશનો વગેરે સાધનો વડે અમે કોમમાં ખુબ ઘોંઘાટ કરી મેલ્યો. પાછળથી "ધી પારસી વેજીટેયન ઍન્ડ ટેમ્પરન્સ સોસાયટી"નું લાંબું લચક નામ ધારણ કર્યું. Dietetics ખોરાક-શાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો. અમારામાના કેટલાક તો જાણે એમજ સમજવા લાગ્યા કે વેજીટેયનોજ ખરા જરથોસ્તિ હોઇ શકે અને તેઓનેજ બહેસ્ત મલશે; માંસનો નજીસાતભર્યો આહાર કરનારાઓને મહા શિક્ષા ખમવી પડશે. કેવી શેખી!

વળી અમો છૂટીનાં દિવસોમાં ગુજરાતનાં પારસી ગામોમાં વેજીટેયન મીશન લઇ જતા. આવાં એક મીશન દરમ્યાન સોસાયટીએ એક નવાં નફાકારક ખેંચાણ તરફ ઠોકર ખાધી.

## ઇલ્મે-ક્ષ્નુમ.

સુરતના એક અપ્રસિદ્ધ પારસી મી૦ બહેરામશાહ નવરોજી શરાફની અનુપમ ફીલસુફીએ સોસાયટીનું ધ્યાન ખેંચ્યું. જરથોસ્તિ તરીકતોનાં એક પાસાંપર ચોક્સ રંગનું આગળ નહી જાહેર થયલું અજવાળું ફેંકતાં આ તત્વ જ્ઞાનનું નામ "ઇલ્મે ક્ષ્નુમ" હતું. આ શોધથી સોસાયટીને ઝડપી પ્રસિદ્ધિ પ્રાપ્ત થઇ, પણ સાથે તેના મૂળ ઉદ્દેશને મરણ તોલ ફટકો એવો તો પડયો કે આજે પણ તે મંડળ લકવાની હાલતમાં સબડે છે.

ઇલ્મે ક્ષ્નુમના આ સંતાઈ રહેલા કબજેદારને સોસાયટીએ અતિ માન અને આવકાર સાથ મુંબઇ આવવાનું આમંત્રણ કીધું. જેનો સ્વિકાર કરી બહેરામશાહ દર અઠવાડએ મુંબઇ આવવા લાગ્યા અને કુરેલવાડીની પાંડેની ધર્મશાળામાં શનિ-રવિવારે છેક રાતના મોડે સુધી પણ, ભાગ્યેજ સમજ પડે એવી ભાષામાં, જરથોસ્તી તરીકતોના નવીજ જાતના ખુલાસા રજુ કરતા, જે અમો આનંદ અને આશ્ચર્ય સાથે ગળી જતા. બેહરામશાહની પહેલી સામાન્ય અશિક્ષિત સ્થિતિ, એમનું ઉત્તર પશ્ચિમ સરહદ તરફ જવું, એમનો ગુપ્ત સાહેબ દેલાન ટોળા સાથનો સમાગમ, આ જ્ઞાની ટોળા પાસ જળવાઇ રહેલો કહેવાતો આત્મજ્ઞાનનો ખજાનો, તેમાથી એક કતરાની થયલી બેહરામશાહપર નવાજેશ, એમના બીજી ભાષાના (technical terms) લોગતો વગેરેથી અમે તો એવા અંજાઇ ગયા હતા કે તૂર્ત વેળા તો ચૂનોચેરાને સ્થાનજ ન હતું.

આ ઇલ્મના સિદ્ધાંતો ખરેજ ગુહ્ય જણાતા. કેટલીક બાબદમાં થીઓસોફી, ગુપ્ત જ્ઞાન, સાયન્સ અને અસલી રીવાજો સાથ એકમત લાગતા. કેટલીકમાં વેગળા જતા હતા. મને લાગ્યું કે ઇલ્મે ક્ષ્નુમનું સાહિત્ય જરથોસ્તિ મહજબના, દરેક અભ્યાસીએ વાંચવું જાણવું જોઇએ. બીજા સિધ્ધાંતો સાથે ક્ષ્નુમની સરખામણી કરવી જોઇએ. અપક્ષપાતપણે તોલ કરવું જોઇએ. એકદમ આંખમીંચીને દુરાગ્રહ (prejudice)થી રદ કરવાની ઉતાવળ નહી કરવી જોઇએ; તેમ વળી અંધ શ્રધ્ધાથી બધુંજ માની લેવું પણ નહી જોઇએ. આ ઇલ્મને અનેક દિશાએથી તપાસવો જોઇએ. એક સાધારણ અભણ કહેવાતા પારસીમાં એકાએક આ બધું

જ્ઞાન ક્યાંથી આવ્યું? આપણી અક્કલ, આપણો અનુભવ તથા આજ સુધી જણાયલાં જ્ઞાન વિજ્ઞાન ને કેટલુ અનુકુળ જણાય છે? કેટલું વિરૂધ ભાષે છે? આ દલ્સનો અમલ વ્યહવારૂ છે કે? દેશ કાળ, સ્થિતિ અનુસાર આ તરીકતો પાળી શકાય એવી છે કે? ઉસ્તાદ સાહેબ અને તેમના ચેલાઓ પોતે કેટલે અંશે તેનું પાળન કરે છે? આ તરીકતોના પાળનથી તેઓનાં જીવનપર કેવી અસર થઇ છે? થાય છે? વગેરે સવાલોનું બારીક અવલોકન કરવું જોઇએ અને પછીજ આપણું મત ઉચ્ચારવું જોઇએ.

આવી (attitude) વળણ અખત્યાર કરી, આ નવી સ્કુલનો નજદીકથી અભ્યાસ કરવામાં હું રસ લેવા લાગ્યો. હું આ નવા રોહમાં તણાયો અને હવે ક્નુમની રીતે કુસ્તી કરવા લાગ્યો. ભણતી વખત માથે સફેદ કટકો અને જમતી વખત બાજ ધરવા લાગ્યો. પ્રજા પોકારની વિરૂધ જઇ આતશબહેરામમાં હમ-બંદગીના રાગડા પણ તાણવા લાગ્યો અને તરેહવાર બેણ કોટકો કીધાં.

હાં મારે સ્વિકારવાનું છે કે આ ઉસ્તાદ સાહેબની મુખમુદ્રાએ તથા ખાનગી રહેણીકરણીએ મારાપર મોટું આકર્ષણ કર્યું નહી. એમની સાથની વાતચીતમાં તથા સતસંગમાં શ્રધ્ધા પેદા કરે એવો પ્રભાવ યા દીલ જીતી લેય એવી શક્તિ મને તો જણાઇ નહીં. થીઓસોફી અને બીજા પંથોનાં પુસ્તકો વાંચનારને મરણ બાદ શરોષ પુગે નહીં; હિંદુ મુસલમાનને હાથનું ખવાય નહી, અરે! તેમનો ઓળો પણ આપણા ઉપર પડવો ન જોઇએ; આપણે તો બરજીસી જીરમના (!) એટલે સૌમાં શ્રેષ્ટ વગેરે અનેક ફતવાઓ, મારા માની લીધેલા વિચારોથી વેગળા હોઇ, મને નાપસંદ હતા. મેં કલ્પી રાખેલું કે મારા સદ્ગુરૂ તેજસ્વી, રૂપવાન, બળવાન, વીર્યવાન, પ્રભાવશાળી, સર્વ-સુખ-સંપન્ન, સ્વતંત્ર, પોતાના વિષયમાં પ્રવિણ, દાતાર, દયાસાગર, પોતાનાં કથન પ્રમાણે વર્તનાર, (super-man) મહાપુરૂષ હોવા જોઇએ. વળી તે પૂજ્ય પુરૂષમા પોતાના ઇષ્ટ ચેલાઓને ટુંક મુદતમાં ઉચ્ચ આત્મિક સપાટીપર લાવવાની શક્તિ હોવી જોઇએ. જેમ જરથુસ્ત્રે મઇદયો-માહોંગા અને ગુશ્તાસ્પ જેવા, શ્રી કૃષ્ણે અરજુન જેવા, ગૌતમ બુધ્ધે આનંદ અને અશોક જેવા, ક્રાઇસ્ટે સેંટ પૉલ અને પીટર જેવા ચેલાઓ

જગતને વારસામાં આપ્યા તેમ મારા સદગુરૂ પણ કોઇ તેવાજ કુશળ જાયનશીન પાછળ છોડી જવાને શક્તિમાન હોવા જોઇએ. મારી આ માની લીધેલી ગણત્રી પ્રમાણે જોતાં, આજે એ દાહેકા ઉપર પસાર થઇ ગયા છે, છતાં ઇસ્મેશ્તુમનો કોઇ એક પણ ઝળકતો હીરો પ્રગટ્યો જણાતો નથી. આ સંસ્થા આપણી કોમમાં આજે એક ખૂણે પડેલી અને મરતી રીબતી હૈયાતી ભોગવે છે. આ સંસ્થાનાં સામાન્ય ચેલાઓનું ધાર્મિક અને નૈતિક ધોરણ ઉચ્ચતર થએલું ખાસ જણાતું નથી. સાધારણ વ્યક્તિઓ સાથે સરખામણી કરતાં તેઓનાં જીવનની સફળતા, તથા તેઓનાં મનની શાંતિ કાંઇ ખાસ વધી હોય એવું મારી જાણમાં તો નથી. જો કે ચેલાઓનો એક સારો ભાગ (sincere) નિખાલસ, શ્રધ્ધાળુ, (Credulous), ભોળો અને ઉલટમંદ હતો. ટુંકમાં આ ઉસ્તાદ સાહેબનાં અનુયાયીઓએ ઉઠાવેલા શ્રમ અને પાળેલાં કડક વ્રતોનાં પ્રમાણમાં તાત્કાલિક પરિણામ ઉત્તેજક જણાયું નહિં. શ્તુમને અંગે થએલી સેંકડો હજારો રૂપ્યાની રદી (!) સખાવતો એક નવી ઢપની અગ્યારી અને શ્તુમીસ્ટ સંસ્થાન સ્થાપવાના વાહિયાત ધખારા પાછળ બરબાદ કર્યા સિવાય કોમનાં દુખડાં દૂર કરવામાં કેટલી વપરાઇ તે હજી ચોકસ જાણ્યું નથી.

આ પ્રમાણે ભિન્ન ભિન્ન મતવાલાઓનાં જુદા જુદા, હેરફેર, અને ઉલટા સુલટી ખુલાસાઓએ મારા જવાન ભેજાંને ગુંચવાડામાં નાખ્યું. પાછળથી આ ગુચવાડાનાં ઉકેલ માટે હું વ્યાકુળ બન્યો. મારાં સાધુ થવાનાં કારણોમાં આ એક પ્રધાન કારણ હતું.

## વાલીઓનો વહેમ

હવે વધુ નજદીકનાં કારણોની એક ઉડતી તપાસ લઇએ. સંસારી જીવન પ્રત્યેની મારી ઉદાસીનતાનું એક બીજું અગત્યનું કારણ મારા વાલીઓના વહેમમાં સમાયું હતું. મારા એક વડા ભાઇ મુંબઇની મેડીકલ કોલેજમાં વૈદક વિદ્યા ભણતા હતા. તેમને જોઇને મારામાં પણ તબીબી ધંધા તરફ મજબુત ખેંચાણ થયું. ભાઇને અભ્યાસર્થે અમારાં દરાન–બાજવાળાં ઘરમાં મુવેલાં માણસોનાં હાંડકાં લાવવાં પડતાં જે મારાં ધર્મી માતાને રહેજ પણ પસંદ હતાં નહી. અધુરાંમા પુરૂં વળી એવું બન્યું કે ડૉક્ટર થવાની વરસેકના અરસામાં, કોઇ બીમારપર

વહાડકાપ કરતાં ઝેર ચઢી જવાથી, મારા પરગજુ ભાઇ ગુજરી ગયા. આ કમનસીબ બનાવે મારાં માતાની ડાકટરી સામેની વિરૂધતા એવી તો તીવ્ર બનાવી દીધી કે મને એ નસાબંદા (!) ધંધામાં પડતાં જબરદસ્તીથી અટકાવ્યો. મારાં મનમાં બંધાયલા હવાઇ કિલ્લાઓ આ પ્રમાણે એકદમ તુટીને જમીનદોસ્ત થઇ ગયા. હું માતાની લાગણી અને હેતુની પિછાણ અને કદર કરી શકયો નહી, મારાં વાલીઓ મારાં જીગરનો ઘા માપી શકયાં નહી, અને પરિણામમાં વૈરાગરૂપી રોગ પેવસ થશે એવું કલ્પી શકયાં નહી. મારી માનીતી અભિલાષા ભાંગીને ભુકો થઇ ગઇ તેથી કુટુંબી પરતંત્ર જીવન મારે માટે અકારૂં ઝેર સમાન લાગ્યું. અને ઘરમાથી પહેલી ટકે નાસી છૂટવાના ઉપાયો શોધવા લાગ્યો.

. ઓ માબાપો! બચ્ચાંઓની અભિલાષાઓનો પહેલેથીજ અભ્યાસ કરો, યોગ્ય આદર્શો બાંધવામાં શરૂઆતથીજ રાહબરી કરો, બંધાયલી આશાઓને પાર પાડવામા તમારી અનુભવી સાહયતા અને ઉત્તેજન આપો, પ્રેમ અને દીલસોજીથી દીકરા દીકરીઓનો વિશ્વાસ જીતી લ્યો, અને જુવો કે તેઓ કેવાં ખીળી નીકળી કૂળ અને કોમને દીપાવનારાં બનશે. નહીં તો બચ્ચાંઓનું ભવિષ્ય કચડાઇ જશે, તેઓની કાર્કીર્દી ધૂળમાં જશે, અને માબાપોનું સંતાન-સુખ પણ લુટાઇ જશે. પુત્ર પુત્રીની નાફરમાની, કોઇનું કુટુંબી આશરો છોડી જવાનું ડેકલેરેશન નોધાવવું, કોઇનું માબાપની મરજી વિરૂધ કોમ-પરકોમમાં પરણી જવું, કોઇનું સાધુ બની જઇ ભીખ માગવું, અનેક દાખલાઓમા વડાંઓની આ દીશામાં અજ્ઞાનતા, બેદરકારી, વ્હેમી માન્યતાઓ, જીદ, વગેરે કારણોને કેટલે દરજ્જે આભારી હોય છે તેનું કોમના વિચારવંતોએ ધીરજથી તોલ કરવું છે.

## ધંધાની પસંદગી

મૂળ બાબદપર પાછા આવ્યે. એકદમ હિમત હારી ન ખાતાં મેં B. Sc. નો કોર્સ લીધો, તે એવા વિચારથી કે માતાના વિચારો બદલાશે યા સંજોગોમાં કાંઇ ફેરફાર થશે તો મારી મુરાદ બર આવશે. બે લાંબાં દુઃખભર્યાં વર્ષો વીત્યાં, અને આશા કાયમની કચડાઇ. જગતમાં માતપિતા, ભાઇભાંડુ, સૌ સ્વાર્થનાં છે, 'કોઇ કોસીકા' નથી તેની જાણે મને પાકી પુરવારી મળી. કુટુંબ પ્રત્યે મારી લાગણી કઠોર અને કડવી બની.

ઇન્ટરમીડીયટ સાયન્સની પરિક્ષા આવી લાગી. બીજા વિધ્યાર્થીઓ દુવા માગવા લાગ્યા, કે પરિક્ષા પસાર થવાય, અને ઓ! ઓ! મારા અંતરમાં બીક લાગી કે રખે પાસ થઇ જવાય! કારણ ફત્તેહ મળી તો ઘર છોડવું મુશ્કેલ થઇ પડે. B. Sc. નું બાકીનું એક વર્ષ ફરજીયાત મુંબાઇમાંજ કાઢવું પડે. મેં જંગલ ખાતાંમાં દાખલ થવાનો વિચાર કર્યો. પણ તે અનુકુળ હતું નહિ, આખરે પુનાની ખેતીવાડીની કોલેજમાં દાખલ થવાની, મને અણમની, પરવાનગી મળી. ખેતીવાડી કાંઇ મુંબાઇ શહેરમાં તો થાય નહિ. એટલે મને બાહેરગામમાંજ બાકીનું જીવન ગુજારવાનું મળશે, તો કુટુંબી-કલેશથી બચીશ. આ પ્રમાણે Round peg in a square hole જેવો મારો હાલ થયો. આ સાવકા ધંધામાં મોજ માની લેવાની અને સફળતા મેળવવાની મેં ભગીરથ પ્રયતન કીધી, અને B. Ag. ની પદવી પામી બાહેર પડયો.

મુંબઇની નાનકડી યુનિવર્સિટીના પોથા પંડીતોએ એક ખાલી કોથલો (bag) મારે પૂછડે વળગાડયો અને હવે હું સંસારની મોટી વિશ્વવિધાલયમાં પ્રવેશ થયો. આહ! આ તો જાણે બીજો જન્મ! મેં પોતાને કોઇ જુદાજ પ્રદેશમાં જોયો, જાણે નવી વહુ મહીયરથી સાસરે આવી! આ સંસારશાળામાં નવોજ કકકો ઘુંટવો પડયો! નિશાળ અને કૉલેજનું શિક્ષણ ત્યાં ભાગ્યેજ કામ લાગ્યું. ગ્રંથાવલોકન અને વ્યહવાર કુશળતા એ બન્નેમાં મોટો ફર્ક માલમ પડયો. આજ સુધી મને કોઇએ ગંભીરઇથી એમ કહ્યું ન હતું કે "પોથીમાંનાં રિંગણા પોથીમાંજ શોભે." હું તો મારાં પૂછડાં અને ગરવનર સાહેબની સહી સાથની સર્ટીફીકેટનાં કાગળપર મુસ્તાક રહયો અને કલ્પિત કથાઓ અને કવિતાઓમાં શીખેડેલા આદર્ષવાદને અમલમાં આણવાની નિષ્ફળ કોશેશ શરૂ કીધી.

હું મુંબઇ આવ્યો. શ્રિમંતોના બાગબગીચા સુધારવા અને તેપર દેખરેખ રાખવાનાં કામ મેલવ્યાં. આમાથી પેદા થતા પૈસા મેં એક નરસરી (nursery) બનાવવાના કામમાં રોકવા માંડયા. નવો ધંધો તો ધીમેથીજ વધે અને તે માટે ધીરજ જોઇએ. પરંતુ દાહેકાઓ સુધી ચાકરપણથી ટેવાઇ ગયલા વડીલોને વ્યાપારી ધીરજ અને દુરઅંદેશી તે

ક્યાંથીજ હોય ! ગ્રેડ્યુએટ થયા એટલે એકદમ ખોબે ખોબે પૈસા કમાઇ ન આણવા માટે નજદીકનાંઓના ટાણા–મેણાં નફટાઇથી સહન કરવાની મારી કમત્તાકાતને સબબે ફરી એકવાર ઘર છોડી ભાગવાની ઇચ્છા પ્રબળ થઇ. આ સ્વતંત્ર, આશા આપનારા ધંધાને બંધ કરી પવઇ ઍસ્ટેટના મેનેજરની ચાકરી સ્વિકારી, મારાં આ પગલાં માટે સમજદારોએ અજાયબી દર્શાવી અને ચાલતી રોજી તજી જવાનાં કારણો પુછ્યાં. પણ ઘરની ઍબ ઢાંકવા મેં સ્વદેશાભિમાનનો સાલ્લો ઓળઢ્યો અને શું એક સ્વેચ્છાથી જાતિભોગ આપનો હોવું તેમ કહેવા લાગ્યો કે, "શ્રિમંતોના ઢાળી શોખને પંપાળવા કરતાં ગરીબોનાં પેટમાં જતું અન્ન પેદા કરવામા એક B. Ag. ની શક્તિ અને વખ્ત રોકાવો જોઇએ."

પવઇના જુના ખાઇ બેઠેલા કારભારીની વિરૂધતા, જંગળ, મેલેર્યા, શરદી, ગરમી વગેરે સામે મેં દાંતો પીસીને ટક્કર ઝીલી. પ્રમાણિક, સખ્ત ગદ્ધાવૈતરૂં કરી ઍસ્ટેટની આવકમાં હજારો રૂપીઆનો વધારો દેખાડી શક્યો.

પણ નસીબ બે દગલાં દૂરનું દૂરજ રહ્યું ! હજી તો બે વર્ષ પુરાં થાય તે આગમજ પવઇ ઍસ્ટેટ મગને ભાવે વેચાઇ ગઇ. નવા હિંદુ માલેકો નવો હિંદુ સ્ટાફ લાવ્યા. હું થોડા મહિના બેકાર રહ્યો. પછી ભરૂચ નજદીક દુકાળઅર્થેની કામચલાઉ સરકારી નોકરી સ્વિકારી. ત્યાં પણ મારૂં અવ્યવ્હારૂપણું આડે આવ્યું. ગુલામગીરી અને ચાપલુસીમાં હું પછાત નિવડયો.

મારા સરદારી ચાહતા સ્વભાવે સ્વતંત્રતા માગી. સ્વર્ગની નોકરી કરતાં નર્કનું રાજ્ય મને પ્રિય જણાયું. પુનાના બંડ અને ઍમ્પ્રેસ ગાર્ડનના સુપરીનટેન્ડન્ટની જગા, ભલામણ અને લાગવગ છતાં, મેં મુર્ખાઇથી નહી સ્વીકારી અને બદલાપુરમાં એક નાનકડી જમીન પટે રાખી, સુકી પણ સ્વતંત્ર દાળ રોટી પર શુરૂ કરવાનો હવાઇ ઇરાદો અમલમાં આણ્યો. પાંચ વખત નિમાઝ પઢતા એક કોકણી મુસલમાન સાથ ભેગજોગે ભાગીદારી કીધી. તેમાં એક પહરેજગાર (!) પારસી પણ જોડાયા. આ ભગનોએ મારા આદર્શવાદની ઠીક ઠેકડી ઉડાવી, મને પોતાની અનુભવી આંગળીઓપર નચાવ્યો. પાતરે પાણી પાયું, રે ! રડાવ્યો. હું પણ હવે જીવપર આવ્યો. મેં કેશર્યાં કર્યાં અને

એક તદ્દન અસાધારણ પગલુ ભર્યું. ઉભો પાક, ગાયઢોર, સરસામન, ઑફીસ એનજીન સર્વ જ્યાંનું ત્યાં નાખી હું સપોટે દપોટે મુંબઇ ચાલી આવ્યો. ફુનેહબાજ કોકણીએ તો મલાઇ ચરી લીધી. "કાયદાની તેમજ નિતીની દૃષ્ટિએ તમારો કેસ જીતવા જોગ છે " એવું સમજાવી મારા સોલીસીટર મિત્રોએ મને કોર્ટે જવા સમજાવ્યો, મારો મુકરદમો મુફતમાં લડી આપવાની ઉદાર માગણી કીધી, પણ કચેરીએ નહી જવાના મારા ધખારાને લીધે આ ભલા દોસ્તોની સલાહ મે માની નહી. લાંબે વખતે બે જાણીતા જરથોસ્તીઓની લવાદી પર અમે કેસ છોડયો. પણ અફસોસ કે ગજગજ લાંબાં ભાપણો કરતા આ જાહેર પુરૂષો અમારા મુકરદમાનો કોઇ પણ તરફનો ચુકાદો આપવાની નૈતિક હિમત દેખાડી શકયા નહી અને કહેવાતા સમાજ સેવકો પ્રત્યે મારો સાચાં દીલનો અભાવ પ્રગટયો.

## પારસી ઑરફનેજ.

આ પ્રમાણે પ્રમાણિક નોકરી તથા સ્વતંત્ર ધંધો ચલાવવામાં હું નાલાયક નીવડયો. શિક્ષકનો ધંધો સાદો અને પ્રમાણિક હશે એવું ધારી લઇ, પરેલની પારસી ઑરફનેજમાં સૃષ્ટિજ્ઞાન અને બાગબાની શિખવવાનું મેં માથે લીધું. ખરેજ ત્યાં મેં વધુ નિર્ભયતા અને આનંદ અનુભવ્યાં. કેળવણીને લગતા કેટલાક આદર્શો હું ફતેહમંદીથી અમલમા મેલી શકયો. વળી ત્યાં પણ મારો આદર્શવાદ નડયો. મને લાગ્યું કે અનાથાશ્રમના શિક્ષકોએ યતિમોનાં માબાપની જગ્યા પુરવાની કોશેષ કરવી જોઇએ. મેં માની લીધું કે અનાથોનાં ચોપડીઓનાં શિક્ષણ ઉપરાંત તેઓની સફાઇ સુધડાઇ, કપડાં લટાં, ખાધ ખોરાકી, નીતિરીતિ વગેરે પર પણ શિક્ષકોએ દેખરેખ રાખવી જોઇએ. પણ મને શું ખબર કે સરસ્વતી દેવી પણ પોતાનાં મંદીરમાં પ્રમાણિકપણાને આવકાર દેતી નથી. દેશ બાઇ દરવાજા બાંધે બાંધી બેઠેલા ત્યાંના ઉપરીઓએ પહેલેથીજ મને રમાડી લેવાની પેરવી પેલી. છોકરાઓના પીવાનાં પાણીમાં ચાલતાં બતાં દેખાડવાની મારી મહેનતના બદલામા કદરદાન સુપરીન્ટેન્ડન્ટ સાહેબે એક નવો કુંજો, એક ધોત્તો ગાળવાનો કટકો અને તે સફાઇથી ભરી મારા રૂમમા રોજ પહોંચતું કરવાની ઉદાર માગણી કીધી. બજાર તોલવાનાં કાટલાં weights ખોટાં પુરવાર કરી આપવાના ગુનાહ

માટે મને "નોકરીપરથી ઉખેડી નાખશું"ની ધમકી મલી. કાતરાઓમાં કીડથી સબડતા પુત્રોના વસ્ત્રો ખોળાવી તપાસ કરી તેઓની સારવાર કરવાની સૂચનાનો નતિજો, મારી નીતિ પરના શકમાં આવ્યો. શિક્ષકોના ખોટા માસિક રિપોર્ટો, પરિક્ષા પત્રકો તપાસવામાં પક્ષપાતિ, વગેરે કેળવણી ખાતાંની અનિયમિતતા ઉઘાડી પાડતાં શિક્ષકોની ખફગી વ્હોરી લેવી પડી. મારૂં મોઢું બંધ કરવા તથા કાર્યવાહકોની મુશકેલીઓનો જાતિ અનુભવ આપવા મને કામ ચલાઉ સુપ્રીન્ટેન્ડન્ટની જગ્યા આપી, તે ટકનો લાભ લઇ મેં અંદરનો કારોબાર વધુ નજદીકથી તપાસ્યો. ખાધખોરાકી, કપડાંચપડાં, સીક રૂમ વગેરે ખાતાંઓના હિસાબોમાં ગંભીર અનિયમિતતા જણાઇ. વડાઓ તરફથી લેવાતા ઉપયોગખાતાંના ગેરલાભો, વગેરે અનેક વાતોનો અભ્યાસ કરી એક વીગતવાર દાખલા દલીલો સાથનો દલદાર રિપોર્ટ ટ્રસ્ટી સાહેબો પર મોકળી આપ્યો. બ્હોળી રોકાણવાળા સુખવાસી ત્રસ્ટી સાહેબો (એકાદ બે માનવંત અપવાદ સિવાય) કોઇ દિવસ ઑરફનેજમાં આવે તો તેમને ત્યાંની સ્થિતિનો કોઇ સહેજ પણ ખ્યાલ આવે ની! રિપોર્ટ મોકલવાને અઠવાડયાંઓ વહી ગયાં પણ કાંઇ દાદ મળવાનાં ચિન્હો જણાયાં નહીં.

## મારી નિરાશા.

આવી રીતે નાકદર દુન્યાએ મને અવ્યહવારૂ લેખ્યો. કોઇએ ત્યાંથી ધક્કો માર્યો તો કોઇએ ત્યાંથી હડસેલ્યો. બધાંએ મારાં નાકમાં નથ ઘાલી પોતાની મરજી મુવાફેક દોરવવાનાં પ્રયતન કર્યા અને મારી સૌથી મોટી અજાયબી તો એ હતી કે મારાં વાલીઓ અને ગુરૂઓ, જેઓ મને જ્ઞાન અપાવવા– આપવા આટલો બધો પૈસા અને શ્રમનો ભોગ આપતાં હતાં તેઓ પોતે મને તેજ જ્ઞાનાનુસાર ચાલવા દેતાં નહીં.

અરે!–એમજ છે તો ઓ માબાપો! ઓ શિક્ષાગુરૂઓ! તમે બચ્ચાંઓ પાસ આટલું બધું ગધ્ધા વૈતરૂં અને મિથ્યા મહેનત શા સારૂં કરાવતાં રહો છો? તેઓનાં ૨૫–૩૦ કીમતી વર્ષો સાથ શા માટે આવી ક્રુર રમત કરો છો? કાં તેઓને ભોગે આવો ઘાતકી અખતરો અજમાવો છો? આરંભથીજ કાંય નહિ પેલી 'કુનેહ કારસાજી'ના પાઠ ભણાવતા? કાંય નહિ તમારો જુકિતબંધ જુઠું બોલવાનો હુન્નર શીખાડતાં? જરૂરી પ્રમાણમા સ્વાર્થ સાધવાની અને ખુશામદ કરવાની વ્યહવારૂ

કળાનો કેમ નહી અભ્યાસ કરાવતાં? ધન-પુંજાની યોગ્ય વિધિ શા માટે નથી દેખાડતા?

અમુક સમયસુધી નિષ્ફળતા, નાસીપાસી, નિરાશા મારા સાથી બન્યાં. મિત્રો મારા તરફ દીલસોજી ધરાવતા હતા પણ સહાય થવાની સ્થિતિમાં ન હતા. માબાપો, ભાઇભાંડુઓ, જેઓની આવા સમયમાં મદદ કરવાની ફર્જ ગણાય છે, તેઓની મારા આદર્શો તરફ કમ દિલસોજી હતી, જોકે તેઓ ચ્હાતે તો મદદ કરી શકતે. વધુમાં મારો સ્વાભિમાની, હઠીલો, મગરૂર સ્વભાવ ઓશ્યાળા રહેવાની સખ્ત વિરૂદ્ધ હતો. આ કારણોથી મેં મારા પગપર ઉભા રહેવાનું બીડું ઝડપ્યું. કુટુંબી સંબંધ અભ્યાસપૂર્વક ઢીલો કીધો.

શાંત ઘડીઓમાં કલાકો સુધી હું ઉદાસ બની વિચાર કરવા લાગ્યો અને મેં મારી હાલતનું પૃથક્કરણ કરવા માંડયું. શું હું ખરેખર અવ્યહવારૂ હતો? શું મને ખરી કેળવણી મળી ન હતી? શું પીર પેગમ્બરો સંતસુજાણો જુઠું લખી ગયા હતા? શું નાનપણમાં મેળવેલી નૈતિક શિખામણો મોટપણમાં અભડાઇએ મેલવા માટે હતી? વડાંઓ નીતિનાં સિદ્ધાંતો દેખીતી રીતે માનથી સ્વિકારતાં, તે પ્રમાણે ચાલવાનુ ડોળ પણ ઘાલતાં, આથી મેં ઝડપી અનુમાન બાંધી લીધું કે સમાજીક નીતિ રીતિનું શિક્ષણ સર્વમાન્ય અને અમલમાં મેળવા જોગ હતું. એ પણ નક્કી થયું કે તે માન્ય કરવા અને અમલમાં મેળવાના ઢોંગ છતાં લાખો કરોડો સંસારીઓ ફાવી શકતાં નહિ, અને ગબડી પડતાં અને પાછળથી તો પાછું ઉઠવાની કોશેશને પણ વ્યર્થ સમજતા. બીજા શબ્દોમાં કહું તો હું એવાં અનુમાન પર આવ્યો કે માનવંત અપવાદો બાદ કરતાં મનુષ્ય માત્ર અવ્યહવારૂ અને નિષ્ફળ સમાજ છે. આ અકુશળ નિષ્ફળ લોકની સંખ્યા અતિ મોટી હોવાથી વ્યહવારૂ બનવાનો સાચ્ચો પ્રયત્ન કરી નીતિમાન જીંદગી ગુજારવા માંગનારાઓ પર, માત્ર સંખ્યાનાં બળે, ઝુલ્મ કરતાં, માત્ર જથ્થા quantityને આધારે નિખાલેશોને નાક પકડી દોરવવાનો દાવો કરતાં, અને પોતે નકટા હોવાથી બધાને નાક કાપી નાખવા સમજાવતાં. વધુમાં સામે થનારાઓનાં તો નાક જબરદસ્તીથી કાપી લેવા માંગતાં! આ ગાદર્યા ટોળામાં સામેલ થનારા ડાહ્યા અને વ્યહવારૂ કહેવાતા. એવાઓમાં નૈતિક હિંમત કમ જણાતી. ઇન્દ્રીઓની ગુલામી

અને કામ ક્રોધાદિ વિકારોમાં લપટાયલા જણાતા. આવા કાદવમાંથી પોતે પ્રયત્ન પૂર્વક નીકળતા નથી, પણ ઉલટા નીકળવા ચાહનારાઓને હરકત કરે છે. આ લોક પોતાનાં વ્યહવારૂપણાની શેખી છતાં શું સુખી છે? બીજાઓને દોરવવાનાં દાવા છતાં શું તેઓ પોતે સંતોષી છે? શું તેઓ શાંતિ અનુભવે છે? જો તેમ નથી તો તેમનું વ્યહવારૂપણું ક્યાં રહ્યું જે વસ્તુ મેળવવા પાછળ તેઓ રાત દીન વેઠ કરીને-કરાવી રહ્યા છે, તે ઇષ્ટ તો એઓથી દૂરનું દૂરજ છે. આ લોક મતલબ હોય ત્યારે, સ્વબચાવમાં પ્રારબ્ધ, કીસમત અને નસીબ વચ્ચે લાવે છે અને મતલબ હોય ત્યારે પુરૂષાર્થનાં બાકાં ફુંકે છે.

આ પૃથક્કરણથી મારી નાઉમેદી દૂર થઇ ગઇ. મારામાં સ્વમાન અને સ્વબળનો વધારો જણાયો, મારામાં ઉલટ ઉછાળા મારવા લાગી. ચૈતન્ય ઉભરાઇ જતું જણાયું. ચિત્તની ચંચળ વૃત્તિઓને કાબુમાં આણવાનો વ્યવસ્થિત ક્રમ રચ્યો. ઇન્દ્રીઓ અને વિકારોને અંકુશમાં આણવાની યોજના રચી. આ નવા પ્રોગ્રામ માટે સતસંગની આવશ્યકતા તથા કોઇ ખરા, ફતેહમંદ, વ્યહવારૂ ઉસ્તાદ, કોઇ સાચ્ચા નીતિમાન સદ્દગુરુની મને અતિ જરૂર ભાસી અને બન્યું પણ એવું કે મારી મુરાદ મુજબનો પ્રસંગ આપોઆપ ઉભો થયો.

Mon. Paul Richard માં. પૉલ રિશાર સાથની મારી પહેલી મુલાકાત અને હિમાલયનાં પહેલાં દર્શનનો રસમય કિસ્સો આવતાં પ્રકરણમાં જોઇશું.



# પ્રકરણ બીજું.



## મારૂં સાધુ જીવન.

### મૉ. પૉલ રિશાર.

ગાંધીજીનાં 'નવજીવન'ના એક અંકમાં "આવતી કાલનો પુરૂષ" એવાં મથાળાં હેઠળ એક સુંદર લેખ તથા Mon. Paul Richard મૉ. પૉલ રિશારનું એક મુખમુદ્રા મારા જોવામાં આવ્યું. 'નવજીવન'ના લેખો માટે મને માન હતું, તેથી હું આ પુરૂષ તરફ ખેંચાયો. ન ધારેલા સંજોગે એક શિક્ષક મિત્ર સાથ મારૂં ઘાટકુપર જવું થયું, જ્યાં અમો આ ફ્રેંચ સાધુ સાથ પરિચય પામ્યા.

એમનો બાહેરનો દેખાવ ખેંચાણકારક હતો. શરીર મજબુત બાંધાનું ઉચું હતું. ચામડી ગોરી હતી. માથાના વાળ અર્ધા સફેદ લાંબા હતા; તેવીજ છાતી વેર ઉતરતી મોટી દાઢી હતી. પોશાકમાં શુદ્ધ સફેદ ખાદીનો લાંબો સાલ્લો અને માથે ધોળી બરફ જેવી, બન્ને કાનો પર ઉતરતા છેડા સાથની ખાદીની ટોપી હતી. મોજાં વગરના ગોરા ગોરા પગોમાં એક સાદી ચંપલ શોભી રહી હતી. ઓરડામાં મેજ, ખુરશી, સોફા, કબાટ વગેરે પાશ્ચિમાત્ય રાચરચિલાંની ગેરહાજરી ધ્યાન ખેંચી રહી હતી. ધર્તિપર બીછાવેલાં સાદાં આસને બીરાજેલા આ ત્યાગી જેવા પુરૂષ, કોઇ અસલી ઇરાની ઉસ્તાદની ગોયા યાદ આપતા.

કહે છે કે પારીસમાં પાદરી થવા માટેનું પહેલું શિક્ષણ લઇ, પાછળથી કાયદાનો અભ્યાસ કરી, મૉ. રિશારે એડવોકેટ તરીકે ધંધામાં ઝુંપલાવ્યું હતું. ત્યાર બાદ રાજ ખટપટ (politics)માં માથું માંયું અને સાથે સાથે (journalist) છાપાના તંત્રી અને ગ્રંથકર્ત્તા તરીકે પણ કલમ અજમાવી હતી. પ્રજાસત્તાક રાજ્યમાં ઉછરેલા હોઇ એમના વિચારો ક્રાન્તિ માટેના હતા. સચ્ચાઇ અને પરમાર્થને ખાતર લડાઇ કરવાના, છેલ્લાં જરમન મહાયુધ્ધ સમયના ફ્રેંચો અને અંગ્રેજોના ઢોંગી દાવાને "To The Nations" નામથી ચોપડીમાં વખોડી કાઢી ઉઘાડા પાડયા હતા અને તે કારણે સરકારની સખ્ત ખફગી વ્હોરી લીધી હતી.

એમની તેજી કલમમાં ઉંડો ચટકો હતો. "The Scourge of Christ" નામની ચોપડીમાં તેમને કમાલ કીધી હતી. કહેવતરૂપ ટુંકાં ટુંકાં માર્મિક વાક્યોમાં અનેકવાર સાર્વજનિક સચ્ચાઇ ભાખતી. જીસસ ક્રાઇસ્ટનાં શિક્ષણનું આજના ખ્રીસ્તીઓ જે ઉઘાડું ઉલંઘન કરી રહ્યા છે તેઓને આ પુસ્તકમાં મૅા. રિશારે સખ્ત ચાબકા લગાવ્યા છે.

મૅા. પૅાલ જેટલા દિવસ ઘાટકુપર રહ્યા તેટલાં લગભગ રોજ હું એમની પાસ જવા લાગ્યો. સંધ્યા કાલે ત્યાંની એક નાનકડી ટેકડીને મથાળે સૂર્યને સેવટનું નમન કરવા એઓ જતા. હું પણ એમની સાથ જોડાતો. એક સાંજે અમોએ ડુંગરનાં શીખર પર બેઠક લીધી. દૂરની મલાડ-મરોલીની ટોચોએ સૂર્યને ઢાંકી દીધો. આ ગંભીર પળો હતી. ઋષિરૂપ રિશાર આંખો બંધ કરી શાંત મનન કરતી ઢપે સ્થિર થઇ બેઠા. એક હાથ પર મૅા. ના સાથી રમણલાલ અને હું ગોઠવાયા હતા. બીજી બાજુએ મારી સાથે આવેલા બે શિક્ષક ભાઇઓ હતા. મૅા. પ્રત્યે માન અને ભક્તિભાવથી આંખો મીચીને અમો પણ મનનની ઢબે રહ્યા. મુમ્બઇ જેવાં શહેરની આટલી નજદીક આવા અસાધારણ દેખાવની ભવ્યતા ભોગવવા મારી આશ્ચર્યચકિત ચક્ષુઓએ વધુ વાર બંધ રહેવા ના પાડી; અને રૂપેન્દ્રિયને આધિન બની આ અલૌકિક પ્રસંગનો રસ, મધમાખની અધિરાઇથી હું ચૂસવા લાગ્યો. આ સમયે મને જેટલો આનંદ મલ્યો તેટલો આ મનન કરનારાઓને મલ્યો હશે કે નહિં તે હું કહી શકતો નથી. આ 'મનન' કેમ થતું હશે? મૅા. શું વિચારતા હશે? એમને કાંઇ દિવ્ય દૃષ્ય જણાતું હશે કે? આહ! હું ક્યારે સીમાની પેલે પાર (Beyond the Border Land) નું જોઇ શકીશ! અંધકારમાંથી રોશની તરફ મારૂ જવું થાવો!" એવી મારાં સાચાં દીલની તીવ્ર ઇચ્છા હતી.

## શ્રી અરવિંદ ઘોપના ગુરૂ.

ચિન્તન સમાપ્ત થવે મેં સૃષ્ટિની યોજના અને રચના, તેનાં કારણ અને અંતિમ મહાકારણ બાબે સવાલો પુછ્યા. આ ચર્ચા ચાલી રહી હતી તેટલાં ગૃહસ્થી પોશાકમાં સજ થયલા એક ઠીંગણા દક્ષિણી આવી ચઢયા. મૅા. રિશારે ઉઠીને તેમને પ્રેમથી આલિંગન દીધું, જે પરથી આ નવા આવનાર સજ્જન પણ કોઇ મહાપુરૂપ હશે એવું મેં ઝડપી

અનુમાન દોરી લઇ, માનથી ઉભા થઇ, પ્રણામ કર્યું. આ નવા આવનાર શખ્સ, મી. વિષ્ણુ લેલેએ મને ફરામરોજ નામથી સંબોધી મારા પ્રણામનો યોગ્ય ઉત્તર વાળ્યો. મારી અજાયબીનો પાર ન રહ્યો કે આ અજાણ્યા શખ્સે મારૂં નામ કેમ જાણ્યું હશે!

અંધારૂં થવા આવવે અમો સઘળા મૉ. રિશારના મકાનપર ગયા. ત્યાં મી. લેલેએ પોતેજ મારી હસ્તરેખા જોવા માગી. જોઇ, મારી આત્મજ્ઞાનની અભિલાષા માટે અભિનંદન દીધું. મારા હિમાલય જવાના ઇરાદાને પુષ્ટિ આપી અને મારૂં આધ્યાત્મિક જીવન ઉજ્જવળ નીવડશે એવી ભવિષ્યવાણી ઉચ્ચારી. હવે વાત એમ હતી કે મૉ. રિશાર આવતા ઉનાળામાં હિમાલય જવાના હતા. મેં મૉ. ને પ્રાર્થના કરી કે મને પણ તેમની સત-સંગનો લાભ આપવો અને હું તેમને કોઇ રીતે બોજારૂપ થઇશ નહિ. મૉ. રિશારે વિચાર કરી જવાબ આપવા કહ્યું હતું અને આ બાબદમાં લેલેની સલાહ લીધી હતી. તેથી લેલે મારૂં નામ તથા મારી હિમાલય જવાની ઇચ્છાથી જ્ઞાત થયા હતા આ બધું મને પાછળથી માલમ પડયું હતું. તુર્તવેળા તો મેં મી. લેલેમાં દિવ્ય દૃષ્ટિ આરોપી હતી.

વિષ્ણુ ભાશકર લેલે પોતાને પૉન્ડીચેરીમાં રહેતા જગન્નાહેર બંગાળી જ્ઞાનયોગી શ્રી અરવિંદ ઘોષના ગુરૂ લેખાવતા હતા. મી. લેલેની ભવિષ્યવાણી કેટલી સાચી પડી? અરવિંદ ઘોષના ગુરૂ કઇ રીતે હતા? એમનાં બીજા બોપાળાં કેમ ફુટયાં? તેમાં મારૂ પાત્ર શું હતું? એવણે મને હીપનોટાઇઝ કરવાની નિષ્ફળ ચેષ્ટા કેમ કીધી હતી? તે સઘળાંનું રસમય (romantic) વર્ણન સમયના ક્રમવાર આપણે આગળ ચાલતાં જોઇશું.

હાલ તો લેલેનાં ગોળીગોળી છૂટે એવાં ભવિષ્ય કથનથી મારી છાતી ગજગજ ખીળી, મારૂં અભિમાન વધ્યું અને સાથીઓમાં મારી અગત્યતા જરા વધારે દેખાડવા લાગ્યો. કેવી નબળાઇ!

મૉશ્યર રિશારે પોતા સાથે જોડાવાની પરવાનગી આપવાની મહેરબાની ફરમાવી. મેં ઉનાળાની રજા સાથે અઢી મહિનાની છૂટી કઢાવી. અને મુસાફરીની તૈયારી કરવામાં રોકાયો. રિશાર માર્ચમાં મુંબઇ છોડી ગયા, અને મારે ક્યાં અને ક્યારે એમની સાથે જોડાવું તે પાછળથી લખવા જણાવી ગયા.

## મુસાફરીની તૈયારી.

પીટીટ ઑરફનેજમાં હતો ત્યારથીજ મેં તપસ્વી જેવું જીવન શરૂ કર્યું હતું. સાદું જીવન અને ઉચ્ચ ચિન્તન (Plain living and high thinking) એ મારો મુદ્રાલેખ હતો. ત્યાંથીજ મેં જટા અને દાઢી વધારવા માંડી હતી અને શુધ્ધ ખાદીનો પોશાક ધારણ કર્યો હતો. સાધુ સંતોના જીવન ચરિત્રો અને ઉપદેશો વાંચતો હતો. સ્વામિ વિવેકાનન્દના લેખોથી વાકેફ હતો. હંસ સ્વામિ કૃત "કૈલાસ માન સરોવરની યાત્રા" પણ વાંચી હતી. એક ન્હાની ટ્રંકમાં કપડાં, એક હૅન્ડ બૅગમાં સ્વામિ રામતીર્થનાં "In the Woods of God Realisation"નામક ત્રણ દળદાર વૉલ્યુમો અને બીજી ન્હાની ન્હાની જરૂરીઆતો, તથા એક ન્હાનો બીસ્તરો એટલો સામાન સાથે રાખ્યો હતો. મીં. રિશારને મળવાને થોડાક દિવસની વાર હતી તેટલાં તા૦ ૯ મી એપ્રીલ ૧૯૨૨ અને રવીવારે મેં મુસાફરી શરૂ કરી દીધી.

### અજમેર.

પહેલી 'બ્રેક જરની' (Break journey) અજમેર કીધી. મારી સત્યની શોધનું પહેલું હપતેખાન અજમેરની એ ત્રણ સ્ટેશન અગાઉથી શરૂ થયું. ત્રણ ધર્મી મહોમેડન ભાઇઓ મારા ડબ્બામાં આવી બેઠા. જેમાનો એક અજમેર શરીફની પ્રખ્યાત પીર ખ્વાજા મોહીનુદ્દીન ચિસ્તીની દરઘાહનો પૂજારી હતો. દરઘાહ શરીફના આ દયાળુ આડત્યાએ માત્ર નજીવાં દામમાં પીર સાહેબ પાસે મારી માગી મુરાદ હાંસલ કરાવી આપવાની ખુશી દેખાડી! પણ મારી તંગદસ્ત અને અશ્રધ્ધાળુ વૃત્તિએ આ અનુપમ લાભ જતો મેલ્યો. પણ તેટલાંમાંજ અટક્યું નહી. હું જરા વધુ લાહેરી કરવા ગયો, અને મુસાફરીનું કારણ એમ સમજાવ્યું કે 'જીંદગી, ક્રિયાકામ, ખોદાની હસ્તી વગેરે બાબતોમાં હું શંકા ધરાવુ છું.' આ ઉપરથી મુજાવર સાહેબ તો ખુબ બબાળવા લાગ્યા, "તારામાં યકીનનું તત્વ કોતાહ છે. તું કુફર છે. કુફ્રેનો તો જહાનમમાં પણ થાર થાય નહી. પાક દરઘાહમાં તું પગ બી કેમ મુકે છે તે હું જોઉં છું." પછી આ ધર્માંધ ઓળો જરા નર્મ પડી કહેવા લાગ્યો "હા, એકજ માત્ર આશાનું કીરણ છે, તારે માટે બચવાનો ફકટ એકજ માર્ગ છે. આવ, કાલને કાલ હું તુંને ઇસ્લામમાં દાખલ

કરાવું, પછી ઇમાન રાખ અને ઇજ્જત (બાહેરત)નો અધિકાર પ્રાપ્ત કર." મેં જોયું કે આવા અજ્ઞાન અને ઝનુની માણસ આગળ ભડભડ વાતો કરવામાં મેં કાચું કાપ્યું હતું. અજમેર સ્ટેશનપર ગાડી આવી પહોંચી અને અમે છુટા પડયા. અને બીકનો માર્યો દરગાહ શરીફની અડાસે પણ ગયો નહી.

અજમેરની જોવા જેવી લગભગ સઘળી જગાઓ હું જોઇ આવ્યો. અન્નાસાગર, બારાદરી, દઉલત બાગ, મેયો કોલેજ, લાલમંદીર વગેરેની ઉડતી મુલાકાત લીધી, જેનું વિગતવાર વર્ણન આપણા મૂળ વિષય સાથ સંબંધ ધરાવતું ન હોવાથી આપણે આગળ ચાલીશું.

## જયપુર.

અજમેરથી જયપુર જતાં મારા ડબ્બામાં મુસાફરી કરતા મી૦ 'મૃજકીશોર નામના એક ગ્રેડયુએટ સાથે તત્વજ્ઞાનની વાતોમાં વખત મજાહનો પસાર થઇ ગયો. આ ભાઇ પણ એક સત્ય શોધક હતો. હાલમાં નિરાશાવાદી (passimist) બન્યા હતો. સંસારની લીલી સુકીથી લગભગ (desperate) મરણીઓ થઇ ગયો હતો, તે એવાં અનુમાન પર આવ્યો હતો કે આપણી સમાજના નીતિરીતિના આદર્શો અવ્યહવારૂ અને નિષ્ફળ છે; અને "ઘી ખાના સક્કરસે, ઔર દુન્યા ખાના મક્કરસે" ની પૉલીસી અખત્યાર કરી હતી. તેનું માનવું હતું કે "જીસસ ક્રાઇસ્ટનું શિક્ષણ આપઘાતિક અને નાશકારક હતું. એક ગાલ પર તમાચો ખાઇ બીજો ગાલ ધરનાર એક પણ ખ્રીસ્તી તો બતાવો. 'જાયે ગુલ ગુલ બાશ, જાયે ખાર,ખાર'. ભલાં સાથે ભલાઇ ભલી, બુરાં સાથે બુરાઇ કરવી."

ગાડી જયપુર આવી પુગી અને અમો ફીલસુફી બાજુ મેલી દઇ ઝટપટ ઉતરી જવામાં રોકાયા. સ્ટેશનથી કીંગ એડવર્ડ મેમોર્યલ ધર્મશાળા પર હું ગયો અને નજીવી કીમતે એક બીછાનું ભાડે મેળવ્યું. રેલ્વે ગાઇડમાંથી જોવા યોગ્ય જગ્યાઓની ટીપ મેં કરી રાખી હતી. સવારે સાત વાગામાં બાહેર પડતાં, "એક સ્વારી, એક સવારી, એક આણા, એક આણા" કરી એક્કાવાલા પોકારતા હતા, તે સ્વિકારી. આ અચંબો પમાડનારા અને જડ થઇ ગયલા સાંધાઓને આર્શીવાદ રૂપ રથમાં પલાંઠી મારી, અમો પ્રખ્યાત 'ગળતાળ' મંદીરની તળેટીમાં ઉતર્યા. જયપુરની શરૂઆત ખરેજ સારી પુરવાર થઇ. આ સ્તુતિ

સ્થળની પસંદગી વખાણવા જોગજ છે. એક રમણિક ટેકડીને મથાળે સૂર્ય નારાયણનું મંદીર ઉગતા સૂર્યને પહેલો આવકાર આપે છે. તળેટીએ પ્રસરેલું વિશાળ પુરાણું શહેર, સ્ટેશનનો સિધ્ધો છાંયાંવાલો રસ્તો, અને તાઝગી બક્ષનારી પવનની મંદ લ્હેકી દુન્યવી દુખને ઘડીભર ભુલાવી દે છે. કુદરતી પાણીના ઝરાને બે ફાંકડા કુંડમાં ફેરવી નાખવામાં આવ્યા છે. સ્ત્રી પુરૂષો જુદાં જુદાં સ્નાન કરી શરીર શુદ્ધ બનાવે છે. જરા આગળ ચાલતાં ગાયન વાદનનો મધુર અવાજ મારે કાને પડયો. એક ન્હાનો બ્રાહ્મણ પુત્ર મને એક કંપાઉન્ડમાં લઇ ગયો. ત્યાં તો જાણે એક રાજાની દરબાર! એક શ્રિમંત ગૃહસ્થ પાતલાં મલમલનાં આછાં કપડાંમાં સજ થઇ એક અમીરના દમામથી બેઠો હતો. ગળાંમાં સોનાનો એક હાર અને આંગળાંઓમાંની વીંટીપરના હીરા નીળા પીળા રંગના ચમકારા કરી રહ્યા હતા. તેના ખોળામાં એક ન્હાની સુંદર બાળા લાડથી બેઠી હતી. સાંમેની બે ત્રણ ચાંદીની થાલોમાનાં મોઘરાં ગુલાબ મધમઘાત પાંથરી રહ્યાં હતાં અને ત્રણ શખ્શો વચ્ચોવચ ખડા રહી તરેહવાર નખરાંથી નાચતા હતા. પગોને સુવ્યવસ્થિત લ્હેકા દઇ છુમ છુમ નૃત્ય કરતા. એક રમુજી દેખાવનો તબલચી ધુંધમાં આવી સીતાર સારંગીવાલાઓને જરા પણ થોભવા દેતો નહી. કોઇકવાર તે ઉમરાવી દેખાવનો શાંત ગૃહસ્થ વગાડનારાઓની પ્રશંસા અર્થે ડોકું ધુણવતો. નાચ પુરો થતાં જળતરંગની લ્હેકી પ્રસરી જે જાણે ખુશ નશામાં સાંભળનારાઓને ચકચુર બનાવી દેતી. એશિયાટીક ભોગવિલાસનો આ એક નમુનો હતો. મુસાફરીની મજાહ તો આવી અચાનક મળતી ખુશ અજાયબીઓમાંજ છેતો. "ફરે તે ચરે, બાંધ્યો ભુખે મરે."

ત્યાંથી જાણે ખસવાજ ગમ્યું નહી, પણ વખત થોડો હોવાથી હું ત્યાંથી આગળ ચાલ્યો. શહેરમાં ઉતરી **માન મંદીર**ની મુલાકાતે ગયો. વેધ શાળા (observatory) શબ્દ કરતાં માન મંદીર શબ્દમાં વધુ સંગીત સમાયલું ભાસે છે. ત્યાંનાં ગંજાવર રાક્ષસી યંત્રો હિંદની પૂર્વ સંસ્કૃતિ (civilization)ની હૈયાત સાબેતીઓમાની એક રજુ કરે છે. ગ્રહોની ગતિ, રાશીઓના ચકરાવા, સૂર્ય અને તારાઓની ચાલ, ચંદ્રની કળા, ગ્રહણની આગાહી વગેરે દેખાડનારાં ચોકસાઇ ભર્યાં આ યંત્રો હિંદુ વિદ્વાનોની ગુહ્ય ગણિત અને ખુબીવંત ખગોળ વિદ્યાની એકવારની જાહોજલાલી જોનારની નજર સામે સાક્ષાત ખડી કરે છે.

જયપુરનું અજાયબ ઘર (museum) હિંદી મ્યુઝયમોમાં એક ઘણી આગેવાન જગા ધરાવે છે. મીસર દેશનું મમી (Egyptian mummy) જોઈ હું તરેહવાર વિચારોના વમળમાં ગુંચવાયો. ઇરાન, બેબીલોન, ઇજીપ્ટ, ચીન, હિંદુસ્તાન વગેરેની મહાન પ્રજાઓ દુન્યાઈ ચક્કરને મથાળે પોતપોતાની પાળી પ્રમાણે આવી આજે હેઠે પડયાં છે. જરમની, અમેરિકા, રશિઆ, જાપાન અને ઇંગ્લાંડની પ્રજાઓ આબાદીને શીખરે ચઢે છે. સામુદાયિક અને વ્યક્તિગત ચઢતી પડતીના કારણો શું હશે? મનુષ્ય જાત આગળ વધે છે, કે પાછળ હટે છે, કે જયાંની ત્યાં ચકરાવા ખાયા કરે છે? આ ચઢતી પડતીનાં ચક્રને આપણે રહેંટ (persian wheel) સાથે સરખાવ્યે તો તે એક સ્થંભસ્થિર ધરીપર એકની એક જગાએ ફર્યા કરતું લેખી શકાય. જો તેને ગાડાંનાં પૈડાં સાથે સરખાવ્યે તો તે ધરી સમેત એક જગ્યાએથી બીજીએ જતું ધારી શકાય. વળી તેમાં પણ બે પેટા વિભાગ આવી શકે. જેમ કેટલાંક પુરાણો માને છે તેમ પ્રજા યા વ્યક્તિ આગળ વધી શકે તેમ પાછળ પણ હટી શકે, અને જેમ થીઓસોફી વગેરે મતવાલા માને છે તેમ હમેશાં આગળ અને આગળજ વધ્યા કરે છે, પાછળ હટવા જેવું કશું છેજ નહી, દેખાતું પાછળ હટવું છે તે reversing station જેવું છે; વગેરે અનેક વિદ્વાનોએ અનેક પક્ષાંતરો રજુ કર્યા છે જેમાંથી એક પણ તર્ક અને દલીલથી સીદ્ધ થઇ શકતો નથી. ખયર!

## આગ્રા

આપણે વર્ણન તો આગળ વધાર્યે. જયપુરથી આગ્રા જતાં મારા દબ્બામાં એક મુસલમાન ભાઇ તથા હું એકલાજ હતા, આ ભાઇ દબ્બામાં કોઇને આવવા દેતા નહીં. બાંડીકુઇના સ્ટેશન પર લગભગ ગાડી ઉપડવાને સમયે એક મારવાડી કુટુંબ દોડાદોડી કરતું અમારા દબ્બા તરફ આવ્યું. આ ભાઇએ હટકારી કાઢયાં પણ મેં ઉપરવાટો થઇને બારણુ ઉઘાડી જગા કરી આપી. આ ઉપરથી ડાહી ડાહી વાતો ઉત્પન્ન થઇ. "ભાઇ, બે કલાકની મુસાફરી છે; પછી તું કયાં અને હું કયાં? આ દુન્યા પણ 'સરાય સે પંજ રૂઝ' એટલે બે ચાર દિવસ માટેની ધર્મશાળા છે. સાથે કશું આવતું નથી, છવો અને છવવા દયો, અરસપરસ સહાય થાવો, એવાં કાર્યોમાંજ આયંદે ફાયદો છે." આ

મારવાડી કુટુંબને આ મદદ કીધી તેની કીમત મને તેજ દિવસે મળી. આ કુટુંબ પણ આગ્રાજ જતું હતું. મારી આગ્રાની આ પહેલીજ મુલાકાત હતી અને હું, કયાં ઉતરવું તેના વિચારમાંજ હતો, તેટલાં આ ઉપકારી કુટુંબે મને પોતા સાથ જગા કરી આપી. સ્ટેશનની સામે બે ઓરડા એક રૂપ્યે રોજને હિસાબે ભાડે રાખ્યા. જેમાંના એકમાં સ્ત્રી મંડળને જગા આપી, બીજા ઓરડામાં અમે પુરૂષો ગોઠવાયા. પછી હું એકલો શહેરમાં ફરવા ગયો. કિલ્લામાં મોતી મસજીદ અને કાળા સંગેમરમરનું તખ્ત જોવા જોગ હતું. તાજ મહાલ જોવા ગયો. ખધેથી ફરીને જોયું. મનુષ્ય અમર બનવા તરેહવાર ફાંફાં મારે છે. શરીર તો લાંબો વખત જીવતું નીભી શકતું નથી તેથી, મુર્દાને મસાલો ભરી સાચવી રાખવા પાછળ ઇજીપ્શ્યનોએ "મમી" બનાવવાનો હુન્નર રચ્યો. બીજી પ્રજાઓએ પત્થર અને ધાતુનાં બાવલાં બનાવી યાદગારી જાળવવાની યુક્તિ રચી. બીજાઓએ કાગજ પર છપી યા ગ્રંથ રચનાથી લાંબો વખત યાદગારી જાળવવાની પેરવી કીધી. જ્યારે ફીલસુફોએ આત્મા તો અમરજ છે એવો સધ્યારો આપી સંતોષ માન્યો, મનાવ્યો. બધાં ફાંફાંજ તો! દૂરનાં અટકળનાં ભવિષ્ય માટે ચિંતા કરવા કરતાં વર્તમાનનું ચિંતન વધુ ફાયદાકારક છે એમ મારૂં માનવું છે.

નાનપણથીજ આગ્રાના તાજ મહાલ માટે ઘણું ઘણું સાંભળેલું, વાંચેલું, એટલે તે જોવાની ઘણી ઇચ્છા થયાજ કરતી હતી. જ્યારે જોયો ત્યારે મને અત્યાનન્દ પ્રાપ્ત થયો નહી હું અજાયબ થયો કે લોકો ખાસ ચાલી ચલાવીને આગ્રા શા માટે જતાં હશે? જો સૌંદર્ય પિછાણવાની શક્તિ તેઓમાં હોય તો ઘરને આંગણેજ લાખો ખુબસુરત વસ્તુઓ મળી આવશે. શું એક પાણીનાં ટીપાંમાં, એક રાઇના દાણામાં, એક નાનકડી કીડીમાં, એક માણસનાં શરીરમાં, એક પક્ષીના માળામાં કાંઇ કમતી સૌંદર્ય છે? સૌંદર્યના નિહાળી તેમાંથી આનન્દ મેળવવાની રીત આપણી નિશાળોમાં ભાગ્યેજ શિખવાય છે. તાજ મહાલ બેશક ખુબસુરત વસ્તુ છે. તેની પાછળ રહેલા ભાવોની તવારીખ જાણી તેવી સ્થિતિ મનમાં પ્રાપ્ત કરી શકતા હોઇએ તો, એટલે કે જોતાં આવડતું હોય તોજ અને તેઓને માટેજ તાજ મહાલ ખુબસુરતીનો નાદર નમુનો છે. મેં પહેલો જોયો ત્યારે માત્ર ફેશનને ખાતર કહેવડાવવા કે તાજ મહાલ જોયો છે. બાકી મારે કબુલવું જોઇએ કે કાંઇ મજાહ પડી હતી નહી.

અજમેરથી જયપુર, આગ્રા થઇ દીલ્હી ગયો; જ્યાં મી. પોલ રિશારનું પત્ર મળ્યું કે હરદ્વારનાં કાંગરી ગુરૂકુળમાં આવી મળવું. આથી હું તુર્ત હરદ્વાર ગયો.

## હરદ્વાર ગુરૂકુળ.

મૉ. પૉલ રિશારે મને હર્ષભેર આલિંગન કર્યું અને શિક્ષકો સાથે એક અલાહેદો ઓરડો મારે માટે રાખ્યો હતો તે દેખાડ્યો.

સો વર્ષની વાતપર ગર્વિ ગુજરાતમાં જાહેર થયલા આર્ય સમાજના સ્થાપક સ્વામિ દયાનન્દ સરસ્વતિના સુવિચારોનું જીવતું, જાગતું, આગળ વધતું સ્મારક આ ગુરૂકુળ છે. આ દુરઅંદેશ સન્યાસીએ ઝટ જોઇ લીધું હતું, કે હિંદુસ્તાનમાં અપાતી પાશ્ચિમાત્ય રૂઢીની માત્ર ચોપાટી પરની કેળવણી, આર્યોની અસ્મસ્થાન ભુલાવી નાખે એવી છે. તેથી હીંદુઓમાં ચારિત્ર અને વીર્યબળ સજીવન કરવા જગે જગે બ્રહ્મ-ચાર્ય આશ્રમો સ્થાપવા જોરભેર ચળવળ ચલાવી. કહે છે કે પ્રાચીન કાળમાં મહાન અનુભવી પુરૂષો ગૃહસ્થાશ્રમથી ફારેગ થઇ વાનપ્રસ્થ સ્થિતિમાં યા પછીનાં સન્યાસાશ્રમમાં સ્વાર્થ તજી, શાંત, એકાંત, હવાશીર સ્થળોમાં ગુરૂકુળો સ્થાપી પોતાનાં જ્ઞાન અને અનુભવનો લાભ ઉઘરતી પ્રજાને આપતા. લીલી સુકી વેઠી ઘડાયલા, કસાયલા, વ્યહવારકુશળ ગુરૂઓનાં શિક્ષણ સાથ આજની આપણી નિશાળોની પદ્ધતિની સરખામણી કરો. શિક્ષાર્થિઓ પાસથી મળતી ફી ને લોભે, ભવિષ્યની પ્રજા ઘડવાનું ગંભીર કામ કાચાં કુવારાં બીનઅનુભવી જુવાનોના હાથમાં મેલાય છે.

પાક કમસ્વાર્થિ ઉસ્તાદો ઉપરાંત ગુરૂકુળનો એક બીજો નોંધવા લાયક ગુણ તે ત્યાં વિદ્યાર્થિઓ પાસ પળાવાતો બ્રહ્મચાર્યનો નિયમ છે. આ કારણસર ખોરાક ઉપર ખાસ ધ્યાન અપાય છે. માંસ, મદીરા, તેલ, મરચું, ખટાશ વગેરે રાજસિક–તામસિક, કામોત્તેજક પદાર્થોની પરહેજી પાળવામાં આવે છે. આ ઉપરાંત ઠંડાં પાણીનું પ્રાતઃ સ્નાન, પુરતી કસરત, યોગ્ય વસ્ત્રો, કઠણ બીછાનું, તથા વાતચીત અને વાંચન અને સંગત ઉપર પુરૂ તકેદારી રાખવામાં આવે છે. શરૂઆતનાં ૨૪ વર્ષ આવાં વ્રતમાં પસાર કર્યા પછી આ બ્રહ્મચારીઓ લગ્ન કરી તંદુરોસ્ત, બળવાન અને વીર્યવાન ઓલાદ ઉત્પન્ન કરી ગૃહસ્થાશ્રમને શોભાવે તો તેમાં કાંઇ નવાઇ છે? અજાયબી છે કે પારસી ઘરોમાં, ઑરફનેજોમાં,

બોર્ડીંગ સ્કુલોમાં બ્રહ્મચાર્ય શબ્દ, તેની અગત્યતા, અને તેનુ પાળન જણાતુ નથી.

એક ત્રીજું ધ્યાન ખેંચનારૂં તત્વ તે તેઓની પ્રાર્થનાની રૂઢી છે. સહવારમાં સકાળે ઉઠી, કસરત, સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્રોમાં સજ થઇ સૂર્યોદય થતાં સર્વ બ્રહ્મચારીઓ એક ખુલ્લાં ચોગાનમાં પોતપોતાના આસન (એક ચટાઇ યા સેતરંજીનો ૨×૨ ફીટનો ટુકડો) પર ગુપચુપ ગોઠવાઇ જાય છે. ગુરૂજી મધ્ય સ્થાનમાં બેસે છે. અને આંખો મીચી ને શાંત મનન કરે છે. થોડીવાર તેમ કર્યા પછી વચમાં જમીનમાં એક વેદી ગાળેલી હોય છે તેમાં લાકડાંના ટુકડા તથા ઘી સ્હેજ સ્હેજ રેડતા જઇ સર્વે એક કંઠે મંત્રો ઉચ્ચારે છે, જેમાં પોતાનાં ચારિત્રને વધારવાનાં જાણે વચનો અપાય છે. 'હું મારા ક્રોધને આ અગ્નિમાં સ્વાહા કરૂં છું. હું મારા કામ, ક્રોધ, મોહ વગેરેનો આ અગ્નિમાં નાશ કરૂં છું.' વગેરે વગેરે, કહી છેવટે દુવા માગે છે 'અમુને અસત્યના માર્ગથી દૂર કરી સત્ય તરફ લઇ જાઓ!'

આ સુવ્યવસ્થિત ભવ્ય દેખાવ જોઇને મને પરેલની **પારસી ઑરફૅનજનો** પ્રાર્થના કાળ યાદ આવ્યો, ત્યારે અફસોસનો એક ઉંડો નિસાસો ખેંચ્યો. સુધરેલા પારસીઓના અનાથાશ્રમનો, ખ્રીસ્તી દેવળની ઢબનો, બંદગીનો હૉલ, ત્યાંની ગંભીરતાની ગેરહાજરી, ભક્તિભાવની શૂન્યતા, કોઇ છોકરો કંઇ ભણે તો કોઇ કઇ, કોઇ મનમાં બડબડે તો કોઇ બરાડા મારે, તો કોઇ પરિક્ષાની તૈયારી માટે ભૂગોળ ગોખે, એવો ગુંચવાડા ભર્યો, કઠોર ધુંધવાટ, અને એટલું કમતી હોય તેમ લાંબી નેતરવડે કોઇને ત્યાં ફટકાવતા, તો કોઇને ત્યાં રમુજી નોશાકરા ઉચ્ચારોએ ધમકાવતા દસ્તુરજી (!) ઇબાદતગાહ કરતાં તમાશાખાના યા મચ્છી બજારનો દેખાવ રજુ કરતા હતા, એમ અનુભવશીર લખવામાં સ્હેજ પણ સહરાધાટ નથી.

શું બંદગી કરવી, કરાવવીજ જોઇએ? અને જોઇએ તો આવી કઢંગી રીતે? શું પારસી જેવી કોમને આ છાજતું ગણાય? ખ્રીસ્તી દેવળ અને ત્યાંનાં ફર્નીચરની નકલ કીધી તો તેઓની ગંભીરતા અને dignity શા માટે ભુલાવી દીધી? 'દિવસના બે વખત અવસ્તાવાણીની બંદગી કરાવ્યા પછીજ યતિમોને ભોજન અપાય છે'

એવા પોકળ ફડાકા મારવાની શી જરૂર ? આવો તમાશો અને ઢોંગ કયાં સુધી ઢોંગ ચાલુ રાખશે ? શું આ રૂઢીમાં ઘટતો સુધારો કરવાનું યા આ દંભને સદંતરજ બંધ કરવાનું ઇચ્છવાજોગ નથી ?

ઉપલાં વર્ણનથી કાંઇ એમ ન સમજવું કે કાંગડીનુ ગુરૂકુળ એક આદર્શ સંસ્થા હશે. હા, ત્યાંના વિદ્યાર્થીઓની તંદુરસ્તી અને બળ, બીજા સામાન્ય વિદ્યાર્થીઓ સાથે સરખાવતાં ચડતાં જણાય છે એ વાત ખરી છે. પણ ત્યાંનું શિક્ષણ એકતરફી ઘણું છે. ઉચ્ચ કળા તથા aesthetic sense ને ખાસ કચડી નાખવામાં આવે છે. પારસીઓમાં એક નમુનેદાર સ્કુલ સ્થાપવાની ચર્ચા ચાલે છે ત્યારે ગુરૂકુળ, શાંતિનીકેતન, સાબરમતી આશ્રમ, રાધાસ્વામિ સ્કુલ વગેરે સંસ્થાઓએ કરેલા પ્રયોગો ઉપરથી અનેક ઉપયોગી વાતો જાણવાની મળશે, એવું ધારી તે સંસ્થાઓનુ બારીક અવલોકન કરવું જોઇએ એમ સૂચવી આગળ વધીશું.

ઓહાશી કૈશુ નામનો એક બૌધ ધર્મગુરૂ છેક જાપાનથી સંસ્કૃત શિખવા આ ગુરૂકુળમાં આવ્યો હતો. તેની સાથે મૉ. પૉલ રિશાર તથા મને દોસ્તી બંધાઇ. ગરમીની ઋતુ નજદીક આવતી હોવાથી ઓહાશીએ પણ હિમાલય જવા ચાહ્યું અને મૅા. રિશારે ખુશીથી હા પાડી.

વળી રામાયાહ નામનો એક ચંચલ મદ્રાસી જવાન પણ મૅા. રિશાર સાથે જોડાયો. કહે છે કે જ્યારે મૅા. રિશાર દક્ષિણમાં મુસાફરી કરતા હતા ત્યારે રામાયાહના સમાગમમાં આવ્યા. તુર્તજ મૅા. રિશારે પારખી કાઢ્યું કે આ ઝળકતી આશા આપનાર જવાનમાં ભવિષ્યની એક મહાન વ્યક્તિ (!) છુપાયલી છે. રામાયાહનો બાપ મરણ પામ્યો હતો. કાકો તેની પર અતિ ઝુલ્મ ગુજારતો હતો. રામાયાહથી તે સહન થઇ શકતો નહી. આપઘાત કરવાના વીચાર સેવતો હતો, તેટલા મૅા. રિશારે પોતાનો કરી લઇ ઉગાર્યો હતો. પરાયા મુલ્કમાં એક ચંચલ જવાન દુભાબ્યાની મુફતમાં સેવા મળે તે કયો જગદ્‌ગુરૂ નાપસંદ કરે !

આમ એક ફ્રેંચ સરદારના હાથ હેઠળ એક મદ્રાસી, એક જાપાની અને એક પારસીની ચોકડી બની. હવે આ ચોકડીના પ્રાક્રમો જોઇએ.

અમે રિષિકેશ જોવા જવાનો ઇરાદો કર્યો. હરદ્વારથી મોટર બસમાં ૧૫ માઇલ છેટે અમે રિષિકેશ ગયા. ત્યાં ઉતરતાં મોટરવાલાએ પૈસા માગ્યાં જે મોં. રિશારે તુર્ત આપવા ના પાડી. અને કહ્યું કે પાછા ફરશું ત્યારે સઘળા સાથેજ આપીશું. હવે મોટર બસ કાંઇ અમારી ચોકડી માટેજ રીઝર્વડ ન હતી અને આવવા જવાની બોલી પણ કરી ન હતી. મોટરવાલાએ સભ્યતાથી કહ્યું "હું તો સ્વારી મલવે તુર્ત પાછો હરદ્વાર જઇશ. અને પાછી સ્વારી મળશે તોજ આવીશ. તમો ચાર માત્રને સારૂં સાંજ સુધી મારાથી થોભી રહેવાય નહી." રિશાર કહેવા લાગ્યા કે આ શોફર આપુને પરદેશી જાણી ઠગવા માગે છે. વળતી મુસાફરીએ વધુ દામ આપવું પડશે, માટે પૈસા આપ્યા નહી. શોફર તકરાર કરવા લાગ્યો ત્યારે મોં. રિશારે પોલીસપર લઇ જવા કહ્યું. પોલીસપર તો ઉલટી વાત બગડી. પોલીસવાળાએ કહ્યું હાલ પૈસા આપી દયો. જતી વેળા બીજી મોટર, ટાંગા વગેરે મળશે. પણ શકીલા સાધુ કહેવા લાગ્યા કે પોલીસ પણ શોફર સાથે મળી ગઇ છે. મેં નરમાશથી મોંશ્યરને સમજાવ્યું કે આપણે આવવા જવાની શર્ત કીધી નથી અને ઘણું થશે બે ચાર આના જાસ્તી આપવા પડશે યા એક રાત ત્યાં રહી જવું પડશે. બીજું શું? મોં. પૉલ સાહેબ તો ઉલટા મારી પર ક્રોધે ભરાયા, "તું નાદાન છે. એઓની યુક્તિ સમજી શકતો નથી. ચૂપ રહે." પછી મોંશ્યરે સીપાઇને કહ્યું, "હું તારી સાથ વાત કરીશ નહી, તારા અમલદાર આગળ લઇ જા." સીપાઇ કહે, "સબઇન્સ્પેકટર સાહેબ બાહેર ગયા છે, એક કલાક પછી આવશે." "તો તેટલાં હું નદી કીનારે ફરૂં છું. ઇન્સ્પેકટર આવે ત્યારે મને બોલાવજે" એમ કહી, મોં. પૉલ અમુને નદી તરફ ઘસડી લઇ ગયા. સીપાઇ પૂઠે પૂઠે આવ્યો અને શોફર હવે અધીરો પડયો અને મોટે મોટે ગડબડ કરવા લાગ્યો. ચાર લોક એકઠાં થઇ અમારો રકાશ જોવા લાગ્યાં. સીપાઇએ ફરીથી મોંશયર સાહેબને સમજાવવાની કોશેશ કીધી પણ મોં. ઉલટા છેડાઇને તેના આંગપર ધસ્યા. સીપાઇએ સીસોટી ફોડી બીજા સીપાઇની મદદ માગી. બીજો સીપાઇ માથેનો મળ્યો. તેણે તો આવતાંને સાથજ કહ્યું કે. "આ ગાંધીવાલાઓ છે. (મોં. રિશારે અને મેં શુદ્ધ ખાદીનાં વસ્રો પહેરયાં હતાં). હાથકડી (બેડી) લાવો, આ બુદ્ધાને ચોકીપર લઇ જઇએ." વાત વધી પડી. અમો સઘળા ગભરાયા. રામાયાહ,

ઓહારાથી અને મેં મા. ને ફરીથી સમજાવ્યા અને તેવણે પણ જોઇ લીધું કે કંઇ વળશે નહી ત્યારે નમ્યા. એટલામાં એક જાત્રાળુએ સલાહ આપી કે મહંત સ્વામિ મંગલદાસ આગળ જાવો, તેઓ તમને મદદ કરશે. આખરે હાઉસન જાઉસન મહંતજી પાસ ગયું. મેં ભીહારથી બધી વાત સમજાવી તેવણુની મદદ માગી. આ ભલા સ્વામિએ અમુને સારો આવકાર દીધો અને ધીરજ આપી. પોતાના એક મદદનીશને કહ્યું, "શોફરના પૈસા ચૂકવી દયો અને કેંમ્પ મહાશયને બીજી મોટરનો બંદોબસ્ત કરાવી આપો." મદદનીશે અમારી ચોકડીના ખજાનચી રામાયાણ પાસે પૈસા લીધા. શોફરને વિદાય કીધો. બીજી મોટરવાલાને આંગપર પૈસા અપાવ્યા અને નફામાં સીપાઇલાલને પણ આઠ આના અપાવ્યા જે હવે અમે ગૂપચૂપ કાઢી આપ્યા. નવજીવનમાં ખ્યાતિ પામેલા આ "આવતી કાલના પુરૂષ"નું શરૂઆતનું સાહસ જોઇ હું તો વિચારમાંજ પડ્યો !

એક બીજો ફજેતો વર્ણવું ? અમે બીજેજ દિવસે સીમલા જવા સારૂં હરદ્વારથી ઉપડ્યા. મૉ. રિચારે અમો સઘળાને યુરેઝયનો માટેના ત્રીજા વર્ગમાં બેસાડ્યા. મેં પહેલાંથીજ સૂચવ્યું કે રિચારે તથા ઓહારાથીએ તેમાં બેસવું અને મારે તથા રામાયાણે સાધારણ ત્રીજા વર્ગમાં મુસાફરી કરવી. પણ રિચારે હિંમત આપી, "હું છેઉં ની." અમુને મજકુર ડબામાં ચઢતા જોઇ બીજા બે ત્રણ હિંદુઓ પણ ડબ્બામાં ઘુસ્યા, જેઓને અંદર બેઠેલા એક યુરેઝયને તુર્ત બાહેર કાઢ્યા. હવે મુગા મુંગા ગગડી રહેવાને બદલે મૉશ્યર અમારી સાથે મોટે સાદે પેલા યુરેઝયનની ફેકડી કરનારી વાતો કરવા લાગ્યા. "'ઘરનો ઘણી હું અને બાહેર નીકળ તું,' તેમ હિંદીઓને પૈસે રેલવે બનાવી તેઓનેજ આ પરદેશી ધાડમારૂઓ ડબ્બામાંથી બાહેર કાઢે છે વગેરે." પેલા સાહેબનું પાણી આવ્યું અને લુકશરનાં સ્ટેશનપર ગાર્ડને ફર્યાદ કીધી કે આ નેટીવોને આ ડબ્બામાંથી ઉતાર. ગાર્ડે મને ઉતરી જવા ફરમાવ્યું. મૉશ્યર રિચારે મને કહ્યું, "તું કશું બોલતો ના, મનેજ બોલવા દેજે." પછી ગાર્ડ તરફ ફરી રિચારે કહ્યું, "આ Persian (ઇરાની) છે. અને દરેક foreigner (વિદેશી) ને આ ડબ્બામાં બેસવાનો હક છે" પછી બન્ને જણા તારી મારી પર આવી ગયા; સ્ટેશન માસ્તર

આવી લાગ્યા, તુર્ત રેલ્વે પોલીસને બોલાવી હુકમ કીધો કે ટ્રેન નાહકની ખોટી કરવામાં આવે છે. આ લોકનો સામન જબરદસ્તીથી ઉતારો. એઓ anarchists છે. ત્યાં પણ ખાદી નહી. ઍટપર આવેલા ફ્રેંચમેને ફ્યાબસમાં કહ્યું "અમે સેકંડ કલાસમાં મુસાફરી કરીશું." પોરટરોએ અમારો સામન બીજા વર્ગમાં મેલ્યો. અને સેકંડ કલાસનું સીંગલ, વગર દંડે, ભાડું લેવામાં આવશે એવી ખાતરી આપી. ગાર્ડે પણ કહ્યું કે મોડું થઇ ગયું છે, હું સાહરનપુરમાં સર્ટીફીકેટ આપીશ. સાહરનપુર જઇ પુગતાં એક ટીકેટ ઇન્સપેકટર અમારી પાસે આવ્યો અને સેકંડનું ડબલ ભાડું માગવા લાગ્યો. અમે ગાર્ડનો હવાલો આપ્યો પણ જુનો ગાર્ડ તો બદલાઇ ગયો હતો, અને નવાએ કાનપર આડા હાથ મેલ્યા કે હું કશું જાણતો નથી. અમે પૈસા આપવા ના પાડી અને સુચવ્યું કે લુકસરના સ્ટેશન માસ્તરને તાર કરી પુછાવી જુઓ, આ ટીકીટ ઇન્સ્પેકટરે ઠીક છે કહી જતું મેલ્યું. અંબાલાના સ્ટેશન પર તો સ્ટેશન માસ્તર પોલીસ સાથે હાથમાં એક તાર લઇ અમુને આવકાર દેવા તૈયારજ હતો. તેણે ડબલ પૈસા માગ્યા અને કહ્યું કે હમણા તો મુગામુગા આપી દયો પછી જોઇએ તો અરજી કરી 'રીફંડ' માગજો. અંગ્રેજ સ્ટેશન માસ્તરના દમામ આગળ મેં. રિશાર ઠંડા થઇ ગયા અને બેવડા પૈસા ભરી દીધા. જોયા આ મહાન ત્યાગી ફ્રેંચ સાધુ! જરા આગળ તો ચાલો.

## સીમલા.

આવા ઠેકફજેતા બાદ અમારી ચોકડી સીમલા આવી પહોંચી. ત્યાં બે દિવસ થયાં વાદળ વરસાદ હતાં તેથી વેટીંગ રૂમમાં પહોચતાં સુધીમાં તો દાંતો કડકડવા લાગ્યા. અને સી. આઇ. ડી. ના અંગ્રેજ અમલદારે મને ગરમ કોટ કાઢી પહેરતાં જોઇ, ઠેકડી કીધી કે "ખાદીમાં પૂરતું રક્ષણ નથી શું?" સીમલામાં અમુને આર્ય સમાજ હૉલમાં ઉતારો મળ્યો અને બે ત્રણ સ્વરાજવાદી આર્યોએ અમારી સઘળી સગવડ તપાસી.

માડામ-ડ-માં-ઝયાલીં નામનાં જાણીતાં થીઓસોફીસ્ત બાઇ, જેવણ લેજીસ્લેટીવ એસેમ્બલીના પ્રમુખ સર ફ્રેડરીક વ્હાઇટનાં પરોણાં હતાં, તેવણ અમારી સાથે પંદરવીસ દિવસ માટે જોડાવાનાં છે એમ

ખબર મળી. માડામ મૅાશ્યરને આગળથીજ ઓળખતાં હતાં. બીજે દિવસે રામાયાહ માડામ માંઝયાલીંને લેવા ગયા. ઓહાશીને તાવ હોવાથી રીકશામાં સ્વાર થયો અને મૅા. રિશાર અને હું પયદલ નીકળ્યા. આહા! આખરે હું હિમાલય પહોંચ્યો. હું બહુજ ખુશાલીમાં હતો. પાઇનનાં ઝાડોની ઘટાઓ માથી પસાર થતાં, મૅા. રિશારને મારી જીંદગીનો ટુંક અહેવાલ કહ્યો, મારી જીંદગીની નેમ શું હતી, હું શું માગતો હતો તે વર્ણવ્યું. વાઇલ્ડ ફ્લાવર હોટેલ આગળ માડામ તથા રામાયાહ અને ઓહાશી અમુને આવી મલ્યાં. હવે અમો પાંચ જણાં થયાં.

ચાહ, કેક, જેલી, માખણનો મોંઘો નાસ્તો મજકુર હોટેલમાં ખાઇ અમો આગળ વધ્યાં. મૅાશ્યર અને માડામ ફ્રેંચમાં આપસઆપસમાં વાતો કરવા લાગ્યાં, જ્યારે મેં રામાયાહની પિછાણ શોધી.

## ફાગુ.

પહેલી મંઝલ માત્ર અગ્યાર માઇલની હતી. રસ્તો અતિ રમણીક હતો. ફાગુના ડાક બંગલોમાં અમો ઉતર્યાં. ખચ્ચરો તો અમારી અગાઉના આવી પુગાં હતાં. ત્યાં સુર્યોસ્ત સમયે અમે પાંચે જણા શરીરપર કંબળ ઓઢી શાંત મનન કરવા બેઠાં. બાદ ગરમ ગરમ ચાહ સાથનું અંગ્રેજી ઢપનું, વેજીટેર્યન ભોજન જમી, બીછાને ગયા, જ્યાં બાળકની માફક ઘોર નિંદ્રાને વશ થયા. ફાગુનો ડાક બંગલો બહુ ફક્કડ જગ્યાએ બંધાયલો છે અને દૂરવેરનાં શીખરોનો દેખાવ દીલજીત માલમ પડે છે.

## બીજો પડાવ.

બીજી સવારે ચાહ નાસ્તો કરી દશ વાગાના સુમારે પાછું ચાલવા માડયું. બીજી મંઝીલ "**થીઓગ**" હતી. ત્યાં બપોરનું ભોણું ખાઇ એકાદ બે કલાક આરામ લઇ અમો આગળ વધ્યાં. સાંજ પડતાં "**મટીઆના**" આવી પહોંચ્યાં. ઓહાશીએ ફાગુથીજ રિકશાને રૂખસદ આપી હતી અને આજે આખો દિવસ મારી સાથે વાતો કરતો ચાલ્યો. અમો બન્ને વચ્ચે મીત્રાચારી બાઝી. મુસાફરીમાં દોસ્તી સ્હેજમાં ઘાડી થઇ જાય છે. ઓહાશીના તથા માંઝયાલીંના પગોમાં છાગડા પડયા હતા તેથી રસ્તે એક પહાડી રસીના શુઝ ખરીદી તેઓએ

પહેંચ્યાં. રસ્તે ચાલતાં તો ઠીક લાગતું હતું પણ ડાક બંગલોમાં રાત્રે ઠંડી ખુબ લાગી અવારનવાર લખલખાં ભરાઇ આવતાં. જલદીથી જમી લઇ ઓઢી પોઢી મર્યાં મારીને સુઇ ગયાં.

## નારકંદા.

સવારે સાડાનવ વાગે ભરપુર નાસ્તો કરી સાથે સ્કોન્સ (Scones) માખણ વગેરે બાંધી લઇ સાંજે ચાર પાંચ વાગે નારકંડા પુગ્યા. ઉંચાઇ અને ઠંડીને સબબે ઓહાશીના નાકમાંથી લોહી વ્હેતું હતું. રસ્તામાં એક પહાડી તંબુરાવાલાંએ અમુને રિઝવ્યાં. આ જન્મમાં આજેજ પહેલવહેલું બરફ જોયું. મને બહુજ ખુશાળી લાગી અને બાળકની પેઠે ગેળમાં આવી ગયો. ડાક બંગલામાં સઘડી સલગાવી, દીલે બરતુશ ઓઢી, અમો પાંચે જણા એક સુખી કુટુંબ માફક વાતો કરતાં બેઠાં. મોં. રિશારે પોતાનાં કાવ્યો "The Songs of the Vagabond" માંથી કેટલાંક હિમાલયની સૌંદર્યતાના પ્રસંગોપાત સુંદર ગીતો સંભળાવ્યાં. આજનો દિવસ બહુજ ખુશાળીમાં ગુજાર્યો. નારકંડા લગભગ ૮૦૦૦ ફીટની ઉંચાઇ પર છે.

## કોટઘર.

આજે સવારે ઉઠી છેલ્લી કુચ આરંભી. રસ્તે બરફનો એક જદ્ધો મળ્યો. બરફ તોડ્યું, ખાધું, બોલ બનાવ્યા અને મસ્તીખોર છોકરાંઓની માફક એકમેકનાં આંગપર ફેંક્યા. કેવી મજાહ! માડામને છાગડાં બહુ સતાવતા હતા છતાં આનંદી સ્વભાવ જાળવી રાખી બધાંને હર્ષ ઉમંગ આપતાં. ધીનો થાકવી નાખનારી ચાલ પછી અંતે કોટઘરનો બંગલો દૂરથી દેખાવા લાગ્યો. અંગ્રેજી કહેવત "The last mile is the longest" (છેલ્લો માઇલ સૌથી લાંબો હોય છે)નો બરાબર અનુભવ આજે અમુને થયો. "પાણીનો ઝરો કેટલે દૂર છે?" એમ અમે દરેક પહાડીને પુછતાં. અમો જાણતાં હતાં કે આ છેલ્લોજ માઇલ છે છતાં બધાને પુછતાં કે હવે કેટલું છેટું બાકી રહ્યું છે? અમો સઘળાં પગો ઘસડતાં ચાલતાં હતાં તેટલાંમાં રામાયાહે ધ્યાન ખેંચ્યું કે "ઓ! પેલો આપણો બંગલો!" માડામે હસીને સઘળાંને સુચવ્યું કે "જુવો, આપણે સઘળાંએ થાકનાં ચિન્હો ન દેખાડતાં જાણે તાજા અને આનંદી હોઇએ એમ નવા બંગલામાં દાખલ થવું જોઇએ.

ર્યો! આ પાણીનો ઝરો આવ્યો. ત્યાં હાથ મોઢું ધોઇ ર્યો" અમો આ સંસ્કારી બાનુનાં ઉત્તેજનથી છેલ્લો ફરલૉંગ પહેલા ફરલૉંગની ત્વરાથી ચાલી ધારેલે મુકામપર આવી પહોંચ્યાં.

અમે ભાડે રાખેલો બંગલો, તે વખતે જેલ જાત્રાએ સીધારેલા, હિંદના અંગ્રેજ ખયરખાહ મી૦ એસ. ઇ. સ્ટોકસના બંગલાની જોડેજ હતો. જતાંને સાથ મીસીસ સ્ટોકસ, જેવણ આ ભલા ઇંગ્લીશમેનના પહાડી હિંદી પત્ની છે, તેવણે અમો સઘળાંને ચાપર નોતર્યાં. ખરેજ, આ આવકારદાયક આમંત્રણ હતું. ગરમા ગરમ ચા સાર્યા, પરેઠા અને ઘરની બનાવેલી તાજી બીસ્કીટને પુરતો ઇન્સાફ આપ્યો.

મી૦ સ્ટોકસનો બંગલો કોટઘરની શીખરે એક મોક્કાની જગ્યાએ આવ્યો છે. જયાંથી ઉત્તર-પશ્ચિમનાં બરફાન, ટીબેટ જતો રામપુરનો રસ્તો, નાનકડી સતલજ નદી, ઘઉંનાં ખેતરો, અને મેવાના બગીચા અમારી નજરને બહેલાવતા. બંગલાનું શિલ્પકામ (architecture) યુરોપ્યન ઢબનું હતું પણ અંદરનું રાચરચીલું પૂર્વની રીત પ્રમાણેનું હતું. દિવાનખાનું સેંકડો પુસ્તકોથી શોભાયમાન દેખાતું. ગાલીચાપર ધર્તિ માતાના ખોળામાં બેસવાની રસમ રાખી હતી.

મી૦ સ્ટોકસ માટે ત્યાં એવી કથા સંભળાય છે કે એક ખ્રીસ્તી મીશનરી તરીકે પંજાબનાં એક અગ્ર શહેરમાં પુર ઠાઠથી રહેતા હતા, છતાં એમનાં હૃદયમાં જીસસનાં જીવન પ્રત્યે ઉંડો ચાહ હતો. એક દિવસ પોતે ઘોડેસ્વાર થઇ સહેલ કરવા નીકળ્યા હતા ત્યારે પોતાના મહાન ગુરૂ પેગમ્બર જીસીસ ક્રાઇસ્ટને ઉઘાડે પગે, ઉઘાડે માથે અને માત્ર એક ઝભ્ભામાં આગળ ચાલતા (કલ્પનામાં) જોયા. આ જાગૃત-સ્વપ્નથી નિખાલસ દીલના પાદરીને અતિ લજ્જા લાગી, "જીસસ બાપે સ્વેચ્છાથી નિર્ધન સાદું જીવન ગુજાર્યું, જ્યારે હું એક અદના ધર્મ પ્રચારક બની, બનીઠણી બુટ અને હેટમાં ઘોડેસ્વારી કરૂં છું." તુર્તજ ઘોડા પરથી ઉતરી પડી બાજુનાં ખેતરમાં ઘુંટણ મંડયે પડી મારી ચાહવા લાગ્યો, પ્રાર્થના અને મિન્નત ગુજારી કીધી. ઘરે જઇ મીશનને રાજીનામું આપી દઇ એક સાદો સાધો સાધુ હિમાલયમાં ચાલી ગયો. અને કોટઘરની નજદીક આવેલા એક ગુફામાં પોતાની સ્થિતિ અને કર્તવ્યનું મનન કીધું. આજકાલના મીશનરીઓનાં

અખ્રિસ્તિપણા માટે ખેદ ઉપજ્યો અને સાચું સાચું ખ્રિસ્ત જેવું જીવન ગુજારવાનો ખાલેસ પ્રયત્ન આદર્યો. પહાડી ભાઇઓનાં સુખ દુ:ખમાં ભાગ લેવા લાગ્યા. તેઓને સરકારી અમલદારોની બેગાર (વેઠ) ના ઝુલ્મથી છોડાવ્યા. તેઓમાં કેળવણીનો પાયો નાખ્યો. તેઓમાંની એક ભણેલી પહાડી કન્યા સાથે આબરૂદાર રીતે નેકાના ગાંઠથી જોડાયા, અને ખેતી બાગબાની કરી ઉદરનિર્વાહ કરતા. સર્વ–સુખ–સંપન્ન હોવા છતાં, હિંદની સેવામાં પોતાનો ફાળો આપી, આજે પતિ, બાળબચ્ચાં, વાડી વજીફા સૌને વા ખાતા નાખી બંદીખાનાની હવા ઘોરે છે. ભર્ણા· મીસીસ સ્ટોકસ હાલમાં એકલે હાથે બચ્ચાં તથા બગીચાનો કારોબાર ચલાવવા ઉપરાંત ફુરસદને વખતે દેશોન્નતિનાં લખાણો પણ કરે છે. એમનો બગીચો જોઇ, વખાણી અમો અમારે મુકામે ઠડ પડયાં.

થાક અને ઠંડી! અંગોઠે છાગડો, એડીપર ધા, ટેટાં તણાય અને જાંગો અકરસે. જતાં સાથ કુરકુર કરી મર્યાં વાળી, સુતા તે સવારે લગભગ નવ વાગે ઉઠયા.

મૉં. પોલ રિશાર ભ્રાતૃભાવ અને સમાનતા (Fraternity and equality)ના સબકો સમજાવવામાં એક્કા જણાતા. આળસુ ધનવાનો . અયશઆરામમાં અળોટાય, જ્યારે બીચારા મહેનતુ મજુરોને બે વખત પુરતી દાળ રોટી પણ ન મળે એવા આજકાલના વ્યહવાર વિરૂદ્ધ સખ્ત શબ્દો ઉચ્ચારતા અને લખતા. આ અન્યાયના ઉપાય અર્થે હિમાલયમાં ભ્રાતૃભાવ અને સમાનતા ફેલાવનારૂં એક મધ્યસ્થાન (nucleus) ઉભું કરવાની યોજનાને આકાર આપવા ચાહતા હતા. આ નવી સંસ્થામાં મોટું નાનું કોઇ નહી રહે. સર્વ ભાઇઓ–બેનોનો ધન માલ સરખે ભાગે વ્હેંચી લેવાય. નબળાં અને ઓછી લાયકાતવાલાંઓનાં મોઢાંમાં પાણી છૂટે એવી લીસીલીસી વાતોથી એવણ ઘણાને આંજી નાખતા પણ વાસ્તવમાં એવણ પોતે 'કાજીજી કહેનેવાલા'ના વર્ગના હતા, એમ મેં અને સાથીઓએ અનેક ન્હાની મોટી વાતોમાં જોઇ લીધું હતું. 'બાવાજીની હલવો ખાવાની ચલકતી ચમચી તું લે, અને આ કાળીકાળી ત્રાંબાની દેગરી હુ લઉં છું" એવો સરખો (!) હિસ્સો કરવાની કુનેહ મૉં. રિશારમાં હતી. અમારો બંગલો furnished હતો. ઘરવાલાએ પહેલેથીજ થોડુ સોજ્જું થોડું હલકું ફરનીચર

વ્હેંચી રાખ્યું હતું પણ આ સમાનતાના ગુરૂએ આવતાંને સાથ સૌથી સગવડભર્યો અને દર્શનિય ઓરડો એક હાથ કર્યો અને દરેક ઓરડામાંથી સૌથી સુંદર ફર્નીચર એકઠું કરી પોતાનો ઓરડો શોભાવ્યો. તેથી જરા ઉતરતી સગવડો માડામ ડ–માન્ઝયાલીં માટે ગોઠવાવી, પછી રામાયાને હિસ્સો મળ્યો અને વધ્યો સધ્યો ઓહાથી અને મારે ફાળે રહ્યો. ખાવાપીવામાં પણ તેમજ. ઉપરાંત બીજાં પાસે કાંઇ સુંદર ચીજ હોય તો તેપણ માંગી લઇ પોતે મજેહથી વાપરતા. એકળપેટાપણુ અને નફટાઇ તો મોન્શયરનો સ્વભાવ થઇ રહ્યો હતો.

હરીકામ થયા પછી એક દિવસે મીસીસ સ્ટોકસને અમે ચાપર બોલાવ્યાં.

વળતી મુલાકાતે માડામ સ્ટોકસ અમારે બંગલે ટુંચા પર આવ્યાં. ગરમા ગરમ ચા અને સુંદર સ્ત્રીઓની હાજરીએ, આજે મોં. રિશારને એવડું ઉત્તેજન (stimulant) મળ્યું હોય એમ જણાતું. જાણે શું એક બસારત (inspiration) પામ્યા હોય તેમ, ગંભીર ડાચું કરી, મીસીસ સ્ટોકસને હિંદના ઉધ્ધાર માટે બાહેર આવવા, નાટકી ઢબે, જોશભેર અપીલ કીધી. "હિંદ–માતા કોઇ પુત્રીનાં શરીરમાં અવતાર ધારણ કરશે તેની શોધમાં હું છું; કારણ હું માનું છું કે પુરૂષથી નહિ પણ સ્ત્રિથી હિંદુસ્તાનની મુક્તિ છે. ઓ! હિમાલયની નિખાલસ દેવી, નીચલા પ્રદેશોમાં સીધાર અને હિંદવાનીઓમાં જાગૃતિ ફેલાવ. જાં–ડ–આર્ક Jeanne-d' arc નો દ્રષ્ટાંટ તારી નજર સામે રાખ. મને ભાષે છે કે તું કાંઇ જરૂરજ કરી શકશે. વિદેશીઓના સદીઓનાં સંસર્ગથી, દેશની સ્ત્રિઓ બહું વિષમ (complex) બની ગઇ છે. તેઓનો સ્વભાવ મિશ્રિત બની ગયો છે. અસલી પૂર્વની સંસ્કૃતિ (oriental civilization) તેઓમાંથી વીસરાતી જાય છે. દૂર, ઉચ્ચ પ્રદેશમાં રહેનારી સરળ, સાદી નારીઓમાં ઇશ્વર પ્રવેશ થઇ કામ કરે છે. ઓ ઓ! ઉઠ અને તારી બ્હેનોને ઉઠાડ! દ્દષ્ટીમર્યાદા પર હિંદ સ્વરાજનું ઝઝકળું મને અત્યારથીજ જણાય છે."

ખરેજ, મીસીસ સ્ટોકસ માટે આ દીલ ઉશકેનારી અને તેજ–વૃધ્ધક (elevating) પળો હતી. તેણીના ગાળોપર શેરડા (Blush) અને

ચ્હેરાપર મંદ મલકાત પ્રસરી રહ્યો. હિંદના ઉધ્ધારાર્થે જેલ-જાત્રાએ સીધારેલા પ્રીય પતિના વિયોગ કાળમાં ઉપલું ભાષણ તેણીને ખરેજ દિલાશારૂપ લાગ્યું હશે. મૌં. રિશાર અમુક પ્રસંગે શ્રોતાની લાગણીએ (emotions) ઉશ્કેરી આપવામાં કુશળ હતા.

મૌં. રિશાર અને તેમના જેવા ગુરૂઓની કિંમત, ચાલુ લેવાના પુષ્ટિકારક ખોરાક જેવી નહીં, પણ કોઇ કદી લેવાતાં ઉત્તેજક પીણાં જેવી હું લેખું છું. આવાઓની ચાલુ સતસંગ આપણાં ચારિત્રને પુષ્ટિ આપી શકતી નથી, પણ કોઇ ગમગીનીમાં, યા મનની બીમારીમાં યા પુરસદનો વખત બહેળાવવા, યા ફેશનને ખાતર આવાં દર્શન અને ભાષણ કામચલાઉ ફાયદો આપે એ બનવા જોગ છે. દૂરથી ડુંગર રળિઆમણા. મૌં. રિશારના ઉલટમંદ વખાણનારાઓનો મોટો ભાગ તેમના ટુંક પરિચયમાં આવેલાઓનોજ છે. સાધારણ માણસોની મોટી ખામીએ પણ સમાજ લઇ ચલાવે છે, પરંતુ મોટામાં ખપાવનારની ન્હાની ખામી પણ માફ કરી શકતી નથી, જે કેટલેક દરજ્જે વાજબીજ લાગે છે.

## અમારો રોજીંદો કાર્યક્રમ

રોજ અમે સવારે સાડા પાંચ વાગે ઉઠતાં. અમે સઘળાંને ઠંડાં પાણીએજ ન્હાવાનો મૌંસ્યર આગ્રહ કરતા; સવારનાં પહોરમાં, સાત હજાર ફીટની ઉંચાઇએ, રાતથી ભરી રાખેલાં હિમ જેવાં ઠંડાં પાણીએ સ્નાન કરવા અમો ભાગ્યેજ ઉલટમંદ રહેતા. આ કસોટી (ordeal) માંથી પસાર થવા પછી ૭ સવા ૭ વાગે અમે કામળા ઓઢી ખુલ્લી અગાશીપર, દૂરની બરફની ટાંચો તરફ મોંહ કરી, મનન કરવા બેસતાં. ૪૦-૪૫ મીનીટ સુધી હાલ્યાચાલ્યા વગર સ્થિર બેસી રહેવાના પ્રયોગથી, શરીરનું એનજીન ઠંડું થવા આવતાં, એકાદ મોટો બાફેલો પટેટો, અર્ધો દજન ભાખરા, લાંડે લાંડે માખણ વગેરે ઠીચોઠીચ બળતણ પૂરી, ઉપરથી બે ત્રણ કપ ચા ઓટાવી જતાં. બાદ સૌ પોતપોતાનાં કામમાં પ્રવૃત બનતાં. મૌં. રિશાર પોતાના ઓરડામાં બેસી લેખો લખતા; માડામ માનઝયાલીર્ બાગમાં બેસી થીઓસોફીના પ્રચારાર્થે કલમ ચલાવતાં; રામાયાહ નોવેલો વાંચતા, ઓહાયિ કેશુ બરફાનની અલગારોના ચિત્રો દોરતો અને હું એક અખરોટનાં ઝાડતળે આસન પાંથરી મૌં. રિશાર

ની "Wherefore of the Worlds," "Eternal Wisdom," "Scourge of Christ" લેખોની હારમળા, તથા બાબુ અરવિંદ ઘોષની "Synthesis of Yoga" વગેરે વાંચતો. બપોરનાં ભોજન પછી મૅા. રિશાર યા રામાયાહ સાથ હું સેતરંજ (chess) રમતો યા ડૂમાની Les Miserables વાંચતો. કલાક એક ઉંઘ કાઢી ચાર વાગે ચા પી અમો સઘળાં જંગલોમાં, પહાડોમાં, એકલાં યા સાથે ફરવા જતાં. સૂર્યાસ્ત સમયે પાછાં મનનમાં બેસતાં. બાદ ભોજન ખાઇ વાતો કરી પોઢી જતાં.

## નવા પેગમ્બર (!)

થીઓસોફીસ્તો, બહાઇઓ વગેરેની માફક મૅા. રિશાર પણ જગદ્ગુરૂ આવવાની આગાહીનો ઉલટથી પ્રચાર કરતા. એવણ જગદ્ગુરૂને 'નુતન આત્મા' (new spirit) 'નવીન મીનોઈ પ્રવાહ' જેવાં સલામત ભાવવાચક નામો આપવામાં પોતાની બેરીસ્તર તરીકેની કુશળતા વાપરતા. કોઇ એક વ્યક્તિગત પયગમ્બર અવતરવાનું રણશીંગડું નહીં ફુંકતાં, એવણ સમજાવતા કે એકી વખતે અનેક દેશોમાં, જુદી જુદી કોમોમાં, ભિન્ન ભિન્ન શરીરોમાં આ નવો આત્મા પ્રગટ થશે. મૅા. રિશાર આ નવા જગદ્ગુરૂઓ બનાવવાનું કારખાનું (factory) લાં (કોટઘરમાં) સ્થાપવાનો ઇરાદો ધરાવતા હતા. જ્યાં અમો જવાન અગ્રેસરને (pioneer) પયગમ્બરી પેશો શીખાડી અમારે હાથે જગતનું કલ્યાણ કરાવશે. આહ! કેવી ગીળી ગીળી છૂટે એવી આશા અને લાલચ! હું તો અત્યારથીજ મનમાં તરેહવાર હવાઇ કિલ્લાઓ બાંધવા લાગ્યો. મારા મોઢાંમાં પાણી છુટતું. પારસીઓમાં નવા પયગમ્બર તરીકે પ્રખ્યાત થઇ હું પૂજાઇશ. કામ માત્ર સેહેલ હતું. મારે મુંબઇ જઇ **પારસી** છાપાઓમાં અને પારસી મંડળોમાં લખાણો અને ભાષણો દ્વારા પેગમ્બરોના આ પિતા મૅા. પોલની વાખવાખી અને તારીફનાં અર્ધ ભેદી ભાષામાં બાનાં ફુંકવાં! નુતન આત્માની આમદ અને આવકાર માટે તૈયાર થવા પારસીઓને શીખવવું! તથા સેવા અને સ્વભોગની કસોટી તરીકે આ નવાં યોજેલાં હિમાલયન આશ્રમના લાભાર્થે ખોબે ખોબે પૈસા રેડી દેવા જોશભેર અપીલ કરવી! જાહેરમાં મને છઠ્ઠે આસમાને ચઢાવવા પોતે ભલામણપત્રો આપશે, તથા કેટલાક હિંદના નેતાઓ પાસેથી પણ મારે માટે

સરટીફીકેટો મેળવશે. કઇ ઢબે લખાણો અને ભાષણો કરવાં, જાહેર સવાલોના દ્રિઅર્થી ઉત્તરો કેમ વાળવા તે સમજાવ્યું. આટલાંથી હાલમાં અટકતે તો હું કદાચ લોભાતે બી, પણ ભલા માણસે કાચું કાપ્યું અને યોજના વધુ વિસ્તારી. પારસીઓ ભોળા અને લઇદાકુ છે, ત્રણ મહિનામાં ૨૫-૩૦ હજાર એકઠા કરવા જ જોઇએ. આ નાણામાથી કોટઘરની બધાવા લાલા વાલી ૭૫, એકરની ઍસ્ટેટ ખરીદાશે. ત્યાં મને સુપરીન્ટેન્ડન્ટ (ઑનરરી હં!) બનાવવામાં આવશે. પૉલ પિતા અને ઉપ-પેગમ્બરો ઠંડીની મોસમમાં નીચે દેશમાં આ નવાં મીશનનો ફેલાવો કરવા જશે, અને મારે આ બગીચાની ખીલવણીમાં આખું વર્ષ કોટઘરમાં અન્ન-મેવા ઉગાડવા. પેગમ્બર ભાઇઓ છ મહિનાનાં કામથી થાકી જઇ સારી ઋતુમાં ત્યાં હવા ફેર માટે આવશે, તથા પોતાની ફુરસદને સમયે ફળ મેવા ઝાડોપરથી ઉતારવા, તથા તેનો ઉઠાવ કરવામાં દીલોજાનથી મદદ કરશે. વાહ! યોજના તો ખાસ્સી નર્મ ઘી જેવી હતી. પણ મારી 'ગંજીપરના કુતરા' જેવી અવ્યહવારૂ પૉલીસીને સબબે આ મહાન યોજના અધુરે ગઇ.

## એક જગદ્‌ગુરૂનાં વખાણનાર

મૅા. રિશારથી ઉલટું માડામ-ડ-મા-ઝયાલી વ્યક્તિગત જગદ્‌ગુરૂમાં માનતાં. અને તે વ્યક્તિ કોઇ નહીં પણ "મહાત્માઓને ચરણે" (At The Feet Of The Masters) નામની નાનકડી ચોપડીમાં સમાયલા સંદેશાના કહેવાતા પ્રગટ કરનાર મી. જે. કૃષ્ણા મુર્તિ છે. આ (Russo French) પંડીતાણી રશ્યન, ફ્રેંચ અને ઇગ્લીશ ભાષામાં લખાણો કરવા ઉપરાંત કહે છે કે સંસ્કૃત શાસ્રોનો રશ્યન ભાષામાં તરજુમો પણ કરે છે. માડામ મા-ઝયાલીના જેવી ઉચ્ચ આકાંક્ષા, શીરીં ઝબાન, મળતાવડો આનંદી સ્વભાવ, મરદના જેવી હિંમત અને સાહસ ધરાવનાર બાનુના સમાગમમાં આગળ કદી હું આવ્યો હતો નહી. એક દિવસ ટીબેટ રોડ ઉપર ફરતાં માડામે મારી આગળ અદ્દ્ભુત કૃષ્ણામુર્તિ માટે અનેક વાતો કીધી. તેમની લોહચુંબિક શક્તિ, આત્મબળ, મીનોાઇ પ્રકાશ અજબ પ્રકારની લેખતાં. માડામ કૃષ્ણા મુર્તિપર ફીદા ફીદા જણાતાં. એઓ પોતાની સતસંગનો લાભ એક પખવાડયાં સુધી આપી પાછાં સીમલા તરફ ગયાં.

## મી૦ પીયરસન

આ ભલાં બાનુની જગા એક ભલા અંગ્રેજ Mr. William W. Pearson M. A., B. Sc. એ લીધી. મી૦ પીયરસન પહેલાં મૉ. રિશારને જાપાનમાં મલ્યા હતા. મી૦ પીયરસન હિંદના ખયરખ્વાહ હતા. અંગ્રેજી નોકરશાહી (Bureaucracy) ની હિંદ પ્રત્યેની ગેરવર્તણૂક અને અન્યાય માટે એવણુ દિલગીર બનતા, શરમિંદા થતા, અને જાપાનમાંથી લેખો પ્રગટ કરી પોતાની લાગણી જાહેર કરતા. પરિણામે સ્વાર્થિ સત્તાવાલાઓએ લડાઇ સમયે એમને હિંદુસ્તાન આવતા અટકાવી, ચીનનાં બ્રીટીશ બંદરેથી પાધરા વિલાયત ચઢાવી દીધા હતા. લડાઇ ખતમ થવા બાદ હિંદુસ્તાન જવાની પાસપોર્ટ એમને મળી, અને હિંદ આવ્યા. સરકારની મોટા પગારની લાલચ તુચ્છકારી કાઢી, કવી રવિન્દ્રનાથ ટાગોરનાં શાન્તિનિકેતનમાં માત્ર નામનાં (honorarium) પગારે અંગ્રેજી અને સૃષ્ટિજ્ઞાન (Nature-Study) શીખવવા રહ્યા. મી૦ પીયરસન ડૉ૦ ટાગોરના એક અતિ ઉત્સાહી વખાણનારા હતા. એમને શાન્તિનિકેતન પર એક પ્રખ્યાત ચોપડી લખી છે. ત્યાં એઓ ડૉ૦ ટાગોરની બંગાળી નવલકથા 'ગોરા'નો અંગ્રેજીમાં તરજુમો કરતા હતા. એમની સાથે આવેલા શાન્તિનિકેતનના એક બંગાળી શિક્ષક બાબુ ઑનીલ કુમાર મિત્ર, એમને મદદ કરતા હતા.આ બન્ને ગૃહસ્થોની આમદથી અમારી મંડળીમાં આવકારદાયક વધારો થયો. ઑનીલ બાબુ શ્રી. અરવિંદ ઘોષ આગળ પૉન્ડીચૅરીમાં પણ રહી આવ્યા હોવાથી, મને તે યોગીરાજની પણ ઘણી વિગતો જાણવાની મળી હતી.

ખાણાની ટેબલપર હવે રોજ રવિબાબુ (ડૉ૦ રવિન્દ્રનાથ ટાગોર), મહર્ષિ (તેમના પિતા), બૉરો દાદા (તેમના ભાઇ) વગેરેની તરેહવાર વાતો (anecdotes) ચાલતી. મૉ. રિશારને કાંઇ ઓછું પડયું હશે તેથી કવીની વિરૂદ્ધ બહુ બખાળતા હતા. કે માત્ર કવિતાઇ શક્તિને લીધે જગજાહેર થઇ ગયા છે. આ મશહુર વ્યક્તિ અને સંસ્થા માટે ઉલટાસુલટી મત સાંભળી મેં મનમાં નિશ્ચય કીધો, કે જાતે જઇ સ્વયં અનુભવ મેળવીને જ મારે મત બાંધવું. શાન્તિનિકેતનની મારી મુલાકાતનાં વર્ણન વખતે આપણે આ બાબત વધુ જોઇશું. હાલ તો ખાણાની ટેબલપર

પીરસાતી બીજી ચટાકેદાર વાણીઓ તરફ નજર કરીએ.

લોકનિંદા એ અમારાં મિનોઇ (!) મંડળનો રોજીંદો મુખવાસ (dessert) હતો અને તેના મુખ્ય પીરસનારા આત્મગુરૂ મૉ. પૉલ હતા. ત્રણત્રણ વખત કુદરતે ચેતવણી આપી, છતાં બારડોલીનો સત્યાગ્રહ રદ કરવાની **મહાત્મા-ગાંધીની** મહાન મુર્ખાઈ, કવી ટાગોરની ખુશામત કરનારી મી૦ **સી. ઍફ.** ઍન્ડ્રુઝની ગુલામી મનોવૃતિ, સાધુ થઇને પછી શાદી કરવાની મી૦ સ્ટોકસની નબળાઇ, રેશમના કીડાની માફક આશામા ને આશામાં કોશેટામાં ભરાઇ રહી આખરે બફાઇ જવાની **શ્રી. અરવિંદ ઘોષની** કાયરતા વગેરે વિષયો પર મૉ. ની જીભ કાતરની માફક ચાલતી.

## એક નહી માનવાજોગ ભવિષ્યવાણી

અનેક વખત જંગલમાં ફરવા જતાં એકાદ સુંદર ખડક પર ચઢી એકાએક મનન કરવા મૉ. રિશાર બેસી જતા; બેસવાની ઢબ સુંદર (artistic pose) હોવી જોઇએ તે માટે ખાસ કાળજી લેતા. મનન બાદ હું જરા ચીંગારી મેલી વાત શરૂ કરતો, અને મૉ. રિશાર મીનોઇ જહાનમાંથી મેળવેલા સંદેશા પ્રગટ કરતા ! હિંદ સ્વરાજ વિષેનો એવો એકવારનો માઉંટ હતુપરનો સંદેશો નોંધી રાખવાજોગ મને લાગ્યો. "ટુંક મુદતમાં હિંદુસ્તાનને સ્વરાજ્ય મળશે. પણ તે કાંઇ મહાત્મા-ગાંધીનાં યા હિંદીઓના આત્મબળથી નહીં, તેમજ શસ્ત્રબળથીએ નહીં; વળી અંગ્રેજો રાજીખુશીથી તો સ્વરાજ્ય કદીબી આપે નહીં." મેં ટહુકો પૂર્યો કે હિંદીઓમાં સ્વરાજ્ય લેવાની શક્તિ નથી અને અંગ્રેજોની તે દેવાની મરજી નથી, તો પછી સ્વરાજ્ય મળે જ કયાંથી ? ત્યારે મૉ. રિશારે પયગમ્બરી ડોળ ઘાલી ગંભીર ખોખરા અવાજે કહ્યું, "જેમ રોમન લોકોને ઇંગ્લંડ છોડી ચાલી જવું પડયું તેમ ઈંગ્લંડમાં home-troubles માંહોમાંહેની મુશ્કેલી એવી ગંભીર બનશે કે અંગ્રેજોને આનાકાનીથી હિંદ છોડી વતન ભાગવું પડશે. હિંદીઓએ હાલમાં જે કાંઇ કરવાનું છે, તે રચનાત્મક કાર્ય ઉ. સ્વરાજ્ય નિભાવવા અને સુવ્યવસ્થિત રીતે ચલાવવા શક્તિવાન બનવાની પ્રજાને તાલીમ આપવાની છે. રાજદ્વારી હિંદીઓને મારી સખ્ત ભલામણ છે કે યુરોપના ઇતિહાસ

અને યુરોપમાં બનતા ચાલુ બનાવોથી પૂર્ણ રીતે માહિતગાર રહેવું.

"રચનાત્મક કામમાં સૌથી મુખ્ય કેળવણી છે. ગાંધીજીએ સ્વરાજ્યની હીલચાલમાં છોકરાંઓને સરકારી શાળાઓ છોડાવી દીધી એતો બહુ સારૂં જ કર્યું. પણ સાચા પ્રજાકિય શિક્ષણનો સુવ્યવસ્થિત ક્રમ રચવામાં સ્વરાજ્ય વાદિઓ સફળ નીવડયા નથી. શાળોપયોગી ચોપડીઓ (text books) નવી રચો, નવા શિક્ષકોને કેળવી બાહેર પાડો, અને ટુંકમાં આખું કેળવણીખાતું એક હાથ કરી લઇ, તેને શુદ્ધ પ્રજાકિય બનાવો. પૂર્વની સંસ્કૃતિ સાથે આજની વૈજ્ઞાનિક (scientific) શોધોનું મધુર મિશ્રણ કરો..."

આ ભવિષ્યવાણીનો પ્રવાહ હજી ઘણો વહેતે પણ અંધારૂં થઇ જવાથી ત્યાંજ અટક્યો.

હું પૉલ રિશાર સાથે જોડાયો ત્યારે મેં એવું વિચાર્યું હતું કે અનુકુળ હશે તો ગુરૂજી સાથ હંમેશ રહી તેમની સેવા સુશ્રુશા કરી આત્મોદ્ધાર કરીશ. પૉલ રિશારે ધાર્યું હશે કે આ પારસી ગાડ્યો મને ઠીક હાથ લાગો છે, એને હોળીનું નાળિયેર બનાવી કામ કાઢી લેવાશે. મને બધાવા લાલાવાલી ઍસ્ટેટ દેખાડી. મેં તેની વીગતોમાં ઉતરી, ખર્ચ ઉપજનાં સરવાયાં તપાસી, આજુબાજુની એવી જમીનોના ભાવતાલ સરખાવી મારી ગણત્રી મુજબની આંકણી કીધી. એની ખીળવણીનો અવકાશ (Scope) સમજાવ્યો. મી૦ પીયરસન—જેવણ આ બાબતમાં કાંઇક સમજતા હતા તેવણ—મારાં મતને મલતા થયા, પણ મૉ. પૉલ કાંઇ બીજીજ ગણત્રીમાં જણાતા હતા. એમને 'સોનાના દાદર અને રૂપાંનાં દોરડાં' જેવી એક ઝળકતી મદેહનજરનો ખરડો તૈયાર કર્યો હતો. "આતો પ્રજાની આંખમાં ધૂળ છાંટવા જેવું છે." એવા મારા ટીકાથી મૉ. પૉલ ગરમ થઇ ગયા. ભલા પીયરસને મારો બચાવ કરતાં ગુરૂજીની વધુ ખફગી વહોરી લીધી.

મારી રજા હવે પુરી થવા આવી હતી, અને પૉલ રિશાર સાથે વધુ રહેવામાં મને કાંઇ ખાસ ફાયદો જણાયો નહીં. મી. પીયરસને મને શાન્તિનિકેતનમાં ખેતી બાગબાની શીખવવા આવવાનું આમંત્રણ દીધું. આંતર રાષ્ટ્રિય પ્રખ્યાતિ (international fame) પામેલાં આ

ખાતામાં શિક્ષક તરીકે જોડાવાની હું અણીપર હતો તેટલામાં એક નવો જ સંજોગ ઉભો થયો. મુંબઇથી મી. અરદેશર બ. ગોદરેજે મારી પર એવી મતલબનાં પત્રો લખ્યાં કે એવણનો વિચાર પારસીઓ માટે નાશક નજદીક એક ખેતીવાડીનું સંસ્થાન ખોલવાનો છે. હું ખેતી-બાગબાની તથા પારસી કોલોનીના વિષયમાં ખાસ ઉલટ લેતો હોવાથી મારો સહકાર આ યોજનાને લાભદાયક નીવડી શકે. વળી ત્યાં એક ઑરફનેજ જેવું ખાતું પણ ખોલી શકાશે. આ પત્રો મી. પીયરસન અને પૉલ રિશારને દેખાડતાં તેઓએ મને મી. ગોદરેજ સાથે જોડાવા મજબુત સલાહ આપી. તેઓએ કહ્યું કે જો પારસી ઑરફનેજના સુપરિન્ટેન્ડન્ટ, પ્રિનસીપાલ અને સેક્રેટરીની સંપીલી ત્રગડીની પ્રવૃતિ પોતાના સ્વાર્થ સાંધી લેવામાં સંકોચાઈ રહી છે, જો એકાદ બે માનવંત અપવાદ સિવાય બીજા બધા ત્રસ્ટીઓ આ યતિમખાનાની જાતિ મુલાકાત લેવાને (condescend) મહેરબાની કરતા નથી, અને ખુદ પારસી કોમ આ સંસ્થાની સુધારણા માટે જોશભેર માગણી કરતી નથી એ બધી તમારી વાતોમાં વજુદ હોય તો અમારી તમુને સલાહ છે કે એકલદોકલ વગડાંમાના અવાજ (voice in the wilderness) કાંઇ કરી શકે નહી. તેના કરતાં તો આ નવી કોલોનીની યોજનાજ સારી, કારણ કે પહેલેથી જ તેને સેવા અને સ્વભોગના સુવ્યવસ્થિત પાયાપર મુકી શકાશે. મી. ગોદરેજ જેવા સાહસીક વેપારી જ્યારે આ કોમો-પયોગી ખાતાંમાં લાખો રૂપ્યાની સખાવત કરવા બાહેર પડયા છે તો તમે તમારાં જ્ઞાન, તમારી શક્તિ, અને તમારો સમય વાપરી સખાવતમાં તમારો હિસ્સો આપો. મને પણ આ સલાહ રૂચી. મેં મી. ગોદરેજને મારી સેવા વગર પગારે આપવાની ખુશી બતાવી. અને પ્યારાં હિમાલયને છોડી ફરી એકવાર મુંબઇ જવાની તૈયારીઓ કીધી. ઓહાપિ કૈસુ અને ઑનિલ બાબુ પણ વેકેશન પુરૂં થવા આવ્યું હોવાથી મારી સાથે સીમલા જવા જોડાયા.

અમારા સીમલા કોટઘરના આખા પ્રવાસ દર્મયાન છુપી પોલીસ તરફથી અમારી હીલચાલ પર બારીક નજર રખાતી હતી. આવું એક બાન્યું સીમલામાં અમારી પાછળ કુતરાંની માફક ભમ્યા કરતું. અમો રસ્તો ભૂલી પાછા ફરતા તો તે પણ બાપડો અમારા પડછાયાની

માફક પાછો ફરતો. અમારી પાર્ટીનાં સઘળાં આથી કંટાળી જતાં. માડામ-ડ-માન્ઝયાલીએ તો પોતાના વાઇસરોયના મહેલના મિત્રપર ફર્યાદ પણ લખી હતી. મને આ વાતનો કંટાળો લાગતો નહી. હું દલીલ કરતો હતો કે જાસુસી ખાતું એક જરૂરયાત છે. સ્વરાજ્ય મળ્યા પછી પણ તેની જરૂર ચાલુજ રહેશે. આ ખાતાંમાં સુધારાને મોટો અવકાશ છે એ વાત હું સ્વિકારૂં છું. મેં તો આ સરકારી અંગરક્ષક તરફથી ફાયદો જ કાઢી લીધો. વાત એમ હતી કે અમો સીમલાના રસ્તાઓથી અંજાણ હતા અને ખર્ચાળુ 'ગાઇડ'ના સેવા રોકવાની અમારામાં શક્તિ ન હતી, એટલે મેં વિચાર્યું કે લાવની આ C. I. D. નાં માણસ સાથેજ દોસ્તી પાડું. એક શાંત રસ્તાપર આવતાં મેં પેલા સાથે વાત છેડી. "ભાઇ, લાયબ્રેરી ક્યાં છે?" તેણે ઠેકાણું કહ્યું. અમારી પાસે થોડાં આલુ (plums) હતાં, તે આપ્યાં અને વધુ સીસામાં ઉતાર્યો, "તું અમારો દેશભાઇ છે. અમો જાણીયે છીયે કે પેટને ખાતર આ ધંધો તુને કરવો પડે છે. આ ધંધામાં અમો કશુંપણ ખોટું જોતા નથી. બારીક તપાસ રાખવાની સરકારની ફર્જ છે. તુને આજુબાજુની દુકાનોપરથી તંબાકુ માગતો, તથા આખો દિવસ હાથ જોડી બેસી રહેતો જોઇ, અમુને દિલગીરી પેદા થાય છે. ત્હારો પગાર ઘણો ટુંક છે. ત્હારી જરૂર્યાતો માટે પૂરતો નથી. તો પછી વધુ પૈસા મેળવવા તું શા માટે પ્રયત્ન કરતો નથી. કદાચ તુને વધુ પૈસા કેમ મેળવવા તે ખબર નહીં હોશે. જો, હું સમજાવું. ત્હારા ડીટેક્ટીવ ધંધાને લગતું સાહિત્ય, નોવેલો વગેરે વાંચ, જેથી ત્હારી કુશળતામાં વધારો થશે. ત્હારા વડાઓ ત્હારાં કામની કદર કરશે. તને ઉચી પાયરી (Promotion) મળશે. વળી અમારી પર નજર રાખતાં અમકો બેસી રહે છે તેના કરતાં સાથે સાથે કાંઇ હાથ-હુન્નર કર. ભાઇ, ત્હારો મુલક ઠંડીનો છે. ગરમ વસ્ત્રો વગર તમુને ચાલે એવું નથી; તો પછી બેઠા બેઠા ત્હરાં વસ્ત્રો માટેનું ઉન ત્હારે હાથે કાંટી તેટલા પૈસા કાંય નથી બચાવતો? અમારી ઇચ્છા તુને આગળ વધેલો જોવાની છે. તું પણ અમારો ભાઇજ છે. તુને અમારા સંબંધી જે બાતમી જોહતી હોય તે પુછી લે અમો સઘળી પુરી પાડીશું. તેનો રિપોર્ટ કરવાથી ત્હારા વડાઓ ખુશ થશે કે તેં કાંઇ કામ કીધું છે.

ત્હારો વડો એક હુશ્યાર ડીટેક્ટીવ હશે તો તારા કામની કદર કરશે.

આ મીઠાશ અને દીલસોજીભરી વાતોથી આ નમ્ર હૈયાંના પહાડીની આંખોમાં ઝળઝળ્યાં જણાયાં, તે કરગરીને કહેવા લાગ્યો, "આ પાપી પેટને ખાતર કંગાળ નોકરી કરૂં છું. બીજી કોઇ મળે તો જરૂર આ દેશદ્રોહી ચાકરી છોડી દેવશ."

મેં કહ્યું. "ભલા ભાઇ, હ્યાં પણ તું ભુલે છે. આ નોકરી કંગાળ નથી. આ ખાતામાં ખરી દેશ સેવાના પ્રસંગ તુને ડગલે અને પગલે મળશે. મારી તો મજબુત સલાહ છે કે આ નોકરી ત્હારે છોડવી નહી પણ પ્રમાણીકપણે અને દેશહિત ધ્યાનમાં રાખીને નોકરી કરવી. સાચા અને મીઠું મરચું ભભડાવ્યા વીનાના રિપોર્ટ કરવા એમાજ ત્હારૂં કર્તવ્ય અને સાચી સેવા સમાઇ છે. જો ત્હારા જેવા ભલા આદમીઓ C. I. D. માં જોડાય અને સઘળી ખરી, બીનબનાવતી હકીકતો જ વડાઓ આગળ જાહેર કરવા જાય, તો, ઘણી ગેરસમજુતી અને અન્યાય દૂર થાય.

પછી મેં તેને કાંટવાની સામગ્રી ને થોડું ઉન મારે ખર્ગે અપાવ્યું. આથી તે બાહુ ખુશ જણાયો. આખું સીમલા ફેરવીને દેખાડયું અને છેવટે સ્ટેશનપર ભેટવા પણ આવ્યો. આ પ્રમાણે રૂપ્યા દોઢ રૂપ્યામાં ગાઇડ મેળવ્યો અને પેલાને ખુશી થયલો જોઇ અમો પણ ખુશ થયા. આ પહાડી ભાઇઓ અજ્ઞાન પણ જાતિ–ગુણવાલા હોય છે.

ઓહાશી કેસુ સાથે મને ધાડી દોસ્તી બંધાઇ હતી. તે બોધ ગાયા તથા દારજીલીંગ જતો હતો. મને સાથે લઇ જવાનો ઘણો આગ્રહ કર્યો, પણ મેં મી. ગોદરેજને ચોકસ એપોઇન્ટમેંટ આપ્યું હોવાથી આ ભલા જાપાનીની માગણી સ્વિકારી શકયો નહીં. છેવટે કોઇ વેળા જાપાન આવવાનું આમંત્રણ દઇ અતિ વાહાલથી ભેટી અમો છુટા પડયા. અને મેં

## મથુરા

નો રસ્તો લીધો. ટીકેટ તો ઠેઠ મુંબઇ સુધીની સીધી લીધી હતી. જમના નદીમાં સ્નાન કરી સાંજની રચના નિહાળતો હું કીનારે બેઠો હતો તેટલાં એક વિદ્વાન દેખાવના **સન્યાસી** સાથે મેલાપ થયો. હું

હિમાલયમાં એક ફ્રેંચ સાધુની સતસંગ કરી કૃષ્ણ ભૂમીનાં દર્શન માટે આવ્યો છું એમ સાંભળી બહુ ખુશ થયો અને પોતાની કુટીમાં રાતવાસો કરવાનું આમંત્રણ દીધું જે મેં સ્વિકાર્યું.

આ કુટી એક પડત જેવી ધર્મશાળા હતી. આ સાધુ બાવાએ જગતની માયા સાથે સ્વચ્છતા પણ ત્યાગી હોય એમ જણાતું હતું. સૃષ્ટિના કર્તા, તેની રચના અને યોજનાના મૂળ પ્રશ્નો મને બહુ ગુંચવાવતા હતા, તે મેં સન્યાસીજી આગળ રજુ કર્યા.

આ વેદાંતિએ વાકય ચાતુરી ચલાવી, "अहं ब्रह्मास्मि હું બ્રહ્મ છું. હું, તું, તે, ઓલો, પેલો, ટુંકમાં સર્વ જાનદાર સૃષ્ટિ બ્રહ્મ છે. હુ એટલે આત્મા. આ શરીર અને બધી દ્રષ્યમાન નિર્જીવ વસ્તુઓ જગત કહેવાય છે. આ જગત નાશવંત છે, ચાલુ બદલાતી (changing) છે માટે બીજું મહાવાકય છે કે 'બ્રહ્મ સત્ય જગત મિથ્યા.' હવે જો એકવાર આ બરાબર સમજી લઇએ અને તે પ્રમાણેનું આચરણ બનાવી દઇએ તો પછી બીજી કોઇ પ્રયત્નની જરૂર રહેતી નથી. નથી ક્રિયાકાંડના ધક્કા ખાવા કે નથી હઠ યોગના પ્રયોગો કરવા, નથી દમ રૂંઢવો યા નથી આસન માંડવા. માત્ર નિયમિત સૂક્ષ્મ ઉંડા વિચારથી આ બે મહાવાકયો હૃદયનાં છેક ઉંડાણમાં કોતરી લ્યો, અને તમે જીવનમુક્ત બની જશો. પછી તમુને હિમાલય અને મુંબઇ બન્ને સરખાંજ જણાશે. બ્રહ્મ એટલે આત્મા સર્વ વ્યાપક છે, બધે છે, બધાંમાં છે. હુંજ આત્મા છું. બ્રહ્મ છું, બધામાં હુંજ છું, બધા મારામાંજ છે. હુંજ બધા છું. તો પછી ભેદભાવ, જુદાપણું રહ્યુંજ કયાંથી? આવા જ્ઞાનીને હું અને તુ નો સવાલજ રહેતો નથી. યોગીબી હું અને ભોગી બી હુંજ. રાજા પણ હું અને પ્રજા પણ હું. સ્ત્રિ એ હું અને પુરૂષ એ હું. બધે હું જ હું, આત્મા. આ જેટલું બધું નજરે પડે છે તે તો સર્વ અચેતન જડ વસ્તુઓ છે તે માત્ર હથિયાર રૂપે છે. આ શરીર જડ છે એ શસ્ત્ર વડે હું, જે હંમેશ અદ્રષ્ય છું તે સઘળી ક્રીયા કરી રહ્યો છું. જે હાથ વડે એક અશક્ત આંધળાને પાંખડી પકડી સીધી સડકે મુકું છું, તેજ હાથ વડે રોજ મેલું પણ સાફ કરૂં છું. પણ કરૂં છું તો હું જ ની? આ નિર્જીવ હાથને અભિમાન કરવું નથી. એ તો માત્ર હથિયાર છે. આમ્

વિચારવાંથી કામ ક્રોધાદિ વિકારો આપોઆપ લય પામી જાય છે. પુરૂષ બી હું ને સ્ત્રિ બી હું તો પછી હું હવસી બનું કોણ પર? મારા પરજ? ક્રોધાયમાન કોણ સાથે થાવું? હું મારા પરજ ની? આ જગત તો મિથ્યા છે, તો પછી નાશવંત વસ્તુઓનો લોભ તે કેવો?"

સ્વામિ વિવેકાનન્દ તથા સ્વામિ રામતીર્થનાં પુસ્તકોમાં આવું વાંચેલું અને આજે આવા એક વ્યવહારૂ વેદાન્તી સાથ સમાગમ થયો એટલે આજુ બાજુની ગલીચી પરથી ધ્યાન ખસેડી, વગર સુગે હું હવે ભોંયપર બેસી ગયો અને વધુ ઉલટથી મેં એક મુશકેલી રજુ કીધી, "સ્વામિજી, આપ કહોછો તે સિધ્ધાંતમાં તો સુંદર જણાય છે પણ આ કળજુગમાં તેનો અમલ શકય છે કે?"

હવે જરા સાધુજી પણ ખીલ્યા, મારો હાથ પોતાના હાથમા લઇ ઉત્સાહથી બોલ્યા, "બેટા, વાસ્તવમાં કાળ અને દેશ જેવું કાંઇ છેજ નહિ. એ તો સઘળી મનની કલ્પના છે. જોવ, હું હંમેશ સત્યયુગમાં રહું છું. હું જન્મ મરણથી રહિત બન્યો છું. મને દુઃખ દર્દ છેજ નહીં. હું નિર્ભય છું. વનમાં વગર હથિયારે ફરૂં છું. વાઘ, વરૂ, સાપ, વિંછી મારા મિત્રો છે. હું ઉઘાડે બારણે સુવું છું. ઠગાવા લુટાવાની મને ધાસ્તી નથી. મારી આવી ઉચ્ચ હાલત અભ્યાસ અને વૈરાગ્યને કારણે છે."

આ ઉપદેશ મને મધુર લાગ્યો, અને સ્વામિની વધું સતસંગ મેં ચાહી. મોડું થઈ ગયું હોવાથી અને સ્વામિ એકજ વખત ખાતા હોવાથી હું એમની કુટીપરજ ભુખ્યો સુતો. ઓટલો જગ્ગ ઝાડી કાઢી એક ફાટેલી ચટાઇ પર લેટયો. કફની ઉતારી તેનો તકીયો કરી રાત્રી ગુજારી. મારો બધો સામન સ્ટેશનના કલોક રૂમમાં હું મુકી આવ્યો હતો, અને મારી ગણત્રી રાત્રે સ્ટેશનપરજ સુવાની હતી.

સવારે અમો સ્નાન કરવા યમુના તીરે એક ઘાટપર ગયા. ત્યાં સ્વામિ કહેવા લાગ્યા, "જોઇએ તો તું પહેલાં સ્નાન કરી લે યા મને કરવા દે." હું આનો ભાવાર્થ સમજી શકયો નહિ. ત્યારે મહારાજે ખુલાશો કીધો કે "ત્યાં વાંદરાઓનો જબરો દોર છે. અને ન્હાનારાંઓનાં કપડાં વટીક ઉપાડી જાય છે. તેથી એક જણ નાહે ત્યારે બીજો કપડાં સંભાળે તો સલામતી રહે." મેં રાતની ફીલસુફી યાદ કીધી અને

વિચાર્યું કે સ્વામિ તેજ વાંદરો, અને વાંદરો તેજ સ્વામિ, તો પછી આ ભેદભાવ શા માટે? પણ આંખોથી પકડી હાલમાં તો સ્વામિજીને પહેલાં અંગોળવા સુચવ્યું.

વળી એક બીજાનું કૌતુક નજરે પડયું. સ્વામિની કોપીનની (લંગોટની) દોરીમાં એક ચાવી ઓળવેલી જણાઇ. મેં મારી વેદાંત વિચાર માળા લંબાવી. 'આતે કઇ જાતનો સનયુગ હશે! કહે છે કે સ્વામિ ઉઘાડે બારણે સુવે છે, કમારા કે ચોરની ધાસ્તી રાખતા નથી, જગત અને તેના સઘળાં જડ પદાર્થો તો મિથ્યા છે, તો આ ચાવી શા માટે? શું તેમાં કાંઇ દિવ્ય ચેતન વસ્તુ ઘાંતી રાખી હશે?'

સ્નાન આટોપી કુટી તરફ જતાં મેં બોધમમાં કહ્યું, "સ્વામિજી, તમારા છુપા ખજાનામાંથી મને કાંઇ પ્રસાદી આપો."

મહારાજ કહે, "મારી પાસે કશો પણ છુપો ખજાનો નથી." મેં પુછયું, "મહારાજ, શું મને તમો સુપાત્ર ધારતા નથી? "

"પણ બેટા, મારી પાસે કશું તેવું નથી." મહારાજ હસી ઉઠયા.

મેં પ્રતિપ્રશ્ન કર્યો, "ત્યારે પેલી ચાવીથી શું બંધ કરી મેલ્યું છે? કાંઇ અમૂલ્ય અને અપ્રાપ્ય વસ્તુ હશે ત્યારેજતમો જેવા સત્યુગીને પણ તે દોરી સાતી રાખવું પડે છે. ના, મહારાજ, દયા કરો ને કાંઇ પ્રસાદી આપો."

પોતાનાં કથનની ખાતરી આપવા સ્વામિએ ઝટ એક દેવદારનું ખોખું ચાવીથી ખોલી બતાવ્યું કે, "જો, મારી પાસે કાંઇ નથી." અંદર એક તુમડી, એક જુની ચોપડી, એકાદ બે ભગવાં વસ્ત્રો, લાંકડાંની પાવડી વગેરે ત્રણ ચાર કુમડીની કિંમતનો સામાન હતો.

"ક્ષમા કરજો સ્વામિજી, પણ આ નજીવી વસ્તુઓ માટે તાળાં ચાવીની શી આવશ્યકતા?"

સ્વામિએ અફસોસ કરતાં ઉત્તર દીધો કે, "ચાર પાંચ દિવસની વાત પર કોઇ બદમાશ મારી નવી ને નવી ચટાઇ ઉઠાવી ગયો. વળી અવારનવાર બીજા સાધુઓ પણ આવીને રહે છે અને કાંઇ લેવા હોય છે તો કાંઇ લેવા. હું કોઇ યોગ્ય સલામત સ્થાનની શોધમાં છું."

સ્વામિજીનાં અવ્યહવારૂ વેદાન્તપર મેં પણ અફસોસ કીધો. મથુરાથી નાસીપાસ બની, વૃંદાવનની એક ઉડતી મુલાકાત લઇ હું **સાન્ચિ (Sanchi)** ના 'સ્ટુપો' જોવા ગયો.

ધાર્મીક ધામો અને તીર્થસ્થાનોની મુલાકાત લેવામાં, ત્યાંની ઇંટ પત્થરની પુરાણી ઇમારતો તથા તેનુ કોતરકામ, રંગકામનો કળા હુન્નર નિહાલી આંખને ટાઢક આપવા અને હિંદની અસલી જાહોજલાલી માટે મગરૂરીભર્યો આનંદ લુટવા ઉપરાંત, ખરો લાભ તો તે સ્થળોને પ્રખ્યાતિમાં આણનારા મહાન પુરૂષોનાં જીવન ચારીત્ર અને તેઓનાં શિક્ષણનો ધ્યાનમાં સાક્ષાત્કાર કરવામાં સમાયલો મનાય છે. બે હજાર ઉપર વર્ષોનાં પુરાણાં કળાવંત, બુધ્ધિસ્ત મઠમાં હું અંધારૂં થતાં સુધી અને એકાદ કલાક અંધારાંમાં પણ એકલો એકાંત બેસી રહ્યો. આ બહુજ શાંત સ્થળ હતું. અંધારાંમાં એકલા બેસવાનો અનુભવ અદ્દભૂત હતો. ગૌતમ બુદ્ધ, અશોક, ધમ્મપદ વગેરેનું સ્મરણ થયું. 'ભલો થા અને ભલાં કામો કર' (*Be good and do good*) નું સાદુ સુતરૂં શિક્ષણ; તેના ભલા વિચાર, ભલાં વચન અને ભલાં કામોની શીખામણ સાથે સરખામણી ઉપર મેં મનન કીધું અને ભલાઇમાં આગળ વધવાનો નિશ્ચય બાંધી હું ઉઠયો. ડાક બંગલોના ખાનસામાં પાસથી દુધ અને ચાવલનું ભોજન મેળવી, ઓટલા પરજ રાત કાઢી. બીજે દિવસે નાશીક માટે ઉપડયો.

**નાશીકનું** નવું પ્રકરણ શરૂ કરવા અગાઉ મેં ફરી એકવાર મારી હાલત તપાસી જોઇ. મેં કેવા સંજોગોમાં ઑરફનેજની શિક્ષકગીરી લીધી; ત્યાંના કારોબારથી મારૂં મન કેવી રીતે ઉઠી ગયું; મૉ. પૉલ રિશાર સાથે શા ઉદ્દેશથી હિમાલય ગયો, સદ્દગુરૂના મારા માની લીધેલા ગુણ લક્ષણની કસોટી (criterion) થી મૉ. પૉલ તથા મથુરાવાસી સન્યાસી કેટલા દૂર હતા, હવે ભવિષ્યનો કાર્યક્રમ કેમ ગોઠવવો વિગેરે મેં શાંત મને વચારી લીધું.

હવે મને નિષ્કામ સેવામાં જીપલાવાની ધુંઈ લાગી. પારસીઓને ખેતીબાગબાનીના ધંધામાં રાહે પાડી તેઓમાંથી બેકારી, કુંવારાપણું, હરામખોરી અને ફીશયારી એકદમ દૂર કરી મુકવા સોદાગરીના અને

સખાવતના બાદ મી૦ ગોદરેજે અને મેં કમર કસી. કોટવર જતી વખતે મેં ધાર્યું હતું, કે ખેતીવાડીને હવે છેલ્લી સલામ કરીશ તો ત્યાં પણ શિકાર. સાહેબની ખેતીની યોજના ઉભી થઇ. હવે બાકી ગોદરેજ શેઠની યોજના આરંભાઇ. દરજીનો દીકરો જીવે ત્યાં સુધી સીવે.

આહ ! નિર્દોષ, નિખાલસ બાળકો વચ્ચેનું એક શિક્ષકનું ઉમદા જીવન ! કેળવણી આશ્રમની વાતાવરણમાં કેટલી શાન્તિ, કેટલો મોકાસ અને કેટલો અવકાશ ! શાળાની સેવા ઉપરાંત આપણા મનની ખીલવણી અને આત્માની વૃદ્ધિ માટે કેટલી બધી ફુરસદ રહેતી. આ જીવનનો ઝરો, પહાડો. કરાડો, ખીણોના ખરબચડા તટમાંથી ઉછળતો, ગબડતો, અકળાતો, ઝીણુ ઝીણુ થઇ જાણે એક સરોવરની સ્થિરતા, શાંતતા અને નિર્મળતા પામ્યો હતો. પણ......પણ......તેણે આ સ્થિર સરળતામાં પડી રહી સબડવું (stagnate થવું) નથી. આગળ અને આગળ વધી મહાસાગરને મળવું છે. હજી ઘણા ડુંગરા અને મેદાનો વટાવવાનાં હશે પણ તેથી ડરવું કેવું ? આ પ્રમાણે શિક્ષક જીવન તજી, શિષ્ય જીવન પણ છોડી, સેવા જીવનમાં પ્રવેશ થયો.

## નાશીક કોલોનીની યોજના

પારસી કોમના લાભ સાચવનારી મંડળી તરફથી જ્વાલ્પરની ખેતીવાડીની કોલોનીમાં મેં પહેલેથીજ રસ લઇ તે બાબે મારૂં પ્રમાણિક મત છાપામાં જાહેર કરી યોજકોની ખફગી વ્હોરી લીધી હતી, જે માટે મને કાંઇક ગેરઇનસાફ પણ ખમવો પડયો હતો, પણ સાથે સાથે કાંઇક ફાયદો પણ જણાયો હતો. ફાયદાઓમાંનો એક તે શેઠ અરદેશર ગોદરેજની ઓળખાણ. મી૦ ગોદરેજ પણ ઘણે અંશે મારાં મતને મળતા હતા અને તેથી અરસપરસ ખેંચાણ થયું હતું. જ્વાલ્પર સંસ્થાન બાબેની એવણની ટીકાઓ પરથી મને તે વખતે એવું લાગ્યું કે મી૦ ગોદરેજ જેવા કુશળ, અનુભવી અને વ્યવહારૂ વેપારીના હાથમાં જ્વાલ્પરવાલી યોજના હતે તો તેનું ભવિષ્ય કાંઇ જુદુંજ ઘડાતે. અને જ્યારે સીમલામાં મેં જાણ્યું કે મી૦ ગોદરેજ પોતે હવે આવી યોજનાની શરૂઆત કરી ચૂકયા છે, ત્યારે તો આ અખતરો કાંઇ જાણવા જોગજ પરિણામ આણશે. પણ કમનસીબે શરૂઆતમાંજ અપશુકન

નડયા ! કાચું કપાયું. 'તીજોરી તળે હાથ દબાયો તે હવે કળેવલેથી કાઢવો જોઇએ'–ની પોલીસી અખત્યાર કરવા જતાં મૂળ ભૂલને સુધારવા માટે હવે ન્હાની ભૂલોનું અનંત લશ્કર ન છૂટકે નીભાવવું પડયું. વ્યવસ્થાપકની ચૂંટણી, સ્થાનની પસંદગી, પ્લાનની ગેરહાજરી, પોથીઓની પંડીતાઇ, કુશળતાની કોતાહી, અંધ વિશ્વાસ, કમ દયાનત, ધન–ગર્વ, અને દૈવ સંજોગ વિગેરે કારણો એકઠાં મળીને નાશીક કોલોનીને આજની હાલત પર લાવ્યાં છે.

ટુંક સમયમાંજ મને લાગ્યું કે આવી યોજના તરફ પારસીઓ ખેંચાઇ શકે નહી. અને જન્મભર પણ હું આવી શોખની સેવા બજાવ્યો જઇશ, તો પણ મારો કાંઇ ખાસ ઉદ્ધાર થાય એવું લાગતું નથી. હવે મને મારી અલ્પતાનું ભાન થયું. નિષ્કામ સેવા એટલે શું ? તે કેમ કરી શકાય ? સેવા કરવાનો અધિકાર કોણને હોઇ શકે ? સેવા માટે શી શી લાયકાતોની જરૂર છે ? વિગેરે સવાલો પર મેં ત્યાં ખુબ મનન કર્યું.

મેં જોયું કે મારી હાલત એક સાધારણ અજ્ઞાન એનજીન ચલાવનાર જેવી હતી; જે બાપડો એનજીન કેમ ગતિમાં મૂકવું, તેમાં તેલ કયાં કયાં પૂરવું, અને કેમ અટકાવવું તે સિવાય ભાગ્યેજ કાંઇ વધુ જાણતો હોય. આવો ડ્રાઇવર એનજીન ગગડયા કરે ત્યાં સુધી તો નચિંત રહે પણ જરા કાંઇ અટકયું તો પરતંત્ર બની, એનજીનનાં સાંચાકામ અને કાર્યથી માહિતગાર એનજીનીઅરની દાઢીમાં હાથ નાખે અને તેની ખુશામત કરે. આ પરતંત્રપણું તેની એનજીનની રચના અને કાર્યનાં અજ્ઞાનપણાને લીધે હોય છે. આ પ્રમાણે સંસારની રચના, સમાજનું બંધારણ, તથા મનુષ્ય સ્વભાવ બાએનાં મારા અજ્ઞાનપણાને લીધે હું ધારૂં તેવી સફળતા મને મળતી નહી. સૃષ્ટિ યંત્રના એક કુશળ એનજીનિયર થવું એ મારાં જીવનનો દૃઢ ઉદ્દેશ બન્યો. આ માટે ગુરૂની આવશ્યકતા ભાળી અને મેં તેની શોધ શરૂ કીધી.

## જગદ્‌ગુરૂ શંકરાચાર્ય

એક વેળા જાણીતા જગદ્‌ગુરૂ ડો૦ કુર્તકુટી નાશક આવ્યા. તેમનાં દર્શન અને સતસગ માટે હું ગયો. મેં સવાલ કર્યો, "મહારાજ, મનુષ્ય જીવનનો પરમ ધ્યેય શું ?"

શંકરાચાર્યજીએ તુર્ત ઉત્તર વાળ્યો, "મોક્ષ પ્રાપ્તિ." ગુરૂ મહારાજના ઉત્તરના ટેકામાં મેં પ્રમાણ માંગ્યાં અને ઉપરા ઉપરી સવાલોના ઘણી વિદ્વતા અને શાંતતાથી, પોતાનાં વેદાન્ત મત અનુસાર શંકરાચાર્યએ જવાબો વાળ્યા. છેવટે અંતિમ મૂળ પ્રશ્નો પર ગાડું અટક્યું અને સ્વામિજીએ જણાવ્યું, "આ તો બુદ્ધિની બાહેરની વાતો છે અને યોગાભ્યાસ વડે અંતરદૃષ્ટિ ખીળવી જાતે અનુભવી જાણી શકાય છે."

મેં પૂછ્યું, "મહારાજ, આપે તેમ કર્યું છે કે?"

શંકરાચાર્યજી એ કહ્યું, "મને યોગાભ્યાસ માટે ફુરસદ મળતી નથી. વળી મારો સ્વભાવ રાજસિક વધુ છે." આ ભણેલા અને માન પામેલા ધર્મગુરૂએ મને ઘણા ઉત્તજીત શબ્દોથી આશિષ દઇ આશાવંત બનાવી મોકલ્યો.

## માધવનાથ મહારાજ

ચિત્રકુટવાલા પ્રખ્યાત સ્વામિ માધવનાથ મહારાજ નાશક આવ્યા, તેમની પણ મેં મુલાકાત લીધી. મેં પુછ્યું, "આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા શું કરવું?"

મહારાજે કહ્યું, "તત્વજ્ઞાન શીખો."

અને ઉમેર્યું, "દરરોજ સૂર્યોદય અને અસ્ત સમયે છાતીના હૃદયવાલા ભાગપર કીરણો અર્ધો અર્ધો કલાક રોજ પડવા દયો. જે વખતે શાંત ચિત્તે, સ્થિર બેસવું. આથી હૃદય કમલ ખીળશે અને જ્ઞાન પ્રાપ્ત થશે."

## સાધુ જીવનની શરૂઆત.

આપણે આગળ જોઇ ગયાં કે કુટુંબી જીવનથી હું અસંતોષી બન્યો હતો. એકળવાઇ ધંધાદારી જીંદગીમાં પણ મને સંતોષ મળ્યો નહી. પૉલ રિચાર સાથ સાધુ જીવનની ઝાંખી કીધી તેમાં પણ તૃપ્તિ પામ્યો નહિ. હવે નાશીકનાં સેવા જીવનમાં પણ મને રસ પડ્યો નહી, પ્રવૃતિ માર્ગ સારો કે નિવૃત્તિ માર્ગ ઉમદા, તે બાબે મારાં મનમાં મોટો ગુંચવાડો પેદા થયો. અને આ ગુંચવણના ઉકેળ વિનાનું જીવન મને મિથ્યા અને નિરસ લાગ્યું. હું હવે વખત બેવખત, જાણ અંજાણ બધા સાથે આ બાબદની ચર્ચા કરવા લાગ્યો, જો કે સિદ્ધાંતમા હું શંકાત્મક હતો, છતાં હજી બહુ શ્રદ્ધાળુ (Credulous) અને ઝટ લઇ-દોડુ હતો.

## સાંઇબાબાની રાખ.

નાશીકના એક વકીલ સાથ હું એક દિવસ આ બાબત પર જોરશોર ચર્ચા કરતો હતો. વકીલ સાહેબે તર્કના અખાડામાં અનેક દાવ અજમાવ્યા, પણ પછી બીજી વળણુ લઇ કહેવા લાગ્યા "A truce to your arguments! બસ, તમારી દલીલો તહકુબ કરો. જુવો, આ મહાપુરૂષ તમારો ઉધ્ધાર કરશે." એમ બોલી દીવાલ તરફ આંગળી કીધી. મેં ફરીને જોયું તો પ્રખ્યાત મુરશીદ **સાંઇબાબાની** મોટાં કદની છબી હતી, જે ચંદન અને પુષ્પમાળથી શણગારી હતી.

વકીલ વધુ ઉત્સાહથી બોલ્યા, "આ મારા પૂજ્ય ગુરૂદેવ છે. એઓશ્રીએ મને એવી એજમતી ભભૂતિ (રાખ) આપી છે, કે જે માત્ર ૧૪ દિવસ તમારી પાસે રાખશો, તો તમુને સઘળું જ્ઞાન થશે તમારી બધી શંકાઓ લોપ થઇ જશે અને તમારી વૃત્તિ બદલાઇ જશે એમ હું ખાતરીથી કહું છું."

મેં પૂછ્યું, "બાબાજી તો શરીર છોડી ગયા છે. તો મને કેમ નિશ્ચયાત્મક બનાવશે? એઓશ્રી જીવતા હતે અને તમે મને સુચવ્યું હતે, કે એમના સતસંગથી મને આત્મજ્ઞાન પ્રાપ્ત થશે, અને મારી શંકાઓના સમાધાનકારક ખુલાસા મળશે તો હું માનવાને લલચાતે; પણ એક ગુજર પામેલા ફકીરે આપેલી રાખ, માત્ર મારા અંગપર ૧૪ દિવસ સાથે રાખવાથી મને બધું જ્ઞાન આવી જશે, મારી બેદિલી દૂર થઈ જશે, તે માનવું મારે માટે મુશ્કેલ છે. કારણ વૃત્તિનું બદલાવું વ્યક્તિગત પ્રયત્નનું પરિણામ હોઇ શકે. છતાં મને આ ભભૂતિની ફીલસુફી સમજાવો, કદાચ હું ભૂલતો પણ હોવું.

વકીલે દલીલ કીધી, "તમો સાયન્સ ભણ્યા છો પ્રયોગ કરી જોઇ ખાતરી કરવામાં માનો છો, તો કારણો પૂછ્યા વગર, વિધિપૂર્વક અખતરો કરી જુઓ. એમાં કશું નુકશાન તો નથીજ."

મેં હજી ઢીલ દેખાડી, "શ્રધ્ધાળુ મનને તમારી ખાતરી ભરેલી, જોરાવર સુચના (suggestion) અસર કરે એ બનવા જોગ છે પણ મારા જેવા શંકીલા અને ચૂનોચેરા કરવાવાલા સ્વભાવપર અસર કેમ કરશે?"

વકીલ સાહેબ હવે બેવડા ઉત્સાહી બન્યા, હું તમુને સોએ બસો (!) ટકા ખાતરી આપું છું કે તમારા ગમે એવા શક સુબેહ છતાં આ વિભૂતિ તમે અજમાવી જુઓ ને ફાયદો થશેજ થશે. તમે ગમે એટલા વિરોધી અને ઉલટા (opposite) વિચારો ફેંકજો પણ આ રાખ તો પોતાની અસર કરવાનીજ. તમે ગમે એવાં મક્કમ મનથી વિચારોની કે અગ્નિ તમારાં આંગળાં નહી બાળશે પણ અગ્નિ તો પોતાનું કામ કરવાનોજ."

આખરે હું પીગળ્યો. મેં રાખ લીધી ઉલટા વિચારોને બદલે સવિનય પ્રાર્થનાના આશાજનક વિચારો વિચારતો રહ્યો. ચૌદ દિવસ પૂરા થયા પણ કશો ફેરફાર જણાયો નહી. મને લાગ્યું કે મારી મંદમતિને લીધે કદાચ વધુ દિવસ લાગશે; ચૌદના એકવીસ થયા, અઠ્ઠાવીસ થયા, પણ મારી વૃત્તિ ઓર બી વધુ સંદેહવાલી બની. હું વકીલ સાહેબને મળ્યો, મારી વૃત્તિનું વર્ણન કીધું.

વકીલે મને હજી પણ ધીરજ આપી, "એક વેળા તમો સદ્ગુરૂના સીધા યા આડકતરા સંબંધમાં આવ્યા એટલે મોડે વહેલે તે દયાળુ તમુને ફાયદો કરશેજ. આ જન્મમાં નહી તો આવતા જન્મોમાં!"

મેં ટકોર કીધી, "તથાસ્તુ! વકીલ સાહેબ તમારી બસો (૨૦૦) ટકાની ખાતરી કયાં ગઇ? શું ઇચ્છવા જોગ નથી કે તમે તમારી શ્રધ્ધાના પાયાને ફરી તપાસી જુઓ? તમારો અગ્નિ તો ઠંડો નીવડયો. આ તમારી રાખ તમેજ રાખો."

વકીલે હારીને અફસોસ કીધો, "આ તર્કવિતર્ક અને સાયનસે તમારો નાશ કીધો છે."

## ગોદાવરી તીરે

એક સંધ્યાકાળે હું નાશીકમાં ગોદાવરી નદીમાં આવેલાં, પંચવટીની સામેનાં, મંદીરના ઓટલા પર બેસી રચના નિહાળતો હતો. કોઇ લાંથી ત્યાં લટાર મારતા, તો કોઇ બેસીને વાર્તા વિનોદ કરતા; કોઈ રક્તપિત્તથી પીડાતો કંગાળ કરૂણાજનક યાચના કરતો, તો કોઇ શોખીનો ચવેણું ઉછાળતા; જ્યારે એક ગૃહસ્થ હું જે મંદીરના ઓટલાપર બેઠો હતો તેની છેલ્લી પાયરીપર પાણી નજદીક બેસી, સંધ્યા પૂજા કરતો હતો. આ બ્રાહ્મણ આસપાસની ચળવળપર લક્ષ ન દોડાવતાં એકાગ્ર ચિત્તે મનન

## સાંઇબાબાની રાખ.

નાશીકના એક વકીલ સાથ હું એક દિવસ આ બાબત પર જોરભેર ચર્ચા કરતો હતો. વકીલ સાહેબે તર્કના અખાડામાં અનેક દાવ અજમાવ્યા, પણ પછી બીજી વળણ લઇ કહેવા લાગ્યા "A truce to your arguments! બસ, તમારી દલીલો તહકુબ કરો. જુવો, આ મહાપુરૂષ તમારો ઉધ્ધાર કરશે." એમ બોલી દીવાલ તરફ આંગળી કીધી. મેં ફરીને જોયું તો પ્રખ્યાત મુરશીદ **સાંઇબાબાની** મોટાં કદની છબી હતી, જે ચંદન અને પુષ્પમાળથી શણગારી હતી.

વકીલ વધુ ઉત્સાહથી બોલ્યા, "આ મારા પૂજ્ય ગુરૂદેવ છે. એઓશ્રીએ મને એવી એજમતી ભભૂતિ (રાખ) આપી છે, કે જે માત્ર ૧૪ દિવસ તમારી પાસે રાખશો તો તમુને સઘળું જ્ઞાન થશે. તમારી બધી શંકાઓ લોપ થઇ જશે અને તમારી વૃત્તિ બદલાઇ જશે, એમ હું ખાતરીથી કહું છું."

મેં પૂછ્યું, "બાબાજી તો શરીર છોડી ગયા છે. તો મને કેમ નિશ્ચયાત્મક બનાવશે? એઓશ્રી જીવતા હતે અને તમે મને સુચવ્યું હતે, કે એમના સતસંગથી મને આત્મજ્ઞાન પ્રાપ્ત થશે, અને મારી શંકાઓના સમાધાનકારક ખુલાસા મળશે તો હું માનવાને લલચાતે; પણ એક ગુજર પામેલા ફકીરે આપેલી રાખ, માત્ર મારા અંગપર ૧૪ દિવસ સાથે રાખવાથી મને બધું જ્ઞાન આવી જશે, મારી બેદિલી દૂર થઇ જશે, તે માનવું મારે માટે મુશ્કેલ છે. કારણ વૃત્તિનું બદલાવું વ્યક્તિગત પ્રયત્નનું પરિણામ હોઇ શકે. છતાં મને આ ભભૂતિની ફીલસુફી સમજાવો, કદાચ હું ભૂલતો પણ હોવું.

વકીલે દલીલ કીધી, "તમો સાયન્સ ભણ્યા છો પ્રયોગ કરી જોઇ ખાતરી કરવામાં માનો છો, તો કારણો પૂછ્યા વગર, વિધિપૂર્વક અખતરો કરી જુઓ. એમાં કશું નુકશાન તો નથીજ."

મેં હજી ઢીલ દેખાડી, "શ્રધ્ધાળુ મનને તમારી ખાતરી ભરેલી, જોરાવર સુચના (suggestion) અસર કરે એ બનવા જોગ છે પણ મારા જેવા શંકીલા અને ચૂંતોચેરા કરવાવાલા સ્વભાવપર અસર કેમ કરશે?"

વકીલ સાહેબ હવે બેવડા ઉત્સાહી બન્યા, હું તમુને સોએ બસો (!) ટકા ખાતરી આપું છું કે તમારા ગમે એવા શક સુબેહ છતાં આ વિભૂતિ તમે અજમાવી જુઓ ને ફાયદો થશેજ થશે. તમે ગમે એટલા વિરોધી અને ઉલટા (opposite) વિચારો ફેંકજો પણ આ રાખ તો પોતાની અસર કરવાનીજ. તમે ગમે એવાં મક્કમ મનથી વિચારોની કે અગ્નિ તમારાં આંગળાં નહી બાળશે પણ અગ્નિ તો પોતાનું કામ કરવાનોજ."

આખરે હું પીગળ્યો. મેં રાખ લીધી ઉલટા વિચારોને બદલે સવિનય પ્રાર્થનાના આશાજનક વિચારો વિચારતો રહ્યો. ચૌદ દિવસ પૂરા થયા પણ કશો ફેરફાર જણાયો નહી. મને લાગ્યું કે મારી મંદમતિને લીધે કદાચ વધુ દિવસ લાગશે; ચૌદના એકવીસ થયા, અઠ્ઠાવીસ થયા, પણ મારી વૃત્તિ ઓર બી વધુ સંદેહવાલી બની. હું વકીલ સાહેબને મળ્યો, મારી વૃત્તિનું વર્ણન કીધું.

વકીલે મને હજી પણ ધીરજ આપી, "એક વેળા તમો સદ્ગુરૂના સીધા યા આડકતરા સંબંધમાં આવ્યા એટલે મોડે વહેલે તે દયાળુ તમુને ફાયદો કરશેજ. આ જન્મમાં નહી તો આવતા જન્મોમાં!"

મેં ટકોર કીધી, "તથાસ્તુ! વકીલ સાહેબ તમારી બસો (૨૦૦) ટકાની ખાતરી કયાં ગઇ? શું પુચ્છવા જોગ નથી કે તમે તમારી શ્રધ્ધાના પાયાને ફરી તપાસી જુઓ? તમારો અગ્નિ તો ટાંડો નીવડયો. આ તમારી રાખ તમેજ રાખો."

વકીલે હારીને અફસોસ કીધો, "આ તર્કવિતર્ક અને સાયનસે તમારો નાશ કીધો છે."

## ગોદાવરી તીરે

એક સંધ્યાકાળે હું નાશીકમાં ગોદાવરી નદીમાં આવેલાં, પંચવટીની સામેનાં, મંદીરના ઓટલા પર બેસી રચના નિહાળતો હતો. કોઇ ત્યાંથી ત્યાં લટાર મારતા, તો કોઇ બેસીને વાર્તા વિનોદ કરતા; કોઈ રક્તપિત્તથી પીડાતો કંગાળ કરૂણાજનક યાચના કરતો, તો કોઇ શોખીનો ચવેણું ઉછાળતા; જ્યારે એક ગૃહસ્થ હું જે મંદીરના ઓટલાપર બેઠો હતો તેની છેલ્લી પાયરીપર પાણી નજદીક બેસી, સંધ્યા પૂજા કરતો હતો. આ બ્રાહ્મણ આસપાસની ચળવળપર લક્ષ ન દોડાવતાં એકાગ્ર ચિત્તે મનન

કરતો જણાયો. પૂજા આટોપાઇ અને તે ઉઠયો. મેં પ્રણામ કર્યા. આ શખ્સને હું પીછાણતો ન હતો. તેણે મને વળતા પ્રણામ દીધા અને પૂછ્યું, "તમે મને ઓળખો છો ? મને કાંઇ તમારા પરિચયનું સ્મરણ થતું નથી."

મેં જરા ફીલસુફી ચલાવી; "મેં તમુને એક ભક્ત લેખી નમશકાર કર્યા છે, જોકે તમારાં શરીર સાથ પિછાણ હમણાજ થઇ છે."

ભક્ત મારી પાસે બેઠા, મારા ક્ષેમકુશળ પૂછયા અને મારો વધુ પરિચય ચાહ્યો.

મેં જરા મનમા ઉકમાઇ લઈ કહ્યું, "હું હાલ પરમાર્થમાં પ્રવૃત થએલો છું" અને પછી મેં મી. ગોદરેજની સખાવતી યોજના સમજાવી, તેમાં વગર સ્વાર્થે હું કોમસેવા બજાવું છું એવી મગરૂરી લીધી, વળી ગામના લોકમાં ટુંક દવાદારૂ, અસ્પૃષ્ય વર્ગ માટે એક શાળા વગેરે કામ દેખાડયું. હું સમજ્યો કે આ અંજાણ્યા ગૃહસ્થ મને ધન્યવાદ દેશે. પણ ઉલટું મારી મજાક કરતા હોય તેમ ઓહ ! ઓહ ! કરી મોટેથી ખડખડ હસી **'પરમાર્થ'** શબ્દની ઠેકડી કરવા લાગ્યા. હું જરાં ઝાંખો પડી ગયો. મને ખસ્યાણું લાગ્યું. આવી ઢબે ટકોર કરવાનું કારણ મેં જાણવા માગ્યું ત્યારે તેણે વિસ્તારપૂર્વક સમજાવ્યું જેનો સાર એ હતો કે તમારો કેહવાતો 'પરમાર્થ' તમારાં અભિમાન અને સ્વાર્થને ઢાંકતો એક પડદો છે. દુન્યામાં કોઇને સ્ત્રિ પુત્ર વહાલાં, તો કોઇને ધન; કોઇને સત્તા વહાલી, તો કોઇને કીર્તિ તો કોઇને કાંઇને કાંઇ બીજું કલ્પિત સુખ: સૌ પોત પોતાની ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ માટે મથી રહ્યા છે. એક ઇષ્ટ માટે અનેક અનિષ્ટનો ભોગ આપે છે. સર્વ સાધારણ માણસો અનેક ઇષ્ટોનાં મિશ્રણમાં પોતાનો ધ્યેય સમાવે છે. તમે નામ, કીર્તિ પાછળ ભોગી છો. લોક તમને સખાવતી, બિનસ્વાર્થી કહે, તમારી વાહવાહ પુકારે તે તમને ગમે છે, તેથી આ કહેવાતા "પરમાર્થ"માં તમે રોકાયા છો. અનિત્ય વસ્તુઓનો 'પરમાર્થ' તે કેવો ? શું તમે ખરેખરજ પારકાંઓના ભલાં અર્થે ભોગ આપી રહ્યા છો ? શું તેમાં તેઓનો **પરમ+**અર્થ સંધાશે ? શું તેમાં કાયમનું તેઓનું કલ્યાણ થશે ? તમે **તમારો** પરમાર્થ સાધ્યો ? તમોએ પરમાનન્દ, પૂર્ણ શાંતિ પ્રાપ્ત કીધી હોય, તો બીજાંઓને શાન્તિ અને

આનંદ અપાવી શકો ને? પરમાર્થ કોણ કરી શકે, કેવી રીતે થઈ શકે? કેવા સંજોગમાં સુપાત્ર ગણાય એ સર્વ વિગતોનો અભ્યાસ કર્યો છે? ભલા જીજ્ઞાસુ, આ બધું મિથ્યાભિમાન તજી દે. નિત્ય વસ્તુ જે કેવળ સત્ય છે તેની શોધ કર. તું હવે તૈયાર જણાય છે. ફોકટનાં ફાંફાંમાં અમૃત સમાન સમય બરબાદ ના કર."

અંધારૂં થવા આવ્યું હોવાથી અમો છુટા પડયા. આખી રાત આ બનાવપર મેં વિચાર ચલાવ્યો. આ ગૃહસ્થના વેષમાં કોઈ સાધુ પુરૂષ જણાયો. મેં તેમનો પરિચય, નામ, નિશાન, પત્તો પૂછયું નહી, તેથી મને ખેદ થયો. હવે તેમને કયાં શોધું? અરેરે! તેઓશ્રી પાછા મળતે તો હું તેમનાંજ ચરણોની સેવા કરતે, અને પેલી **નિત્ય વસ્તુ**, સત્ય માટે વધુ પૂછ પરછ કરતે. પણ ઢોળાયલાં દુધ પર વિલાપ શા ખપનો? આ મદદગારના મેલાપ અગાઉથીજ હું કામચલાઉ અનુમાનપર આવ્યો હતો, કે મારે સત્ય શું છે તે જાણવુંજ જોઇએ અને આ ગૃહસ્થે finishing touch આપ્યો. જાણે ઇંડાંમાં પીલું સેવાઇને પુખ્ત થઇ રહ્યું હતું. ખાલી માત્ર કોટલું ફોડવાની હતી. અને આ ફરેસ્તાએ કોટલું ફોડયું. મેં મી. ગોદરેજ પર રાજીનામું લખી મોકલ્યું. હું મુંબઇ આવ્યો.

## મહેરબાબાની મુલાકાત

મને મારા મિત્રો તરફથી મહેરબાબા વિષે ખબર મળી. "શાકોરીના સદ્દગુરૂ' નામની ચોપડીનાં ઝડપી વાચનથી ઉપાસની મહારાજ વિષે કાંઇક જાણ્યું. વળી જાણીતા અને કસાયલા લેખક મી. સો. મ. દેસાઇની કલમથી લખાયલો એક ટુંક લેખ, "મહેરબાબા" નામનો, ધી યંગ મેન્સ પારસી એસોશીએશનનાં ચોપાન્યામાં છપાયો હતો, જે પણ મારા વાંચવામાં આવ્યો. આ લઘુ લેખમાં મી. ખંડાલાવાલાનું મહેરબાબા માટેનુ અનુકુળ મત ટાંકવામાં આવ્યું હતું. સો. મ. અને ખંડાલાવાલા જેવા કોમના પ્રતિષ્ઠિત વિદ્વાનો જ્યારે મહેરબાબા માટે ઉચું મત ધરાવે છે, તો કાંઇ જાણવાજોગ ખુબી મહેરબાબામાં હશે, એવા અનુમાનથી મેં મહેરબાબાને મળવાની જીજ્ઞાસા કીધી.

એક દીન મારા મિત્ર સાથે મહેરબાબાની શોધમાં નીકળ્યો. અમુને એટલી ખબર મળી હતી કે દાદર રહે છે. અમે દાદર ટ્રામમાં ગયા અને

એક ઇરાનીની દુકાનમાં ખબર કાઢી, સારે નસીબે મહેરબાબાના એક ચેલા આ દુકાનમાં પાંઉ ખરીદવા આવેલા હતા. ઇરાનીએ તેમનો હવાલો આપ્યો. આ એક ઉઘાડે માથેનો, ઉઘાડા પગનો, ખાકી ખમીસમાં સજ્જ થએલો ઇરાની જવાન હતો. આ ભાઇએ તો ટુંકેથીજ ડામવાની વાત કીધી, "મહેરબાબા બહુ કામમાં છે, એઓ તમને મળશે નહી."

મેં કહ્યું "હું છેક નાશીક વેરથી બાબાજીની મુલાકાતે આવ્યો છું માટે તમે જરા મહેરબાની કરી અંદર બાબાને પુછી તો જુઓ."

પેલો જવાન અમને મેહરબાબાને મકાને લઈ ગયો. એટલા બાહેર અમુને ઉભા રહેવા કહી અંદર ગયો. દશેક મીનીટ, પછી આવી જવાબ લાવ્યો "બીજી દશ મીનીટ થોભવું પડશે" અને ઉમેર્યું કે "તમે એઓ સાથે કાંઇ વાત કરતા ના. માત્ર પગે પડી ચાલ્યા જજો."

મેં કહ્યું, "ઠીક." અમે થોભ્યા. બાદ અમુને અંદર બોલાવવામાં આવ્યા. એક ગોરી ચામડીનો ઇરાની જવાન ઓરડાનાં એક ખુણામાં ગાદીને અઢેલી સંકોચાઇને બેઠેલો જણાયો. તેના લાંબા ખુલ્લા વાળનાં લટકતાં ઝુલ્ફાં એક પટીવડે કપાલ પાછળથી બાંધ્યાં હતાં. દાઢી સાફ ગોડાવેલી હતી પણ ભરાવદાર મુછ રાખી હતી. અંગપર લેંગો, સદરો અને ઝીણું ખમીશ પહેર્યું હતું. હાથો ચાલુ વળવળ કર્યા કરતા હતા અને વારંવાર જાણે લેંગાનો પણ ભાર પડતો હોય તેમ પાયજો ઘુટણ સુધી ઉપર ચઢાવતા અને પાછો ઉતારતા. ગોયા પગનાં ગોરાં નાજુક ટેટાંનું પ્રદર્શન કરાવતા હોયની! અમોએ નમીને પ્રણામ કર્યા. એમની સામે જમીનપર બેઠા. ઓરડામાં બીજા બેચાર ગૃહસ્થો હતા, જેમાના એકને મેં મારા સગા તરીકે પીછાણ્યા. અમો કોણ, કયાંથી, કાંય આવ્યા વગેરે પૂછ્યું જેના ટુંક ઘટતા ખુલાશા કર્યા. પછી એમને વાતો કરવા માડી. મહેરબાબાની વાત કરવાની ઢબછબ કુદરતી અને દંભવિનાની જણાઇ. ઘરગતુ (colloquial) શબ્દો અને વાકયોને પારસીઓના માનીતા 'સસ્સા' (terms of endearment) ના ચટાકેદાર મસાલા સાથ લહેજતદાર (!) બનાવતા હતા. આત્મજ્ઞાન માટે ગુરૂની પરમ આવશ્યકતા દર્શાવી અને જણાવ્યું કે યોગ્ય ગુરૂ મળે તો કામ ક્ષણવારમાં સફળ થઈ જાય. મેં ગુરૂનાં લક્ષણ અને તેમની પિછાણ માટે સવાલ કીધો, ત્યારે ઉત્તર દીધો કે "રવિવારે સવારે દશ વાગે આવજો." રવીવારે હું મારા ત્રણ જીજ્ઞાસુ મિત્રો સાથે

## મેહરબાબાની બીજી મુલાકાતે

ગયો. ગુરૂનાં કર્તવ્ય બાબે સમજ આપી. ગુરૂની પિછાણ તરીકે એક મુખ્ય લક્ષણ—બીન સ્વાર્થીપણું—છે એમ એમની characteristic ભાષામાં સમજાવતાં ઉમેર્યું કે "જે ગુરૂ તમો પાસે પૈસા વગેરે માંગતો હોય તે સા...ના મ્હોંમાં ......." આ Paraliamntary ભાષાની પાછળ સમાયલા જોરદાર વિચારે આખી રાત મને જાગૃત રાખ્યો ! મેં તુર્તવેળા કામચલાઉ અનુમાન દોર્યું કે મહેરબાબામાં સ્વાર્થ રહિતતાનો ગુણ અચ્છો ખીલ્યો હશે. અને એમની સાથ સાંધવામાં મને કશું આર્થિક નુકશાન થવાનો તો સંભવ નથી.

મેં મહેરબાબાને કહ્યું, "હું પણ ગુરૂની આવશ્યકતા પિછાણવા લાગ્યો છું અને કોઇ યોગ્ય સત્પુરૂષની શોધમાં છું. માટે મને કોઇ રસ્તો દેખાડશો ?" મહેરબાબાએ મને આવતા બુધવારે એકલા આવવા ફરમાવ્યું. બુધવારને દિવસે સહવારના પહોરથી હું મહેરબાબાને ત્યાં ગયો. આંગણે ચોકચંદન અને સુંદર ફુલતોરણના સગન સામે મળ્યા. **ઉપાસની મહારાજ**ના ભવિષ્યના કેહવાતા ગાદી વારસ

## સંતની સાલગરેહ

—નો આજે ખુશબખ્તી ભર્યો દિવસ હતો. એમના ઇષ્ટ અનુયાયીઓ તથા ચુંટી કહાડેલાં મહેમાનોમાં મને પણ આ મંગળ પ્રસંગે આમંત્રણ દેવા માટે મેં મહેરબાબાનો મનમાં આભાર માન્યો. મને અંદર બોલાવ્યો. મેં સાલમુબારક ઇચ્છી ભક્તિભાવથી નમન કર્યું. બાબાજીએ આજે નવાં વસ્ત્રો સજ્યાં હતાં. એમના વાળ આજે એક કુમારી કન્યાની કાળજીથી હોરાયલા જણાતા. એમનાં મોંહપર આજે મલકાત ભાપતો.

બાબાએ કહ્યું, "હાલતો બે ચાર દિવસમાં હું ઇરાન જાઉં છું અને ત્રણ ચાર મહિનામાં પાછો આવીશ. બાદ તમુને મારી પનાહમાં લઇશ અને સહેજે તમારૂં કલ્યાણ થશે. તે દરમ્યાન તમે કોઇ એકાંત શાંત સ્થળે જઈ દરરોજ સવાર સાંજ એક એક કલાક આંખી મીચીને, સ્થિર બેસી, **યઝદાં** યઝદાં ઉચ્ચારતા રહેજો. દર ગુરૂવારે અને રવિવારે અપવાસ પાળજો. બાકીનો વખત તમારે ગમે તેમ સારૂં સારૂં વાંચવાંમાં ગુજારજો."

મેં કહ્યું. "નાશીકથી મુંબઈ આવતી વેળા મેં ઉપાસની મહારાજનાં દર્શન કરી બનારસ જવાનું પ્રોગ્રામ ધાર્યું હતું, તે વેળા મને તમારી ખબર મળી ન હતી. જો તમારી સૂચના હોય તો હું ઉપાસની મહારાજનાં દર્શન કરી, બનારસ કોઈ શાંત સ્થળે જઈ રહું."

મહેરબાબાએ ફરમાવ્યું, "બનારસ જવાનું કાંઈ કામ નથી. હું તમુને ઉપાસની મહારાજનાં આશ્રમપર ચીઠ્ઠી અપાવું છું. હું ઇરાનથી પાછો ફરૂં ત્યાં સુધી તમો ત્યાં રહેજો. દરરોજ સવારે એકવાર એમનાં દર્શન કરજો, બાકી મેં ઉપર કહ્યું તેમ અભ્યાસ કરજો બીજી ત્રીજી ખટપટમાં પડશો નહીં. જો મહારાજ કાંઇ કામ સોંપે તો તે કરજો." એમ કહી પોતાના એક ચેલાને 'અદી' નામે પુકારી બોલાવ્યો. અને શાકોરી નજદીક રહેતા એક જમીનદાર, જે ઉપાસનીબાબાનાં આશ્રમમાં એક જાણીતા આવજા કરનારા હતા, તેસનીપર એક મરાઠીમાં પત્ર લખાવ્યો, કે મને એક ખોળીની સગવડ કરી આપે, તથા બાબાજી આગળ રજુ કરવામા આવે. ખાવાપીવાની ગોઠવણ મારે ખર્ચે કરી લેવી વીગેરે.

આ વાતચીત ચાલતી હતી તે દર્મયાન મારા એક સગાનાં ધણીઆણી તથા તેમની જવાન કુંવરી શોભઇતા પોશાકમાં સજ્જ થઈ હાથમાં જરમન સીલવરની ઝળકતી થાળ સાથે આવી પહોંચ્યાં. માતાએ પગે પડી ઓવરણા લીધા. કુંવરીએ એક મઘમઘતો ફુલનો હાર મહેરબાબાનાં ગળાંમા ઓળવ્યો, બાબાના હાથમાં અંગ્રેજી ઢબનો એક સુંદર તુરો આપી, સાલમુબારક ઇચ્છી પગે પડી. બાબાએ હસીને માથાંપર હાથ મેળી મુગા આશિષ દીધા. પછી એક ઉંચા ગરાર જેવા અઘોર વયના ઇરાની ગૃહસ્થ આ જવાન ગુરૂને ચરણે પડયા. ગુરૂજીએ હસીને ફારસી ઝબાનમાં ખયરઆફયત પૂછી, પોતાનો પાતળો ગોરો હાથ લંબાવ્યો, જે આ મુરિદે પૂર અદાથી ચૂમ્યો. જીવતાં જીવત ફુલે પૂંજાવું એ પણ બાબાજીની તપશ્ચર્યાનાં ફળ હશેજ તો!

હવે નાસ્તાના સુફરાપર જવાનું આમંત્રણ મળ્યું. નિરાભિમાની બાબાએ પોતાના સબકતા હાથે બધાને ગરમ, મઘમઘતો, ઘીઘીનો રવો પીરસ્યો. એક ઇરાની ભાઇએ 'બ્રુન' (Brown) પાંઉ અને ચા પીરસી. ખુદા રસિદા ઉસ્તાદ સાહેબ ખુદ પોતાને હાથે મહેમાનોને મિષ્ટાન્ન પીરસે તેની કદર તો શ્રધ્ધાળુ વખાણનારાઓજ પીછાંણી શકે!

આ આશ્રમ સાર્વજનિક જણાતું. પારસીઓની અધિકતા હતી, છતાં હિંદુ મુસલમાન કોમોના પ્રતિનિધિ ગેરહાજર ન હતા. એક જવાન મરાઠી મહેમાન સાથ મેં ઓળખ કીધી. બાબા મહેરબાની ફરમાવે તો તેની ઇરાન જવાની ઘણી ઇચ્છા હતી. આ ભાઇ મહેરબાબાની બહુ વખાણ કરતા હતા. પાસેના ઓરડામાં હું જઇ બેઠો. ત્યાં ઇરાનની સફર માટેનો અસબાબ તૈયાર થતો હતો. ઓરણપર એક મોટો રૂવાંટીવાલો દગલો (Fur-skin-coat) ટાંગ્યો હતો. જે મહેરબાબા માટે કહેવાતો હતો. કાંદા પટેટાની ગુણો, ચાના મોટા ડબ્બા, કરંડયા, પેટારા વગેરે ધમસાણ પડયું હતું.

એક મેલાં બિછાણાપર એક ગબરૂ મુસલમાન જવાન ઉર્દુમાં સુફી ગાયનો ધીમાં સ્વરે વાંચતો હતો. એમની સાથ પણ મેં વાત છેડી. ગુરૂઓની પિછાણ શિષ્યોના આચાર વિચારો પરથી પણ થઇ શકતી કહેવાય છે. આ આશાવંત ઇસ્લામી પણ ઇરાન જવાની હોંશમાં હતા. આ ભાઇની આંખોમાં ઈશ્કની નીશા ખુલ્લી જણાતી. બાબાપર કુરબાન હતા. બધા ભાઇઓ ઉત્સાહી જણાતા અને નવા આવનાર ઉમેદવારમાં ઉલટ ઉશકેરવાની કાળજી રાખતા. 'બ્રુન' પાંઉ ને રવાનો નાસ્તો, યોગના સાધકો માટે પૂરતો અને અનુકુળ ન હશે. કારણ આ ઓરડામાં ખાસ્સી અર્ધો શેરની જામ ભરીને, દુધ બદામની રાબડી પર બાપડા ચેલાઓ શુરૂ કરતા જણાતા.

એક જુના મિત્ર મને ત્યાં જોઇ બહુ ખુશ થયા. તે ભાઈ કહેવા લાગ્યા, "આજે લાંબો વખત થયો તમો (આ લેખક) વેજીટેયંનીઝમ, થીઓસોફી, હ્નુમ વગેરેમાં રસ લેઓછો, તેથી મહેરબાબાના હાથ તળે સારો પ્રોગ્રેસ કરી શકશો. પછી પોતાની આત્મકથા ટુંકમાં દર્શાવી. એક સાધુ સાથ કેમ મુલાકાત થઈ, તેમની પાસ આસન મુદ્રા આદિ હઠ યોગની ક્રિયાઓ કેટલી ઝડપથી શીખી ગયા, બાદ યોગી રાજ અર્ધો ક્રમ કરાવી કેમ દેહ ત્યાગ કરી ગયા, પછી ઉપાસનીબાબા, મહેરબાબા વગેરેના સંબંધમાં કેમ આવ્યા, તે વર્ણવ્યું. મહેરબાબાની અચ્છી તારીફ કરતા હતા. બાબાનું શરીર કોમળ દેખાય છે પણ તેમાં શક્તિ પુષ્કળ છે. એમને ઠંડી ગરમી લાગતી નથી. મેં મહેરબાબાનાં શિક્ષણ અને સિધ્ધાંતો જાણવા માગ્યા, ત્યારે જરા અચકી જઇને ઉત્તર દીધો કે,

"તે સઘળું તમે રફ્તે રફ્તે જાણુશો, બાબાનો તે કહેવાનો હોકમ નથી." પછી મારા મિત્રએ પૂછ્યું, "તમે સ્વામિ વિવેકાનન્દનાં પુસ્તકો વાંચ્યાં છે?"

મેં કહ્યું, "થોડાંક."

મિત્રે સૂચવ્યું, "બધાં વાંચજો. આ ચોપડીઓ મહેરબાબાની માનીતી છે."

મેં વધુ પૂછ્યું, "તમો ઇરાન શા સારૂ જાઓ છો?"

મિત્રને જવાબ આપતાં અગવડ જણાઈ, "તે બાબા જાણે."

હવે એક મારા સગા મારી સાથે વાતમાં જોડાયા. તેમને મને હયાં આવવા માટે ભાગ્યવંત લેખાવ્યો, આ ભોળા ભાઇએ સંતોના સામાગમથી ઉપજતા ફાયદા વર્ણવતાં પોતાના દૃષ્ટાંટ આપ્યા. કહે છે કે, "એકવાર મનમાડથી ચીતલી જતા હતા, ત્યારે ટીકેટ આપનારે મારી સાથ અમુક કારણસર ઝગડો કર્યો. મેં ઉપાસની મહારાજનું નામ મ્હોંપર લીધું જેની બરકતથી પેલો ગફ્લતમાં પડયો અને અમારી પાસ ઉલટા ઓછા પૈસા લઈ, વધુ દામની ટીકેટ આપવાની ભૂલ કરી નુકશાનમાં ઉતર્યો !

"વળી સંતોના સમાગમથી અમે અભિમાન અને લોકલાજને એટલાં તજી શકયાં, કે પુનાના એક ભર રસ્તાપર અમો માટી ઐયર બાબાજાન પાસે એક ઝાડ તળે બેસવાને અમો જરાપણ શરમાયાં નહી!

"અરે! મહેરબાબા પોતે એટલા નિરાભિમાની છે કે એક વેળા દાદરના ધોરી રસ્તાપર સદરા લેંગાપર માથે ચાવલનું તપીલું ઉંચકીને ઘરે આવ્યા હતા, અને સંખ્યા બંધ આંધળાં, લુલાં, ભીખારીઓને પોતાને હાથે જમાડયા.

"આ સંત ગુરૂઓ તરફ અમારી ફીદાગીરી એટલી બધી છે કે જરથોસ્ત સાહેબની તસવીરની આજુબાજુ ઉપાસની મહારાજ અને મેહેરબાબાની છબીઓ ટાંગી દરરોજ તે પર ફુલનો હાર ચઢાવી, અમો ઘરમાં સાથે મળી **આરતી** ઉતારિયેં છીયે. તેમાં ખોટું શું છે? એમ કરવાથી અમારાં ઘરમાં બરકત રહે છે........"

ખયર! જેવી જેની માન્યતા.

એક પાકત ઉમરના પારશી ગૃહસ્થ જેઓ અમારા કુટુંબના ઓળખીતા હતા તેઓ સાથે વાત થઈ. આ બુજ્રગ થીઓસોફી અને ગુપ્તજ્ઞાનમાં પણ રસ લેઇ, તેમને મને પૂછ્યું, "લડાઇ પાછી કયારે થનાર છે તે કાંઇ તમે જાણો છો?"

મેં કહ્યું, "નહિ, પણ હિમાલયમાં મને એક શખ્શ મળ્યા હતા તેમને વરતારો કાઢયો હતો, કે ૧૯૨૭ માં પાછી મોટી ભયંકર લડાઇ જાગશે અને તે છેલ્લી જરમન લડાઇને પણ ભૂલાવે એવી થશે."

આ ઘરડા ગૃહસ્થ તો ઉછળી ઉભા થયા,

"ત્યારે તો મારી ગણત્રી ખરીજ છે, હું પણ ૧૯૨૭ નીજ સંખ્યા પર અટકયો છું. હું આગળ વધીને કહું છું કે થોડીજ મુદતમાં આપણું રાજ્ય પાછું મળશે. મેં મેહરબાબાને ઇરાન જવાનું કારણ પૂછ્યું, પણ બીજાઓના દેખતાં મને બાબાએ ઉડાવ્યો. પણ એકલા પડવે મેં પાછું મેહરબાબાને પૂછ્યું, 'તમો ઇરાન શું કામ જાઓ છો? ઇરાનનું રાજ્ય આપણને પાછું મળશે એ વાત તમે જાણોછો'? ત્યારે મેહરબાબાએ અર્થસૂચક ઇસારો કરી મને ચૂપ રહેવા ફરમાવ્યું."

પછી જાણે કેવીક ખાનગી વાત કહેતા હોય તેમ સાવચેતી અને ગંભીરતા ધારણ કરી કાનમાં કહ્યું. "મેહરબાબા ઇરાન જાય છે તેનું આજ કારણ છે."

આ ઝીણા ઝીણા દાખલાઓ શ્રદ્ધાની મનોવૃત્તિ (Psychology of Belief) ના અભ્યાસીઓને રસ પમાડે એવી ધારીને વર્ણવ્યા છે.

## એક વિચિત્ર બનાવ.

હવે બૈરાં, માટીડા, ગાનારા, હારમોન્યમ-તબલાવાલા વગેરેથી સામેનો ઓરડો ચીકાર ભરાઇ ગયો, ફારશી અને ઉર્દૂ ઇશ્કે હકીકીનાં સુરી ગાયનોનો ધોધમાર પ્રવાહ છૂટયો. પારશીઓ પર તો આ ખુદાઇ (!) ગાયનોએ ઝાઝી અસર કીધેલી જણાત નહી, પણ બેચાર મુસલમાન ભાઇઓ પર ઇશ્કે ગલબો કર્યો હોય એવું જણાયું. પહેલાં તો એક જણ 'માશુકની જુદાઇ' ના શાયરના વિલાપથી ધ્રુણવા લાગ્યો. તેની નીશા રફતેજમાં વધી. અને એકાએક ટીફફ થઈ આવ્યું હોય તેમ ઓ! ઓ

ઓ! ની ચીસો પાડતો જમીન પર પછડાઈ પડયો, અને હાથો પગો ત્યાંથી ત્યાં જોશભેર પટકી તફડીયાં ખાવા લાગ્યો. રંગમાં ભંગ પડયો. તુર્તજ બેચાર જબરા માણસોએ તેને મજબુત પકડી પાસેના ઓરડામાં ઉઠાવી લઈ ગયા. પાછાં ગાયનો શરૂ થયાં અને થોડીજ વારમાં બીજો મુસલમાન જવાન ધાર્મિક જોશ (ecstasy) મા આવી ગયો. તેણે વધુ જોરથી અફાળઝીક કરી મેળી. પેલા ઇરાનના રાજ્યબાબેનો વર્તારો સંભળાવનાર ઘરડા ગૃહસ્થ, તો કેઠા આ "દીલમાં આવે" તેનો ઉતાર કરવામાં પ્રવિણ માલમ પડયા! તેમણે અગરબત્તી વગેરે સલગાવવા ફરમાવ્યું અને ઉપાયો કીધા. કેટલાક શ્રદ્ધાળુ આવા 'હાળ' ને ઉચ્ચ ભક્તિની નીશાની લેખાવી પેલા પીડાતા મુસલમાનોની અદેખાઇ કરતા.

સાંજના ચા પછી હું મેહરબાબા આગળ બેઠો હતો, તેટલાં એક જણે આવી પગે પડી અરજ કીધી, "કેબશરૂ સબી પાડવા આવ્યા છે માટે ચાલો."

મેહરબાબાએ આનાકાની કીધી. મને પૂછ્યું, "કેમ શું વિચાર?" મેં પણ સંતની નામરજીને ટેકો આપ્યો અને ઉમેર્યું, "આ ઠાળી અભિમાન પંપાળનારી પ્રવૃત્તિને આપ ઉત્તેજન નથી આપતા એ ઠીક છે." વળી એકાદ બે જણા આવ્યા, અને બાબાનાં માયમાસીની ભલામણ લેતા આવ્યા. આથી કોમળ દીલના ગુરૂજી ભક્તોની ઇચ્છાને આધિન થયા. મને પણ સાથે તેડી ગયા. અને ગ્રુપ લેવાડયો.

બાબાએ મને શુક્રવારે રાતની ગાડીમાં શાકોરી માટે ઉપડવા ફરમાવ્યું. રાત્રે આઠ સાડાઆઠ વાગે ખાઈ પીને હું છુટો પડયો. આ પ્રમાણે મેહરબાબાની વર્ષગાંઠ ઉજવી.

મેહરબાબા, તેમની મામુલી (common place) ફીલસુફી, તેમની આસપાસનું વાતાવરણ, ત્યાંની ગુલામી મનોવૃત્તિ, વર્ષગાંઠની ઉજવણી, વીગેરેથી મને કાંઇ ખાસ આકર્ષણ થયું નહી. છતાં તે વખતે મેં કશું નક્કી અનુમાન પણ દોર્યું નહી. એમના ગુરૂજીને મળવાની ઉત્કંઠા હતી. ગુરૂ હૈયાત હોય તો ચેલા તરફ ભાગ્યેજ ખેંચાણ થાય. Best and nothing but the Best ના નિયમ પ્રમાણે મને તો કોઈ સર્વોત્તમજ ગુરૂ જોઇતો હતો.

## શાકોરીની જાત્રા.

શીમલાની મુસાફરીના અનુભવના પ્રતાપે આ વેળા મેં સામન ઓછણી થોડી લીધો હતો. શુદ્ધ ખાદીની કફની, પંજાબીશાહી ઢંગ પાયજામો ખાદીનો લેંઘો અને માથે એક ખાદીનો કટકો રાખતો. વાળ ખુલ્લા ઝુલતા રાખ્યા હતા. બોરીબંદરથી ઉપડી મનમાડ પર ગાડી બદલી ચીતલી સ્ટેશને હું ઉતર્યો. ત્યાંથી તાંગામાં શાકોરી ગયો. પેલા મરાઠી જમીનદારને શોધી કાઢી, તેમને મેંદુરબાબાનો ભલામણ પત્ર દેખાડ્યો. એઓ મને ઉપાસની મહારાજનાં આશ્રમપર લઇ ગયા. ત્યાં એક નાનકડું સંસ્થાન વસી ગયું હોય એવું ભાષતું. ચાલી જોવાં એક મોટાં મકાનના ઓટલા પર હું ચઢ્યો. ત્યાં દરવાજા પર સંગેમરમરની તખ્તી મારેલી હતી. તેમાં કોતરાયલાં ઉપાસની મહારાજને આરોપેલાં વિશેષણોની સર્વોત્કૃષ્ટતા (Superlativeness) વાંચી હું તો છક્ક થઇ ગયો. વાંચો—

"અનંત કોટી બ્રહ્માંડ નાયક રાજધિરાજ મહારાજ
શ્રી સચ્ચિદાનંદ પરમહંસ યોગીરાજ ઉપાસની બાબા..."

વગેરે, વગેરે. જાણે સાતમાં સ્વર્ગના દરવાજાપરનો લેખ! ત્યાં પણ એક ઉઘાડે માથે, ઉઘાડે પગના મેલા સદરા લેંગામાં સજ્જ થયલા એક પુરાની ભાઇ મળ્યા જેમને મેં અમારાં તાલીમખાનામાં આવતા મુબેદ બેહરામ તરીકે ઓળખ્યા. આ મુબેદ પોતાની સેવા આશ્રમને અર્પણ કરી છે. પડ્યા પાંથર્યા ત્યાંજ રહે છે. અને ગુરૂમહારાજની નેગેહબાની હેઠળ પોતાના આત્માની ઝડપી વૃદ્ધિ ( ! ) કરી રહ્યા છે.

આ મોબેદ મને એક ઓરડામાં ગોઠવ્યો. ન્હાવા ધોવા વગેરેની સગવડ દેખાડી, ત્યાંના કાર્યક્રમથી વાકેફ કીધો. મારા ઓરડામાં બે પારસી ભાઇઓને પણ ઉતારો મળ્યો હતો. જેમાના એક મુંબઇના ડૉકટર હતા, અને બીજા મેસોપોટેમ્યામાં લશકરી કારકુન હતા. ડૉકટર સાહેબ પણ તદન 'લેવી'ના પોશાકમાં હતા અને સ્વેચ્છાથી મારી રાહબરી કરવા લાગ્યા.

ડૉકટરે કહ્યું, "તમે બાબાજી સાથે કશી વાત કરતા ના. એઓશ્રી આપણાં મનના સઘળા વિચારો જાણી શકે છે. અરે! રસ્તે તમે શું શું અનુભવ્યું તેપણ કોઇ વેળા આબાદ કહે છે. તમે હાં લાંબો

વખત રહેશો ની ? વેળા કાંઈ ઉતાવળમાં તો નથી ? વીક એન્ડ (week end) માટે આવેલા રવીવારે રાતવેરમાં ચાલી જશે, પછી સોમવારથી બાબાને વધુ ફુરસદ મળવે તમુને પોતાની મેળેજ બોલાવશે."

પછી ઉમેર્યું, ચાલો બાબા આગળ જવાનો વખત થયો." નીચેથી મારી પાસે નાળિયેર, સાકર, અગરબત્તી, કપુર, બાબાજીનો ફોટો અને ઉપાસનાક્રમની એક નકલ વેચાતી લેવાડી. આ બધો પૂજાનો સામન લઇ, ડૉકટર સાથે હું બાબાને ડેરે ગયો. કંપાઉન્ડની બાહેર જોડા કાઢી, એક મંડપ વટાવી, ચાવડી જેવાં એઠાં મકાનમાં પહોંચ્યા.

## ઉપાસની મહારાજ.

હોલના એક ખુણામાં આસરે ૮ ફીટ લાંબી ૫ ફીટ પહોળી જગા વાંસના કટેરાથી એક જાનવરનાં પાંજરાં માફક ઘેરી લીધી હતી. તેને એક છેડે ન્હાનું બારણું હતુ, જે બાહેરથી એક મીલરનાં તાળાંવડે બંધ કરવામાં આવ્યું હતું. અંદર ઉંચી કીધેલી લીંપેલી ઓસરી હતી જેપર ઉપાસની મહારાજ સાવ નગ્ન, આદમ બાવાની જેમ બીરાજ્યા હતા. બા, આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું તેમાં આવા દેખાવથી શરમાવું કેવું?

મહારાજનું શરીર ઘેરૂં ઘઉ વર્ણનું ફરબ અને તંદુરસ્ત જણાતું. ચકચકિત, બોડાવેલું, ગોળ માથું, દાઢી મુછ મૂંડાવેલો સ્હેજ ગુલાબી ચ્હેરો, અનેક ભકતોને પ્રકાશીત અને નુરમંદ લાગતો ! બાબાની આગળ એક લોખંડના ઘમેલાંમાં અગ્નિ પજરતો હતો, જેમાં મહારાજ પોતાને હાથે છાણાના ટુકડા હોમાવતા અને ધુમાડો કરતા. એક બાજુએ ભાવિક સ્ત્રીઓ અને બાળકો બેઠાં હતાં, જેમાં બે ચાર પારસી બાઇઓ સિવાય બીજી બધી દક્ષિણિ-ગુજરાતી, હિંદુ સ્રિઓ હતી. પુરૂષો સામી બાજુએ ગોઠવા હતા. બધાં આવતાંને સાથ મહારાજના ચરણ સ્પર્શ કરી, ઘુંટણ મંડયે પડી, નાક ઘસણી કરતાં, બાબાની ધુનીમાંથી રખ્યા લઇ કપાલે ચોળતાં, વળી કોઇ વધુ ભાવિક સાષ્ટાંગ દંડવત પ્રણામ કરતાં, અને શ્રીફળ, મીઠાઇ, મેવા, અન્ન, ધન વગેરે ચટાવતાં, કપુર, અગરબત્તી સળગાવતાં તથા જીવંત મૂર્તિને પુષ્પ માળ પહેરાવતાં. આશાવંત જીગરે મેં પણ બધાની નકલ કીધી.

મારો બાહેરનો દેખાવ જોઇ મહારાજે આવકાર કીધો, "આવો જરથોસ્ત મહારાજ!"

મેં નમ્રભાવે વાંધો ઉઠાવ્યો, "હું આ ઉચ્ચ ઉપમાને સ્હેજપણ લાયક નથી."

મહારાજે સમજાવ્યુ, "તમે જરથોસ્ત મહારાજને પિછાણો છો? તેઓશ્રી સાક્ષાત ભગવાન સ્વરૂપ હતા."

મંડળી ધીમે ધીમે ઠીક એકઠી થઇ. ન્હાનાં મોટાં મળી સો ઉપર માથાં જણાતાં. એક વકીલ ભાઈ, જેવણ ધંધોધાપો તજી દઇ મહારાજની સેવામાં વખત ગાળતા હતા. તેવણ મહારાજનું વ્યાખ્યાન શરૂ થતાં, શ્રીજીનાં મુખમાંથી નીકળતાં અમૃતવચનો લખી લેતા હતા શ્રોતાઓમાં મોટે ભાગે મરાઠી ગામડયા અને ખેડુતો હતા. છુટા છવાયા ભણેલા હોવાનો દાવો કરનારા પણ હતા. ઉપદેશ સાંભળનારાઓની કાયનાત મુજબનો સહેલ, ઘરગતુ, મરાઠી ભાષામાં ચાલતો, જેમાં વિનોદ, રમુજના તત્વને પણ વિસરવામાં આવ્યું ન હતું. એક દાખલો આપું?

એક મુસાફર આગગાડી ઉપડવાની છેલ્લી ઘડીએ આવી એક ડબ્બામાં જગા લે છે. બીજે સ્ટેશને પોતાના ડબ્બામાંથી ઉતરી પડી આગળનો ડબ્બો કે જે ખાલી જણાયો હતો તેમાં જગા બદલે છે. થોડીવારમાં ઉતારૂઓનું ધાડેને ધાડું આ ડબ્બામાં એટલું તો ઘુસે છે કે પેલા મુસાફરને ખુલાસાથી દમ લેવાનો પણ મળતો નથી, અને પસ્તાય છે કે પહેલોજ ડબ્બો ઠીક હતો. આ દાખલા ઉપરથી બાબાએ હાંસલે મતલબ એવી સમજાવી કે દુન્યામાં પણ માનવી મુસાફર પોતાની નિર્માણ થયલ સ્થિતીથી સંતોષ ન પામતાં, વધુ લોભ કરી, ભલને ભલતે ઠેકાણે વળખાં મારે છે; તેની હાલત પેલા આગગાડીના મુસાફર જેવી થઇ પડે છે. આ દૃષ્ટાંત તથા તેપરથી આપવા ધારેલો બોધ કેટલે દરજ્જે કાર્યસાધક અને અનુકૂળ છે તેની ચર્ચા હ્યાં હાલ તો મોકુફ રાખીશું.

ભાષણ પુરૂં થવે હું મારા ઓરડામાં ગયો, તુર્તજ નગારાં પેંપુડીના ગડબડ ઘોંઘાટથી આખું આશ્રમ ધમધમી રહ્યું. આજે મહારાજના એક ભકતના લગ્ન હતાં, ગઇ રાતની મુસાફરીની થાક

ઉતારવા સેતરંજી પાથરી હું જરા લેટયો; તો આશ્રમમાં નિવાસ કરતા છ પગા ભકતોની હારની હાર મને આવકાર આપવા ઉતરી પડી. આ ગુરૂભાઇઓએ એટલી તો ધાડી મોહબ્બત દર્શાવી કે હું તો ધવડખવડંમાંજ પડયો. દિવસે આટલા બધા માકડ તો રાત કેમ પસાર થશે તેના હું વિચારમાં હતો તેટલાં તો ઘંટા વાગ્યા. ઇરાની મુબેદે આવીને કહ્યું, "આરતિનો વખત થયો છે, જાઓ."

## ઉપાસની બાબાની આરતિ.

આશ્રમના બધાં માટીડા, બૈરાં, છોકરાંઓનું લાવ લશ્કર પાછું નાગાબાવાના પાંજરાં આગળ એકઠું થયું, સોએ પ્રદક્ષિણા કીધી, ચરણો સ્પર્શ્યા, નાક ઘસ્યાં, એક જુના ભકતે આગળી હરોળવાલાંઓના હાથમા ચંગ, મૃદંગ, ઘંટ, તાળ વગેરે પકડાવ્યાં. પારસીઓ બધાંમાં આગેવાન તો શું ઘંટા હીળવવામાં પછાત પડે? જોઇ લ્યો આ જલસો! ધનંગ, ધનંગ; ધનંગ, ધનંગ; ધનંગ, ધનંગ આરતિ શરૂ થઇ. પાંજરાં પાછળના જીવંત દેવે પોતાનાં પગની પાની કટેરામાંથી બાહેર કાઢી. રેશમી, કેશરીઆ રંગનાં શોળામાં સજ્જ થએલા બ્રાહ્મણ આવી લાગ્યા. તેઓએ મહારાજનાં રાઠોડી પગોને પહેલાં દૂધથી ધોયા, પછી જળથી સ્વચ્છ કર્યા. પછી એક ઇસ્ત્રીબંધ ધોત્તા નૅપકીનથી લુછી નાખ્યા. અંગુઠા પર કંકુનો તીલક કર્યો, કપાળે ચંદન ચોપડયું. માથા પર ઘીની એક લેપકી બેસાડી, તે પર એક ફુલ ચોટાડયું. દીગંબર બાબા તો ન હાલે કે ન ચાલે! વિપ્ર દેવતાએ કપુર સળગાવ્યો, અને પોતાના ઇષ્ટિનો ચ્હેરો વધુ તેજસ્વી દેખાડયો. મંત્ર ઉચ્ચારણ સમાપ્ત થતાં, બધાંએ મોટો ઘાંતો પાડી, "અનંત કોટી, બ્રહ્માંડનાયક, રાજધિરાજ, મહારાજ, શ્રી સચ્ચિદાનંદ, સદ્દગુરૂ, યોગીરાજ ઉપાસની બાબા મહારાજ કી જય,"! "શ્રી સદ્દગુરૂ સાંઇનાથ બાબા કી જય"! વગેરે જયઘોષથી છાપરૂં ધમધમાવી મેલ્યું.

કીર્તનો મોટે ભાગે મરાઠી અને સંસ્કૃતમાં હતાં. જેમાનાં ગુજરાતીમાંથી કાંઈ સાંભળો!

"ધ્યાન તુજનું ધરિયે નિરંતર, નામ લઇ હરબાર!
નિર્ગુણ, નિરંજન, નિરાકારનો, ગુરૂ તું છે અવતાર ॥

દીન ધર્મ સૌ તુજને ખાતર તજી રહ્યાં તુંજ દાસ।
છોડાવી જગથી બેસાડ હમને તારા કદમની પાસ ॥
તનમનધન સૌ અર્પણ તુજને ચાહે માર યા તાર।
નિર્ગુણ, નિરંજન, નિરાકારનો ગુરૂ તું છે અવતાર" ॥

શું હાજર મંડળી આવાં ગાયનોનો ભાવાર્થ સમજતી હશે? તથા તદ્નુસાર તેઓનુ વર્તન હશે? હું પડયો સંદેહવાદી, એટલે મારાં હૃદયના શુદ્ધ ભાવથી આવું ઉચ્ચારણ મારે માટે તો અશકયજ હતું. અરે! બધા બગલાઓમાં હુંજ એક કાગડો હોઇશ, ખયર!

છેવટે, "ધન્ય હો પ્રદક્ષિણા સદગુરૂ રાયાચી"ના ઉદગારો સાથ ચંગ, છમછમ્યાંના નિયમસર ઠોકા લગાવતું આખું મંડળ સરઘસના આકારમાં, આ અર્વાચીન અવતારનાં પાંજરાંની ચારે તરફ ફરી પરિક્રમા કરી, ફરી એક વાર નાક ઘસામણુ આરોપી, સૌ પાછાં પોતપોતાની જગાએ આવી ગોઠવાયાં. એક પારસી હોળીનાં નાળીએરે વાજીંત્રો એકઠાં કરી ઠેડવેલી જગાએ મેલ્યાં.

હવે દશ બાર જવાન કન્યા હાથમાં ગેરીઆ ઝાળી, કુંડાળુ બની, ગોલ ગોલ ફરી ચાલાકીથી, હહેકા સાથ દાંડયાથી તાળ લેતી, "મટ્ટી મેં મીલ જાના" વાલાં કબીર પદો સુસ્વરે લલકારવા લાગી.

આ દરમ્યાન એક સુંદર, રેશમી કસબી, સાજથી સજાયલા ઘોડાને ગુરૂજી આગળ લાવી ઉભો કરવામાં આવ્યો. આ મરોદદાર ગરદનના મગરૂર ઘોડાના આગળા પગોપર તેના ધરી રાખનારે સોટી ચમકાવી અને સરકસની ઢબે બાપડા ચોપગા ભકતને ઘુંટણ મંડયે પડી, નાક જમીનપર ઘસી, **જબરદસ્તીના રામરામ** કરવા પડયા. પછી જોરથી બીચારાં પ્રાણીનું મ્હોં ફાડી, તેમાં ગુરૂદેવનું ચરણામૃત રેડયું. આ અશ્વપૂજા પછી પેલી પગધોયલી દુધ-પાણીની પ્રસાદી હાજર મીજલસમાં વ્હેંચાઇ જે શ્રદ્ધા અને ભકિતભાવથી બધાંએ આરોગી. બાદ જમરૂખ, કેળાંના ટુકડાઓની ચાશની કરી મેલાવડો વીસરજન થયો.

આતો હજી પહેલા દિવસનું વર્ણન છે. આલગ ચાલતાં ઉપાસની આશ્રમમાં થયલી એક ગેરસમજુતીનો રમુજી પણ શંકાજનક બનાવ તથા બદરીનારાયણનાં બરફાનોમાં રહેતા ગુપ્ત મહાત્માના એક ચેલાની ચાલાકી વર્ણવીશ.

ઉપર આપણે ઉપાસની મહારાજના ઉપદેશ, તથા તેમની બપોરની એક આરતિનું વર્ણન વાંચી ગયાં. આખા દિવસમાં મહારાજની એવી બધી મળીને ત્રણ આરતિઓ રોજ થતી. આ આરતિનાં ઉપાસનાં ક્રમમાં મહારાજની તથા સાંઇબાબાની મહિમા સ્તુતિનાં ગાયનો ઉપરાંત દત્ત, ગણપતી, દેવીદુર્ગા વિઠ્ઠલ, વગેરેની આરતિઓ પણ હોય છે. રાતની આરતિ વખતે "આતાં સ્વામિ સુખે નિંદ્રા કરા અવધૂતા–"નું હાલરડું ગાઇ બાબાને પોઢાવી ઉપાસકો છુટાં પડે છે. આ જીવંતમૂર્તિની ત્રણ વખતની આરતિઓ ઉપરાંત વળી દિવસનાં ત્રણ વખત મધ્ય મંદીરમાં એક સિંહાસન પર સ્થાપેલી સાંઇબાબા તથા ઉપાસની બાબાની છબીઓની પણ લગભગ ઉપર પ્રમાણે પણ જરા અધુરે મને આરતિઓ ઉતરાય છે. વળી આ મધ્ય મંદીરમાં દિવસનાં ચોવીસે કલાક ચંગ સાથ અખંડ નામ સ્મરણ ચાલુ રાખવાનો હુકમ છે. જે વારાફરતી બાબાજીનાં દાસો જારી રાખે છે. એક પારસી પૂંજારી "સાંઇનાથ, સાંઇનાથ, સાંઇનાથ, સાંઇનાથ!" ઉંચા નીચા સ્વરે કગળી કગળીને ઉચ્ચારતો, અને સાથે સાથે ચંગનાં ઠોકા લગાવતો. તો વળી કોઇ બીજો ભક્ત ઝડપી સ્વરે ચંગના લહેકા સાથ વિઠ્ઠલનું નામ સ્મરણ કરતો. પાછલી રાતનાં ત્રણ, ચાર, વાગે બે જુવાન મરાઠી બાનુંઓ મધુર, મીઠા, હલકે દીલ પીગળાવનારી ઢબે ભજનો ગાતી હતી. અમૃતવેળાનો સમય, આખા દિવસનાં ચાલુ ઘોંઘાટ પછી માત્ર આટલી શાંતિ અને તેમાં આ તીણો મધુરો અવાજ!......

મારી અંગ્રેજી તથા વિજ્ઞાનશાસ્ત્રની અધુરી કેળવણીનાં પ્રતાપે નિષ્ઠુર બનેલાં (Prosaic) મનને આ ભરચક ભજનોનો પ્રોગ્રામ તથા ત્યાંની ગડબડ ઘોંઘાટ રૂચ્યાં નહીં. તેથી પહેલા દિવસે છએ છ આરતિ, ઉપદેશ વગેરે ક્રમમાંથી પસાર થયો; પછીથી રોજ મેહરબાબાની સૂચના પ્રમાણે માત્ર એક વખત, વ્યાખ્યાન સમયે, ઉપાસની મહારાજની ભેટ કરતો. મને આવતાંને સાથજ કહેવામાં આવ્યું હતું કે આશ્રમનાં દૈનિક કાર્યક્રમનો કોઇપણ ભાગ ફરજ્યાત નથી, અને સૌને પોતપોતાના ધર્મ અને માન્યતા પ્રમાણે વર્તવાની છૂટ છે. આશ્રમના આવા ઉદાર નિયમ છતાં ત્યાંના ઉત્સાહી અનુયાયીઓ કાંઇક દબાણ વાપરતા. પારસી ભક્તોએ મને બધી આરતિઓમાં હાજર રહેવાનો આગ્રહ કર્યો અને કહેવા લાગ્યા, "બાબા ગુસ્સે થશે."

મેં વાંધો ઉઠાવ્યો કે "આ તો તમો ગુરૂમહારાજનું અપમાન કરો છો. આવા પરમ પદે પહોંચેલા ગુરૂ કદી ગુસ્સો કરેજ નહિ. ઉલટા પોતાનાં અંતરકણુથી મારી શંકયાત્મક હાલત પામી જઇ મારી શ્રદ્ધા ગહિતતાપર દયા કરી, મને યોગ્ય રસ્તે દોરવશે."

## બાબા પીઠીથી ખરડાય છે.

એક દિવસ ઉપદેશ સમયે મહારાજ પાંજરાંમાં બેઠા બેઠા છાણાંના ટુકડા ધૂનીમાં હોમાવતા જાય અને "ઓઇ, ઓઇ, ઓઇ!" કરતા જઇ દયા ઉપજાવનારી ઢબે કહેતા, "તમને શું ખબર છે કે મને કેટલું દુ:ખ થાય છે. ઓઇ, ઓઓઇ!–" તપસ્વી બાવા આમ કાંસતા હતા તેટલામાં એક ઘાટી–ઘાટણનું નવા નવરા–નવરીનું જોડું પાંજરાં આગળ આવી લાગ્યું. ઘાટણની સાડીનો છેડો ઘાટીનાં ઉપરણાંથી બંધાયો હતો અને બન્નેને આખે આંગે પીઠી ચોળી હતી. તેમની પાછળ વરઘોડો આવ્યો, જેમાનાં બે ત્રણ જણના હાથમાં કાલવેલી હળદનાં વાસણો હતાં. તેઓએ આ નગ્નગુરૂને મોઢે, માથે અને આખાં શરીરે જબરાંથી પીઠી ચોળી.

'અગ! અગ!" મહારાજ ચીરડાઇ ઉઠયા. "અગ! અગ! એ આ શું? અરે! મને હવે શા માટે વિવાહના સંસ્કારથી પાછો ખરડો છો?" વધુમાં દીગમ્બર બાબાએ તેઓને શ્રાપ દીધા, "તમો પણ શીમગામાં (હોળીમાં) નર્કથી ખરડાશો!"

હળદધારીઓએ તો હવે બધાંને ખરડયાં. મારી પણ દાઢી વાળ પીઠીથી લપેટી મને તાબુતના વાઘ જેવો બનાવી દીધો. ખયર! એ તો અંતસમાગમ છે, ભાઇ!......

## મહારાજની ગાળ.

"ઓ! આજે તો કામ ફત્તેહ!"ની ખુશાળી ભરી વધાઇ સાથ મારા ઓરડામાંનો પારસી સાથી નાચતો આવ્યો, મેં પૂછયું, "શું છે?"

તો કહે કે, "આજે બાબાજીએ મને ગાળબેળથી ધોઇ નાખ્યો! મીસ્તર, તમો જાણો છો? બાબા જેને ગાળ દે, જેનીપર ગુસ્સો કરે, તેનો બેડો પાર સમજવો! બાબાની ગાળ તો ઘીની ધાર!"

વાહ! કેવી ફીલસુફી ભરી વર્તણુંક! જો એ ભાઇ અને આપણે સઘળાં આ વૃત્તિનું અનુકરણ કરી, દરેકની ગાળ સાંભળતાં આમ ઉલટી ખુશાળી દેખાડયે તે દુન્યાના કેટલા ટંટા ઝગડા દૂર થઇ જાય!

આરતીના તથા વ્યાખ્યાનના સમય સિવાય બીજા વખતે બાબાના ડેરાના કમ્પાઉન્ડમાં વટીક જવાની બધાંને ખાસ મનાઇ હતી. માત્ર જેઓને ખાનગી મુલાકાત માટે બોલાવવામાં આવ્યા હોય તેઓનેજ બાબાની ઇષ્ટ ભક્તાણી દુર્ગાબાઇ, દાખલ કરતી. આ કારણથી બાબાની બીજી દીનચર્યા આશ્રમવાસીઓની જાણમાં હતી નહી. બાબા ક્યારે અને શું ખાતા પીતા હતા. શૌચ સ્નાનાદિ ક્રિયાઓ માટે બાહેર જતા હતા કે પાંજરાંમાંજ પૂરાઇ રહેતા? વગેરે વિગતો બાહેરનાઓ તો શું જાણે! મહારાજની કોઇ ગોપીઓ જાણે યા વકીલ સાહેબ જેવા અગ્રચેલાઓ જાણે!

ઉપદેશકાળ મને ગમતો. તેમાં બાબા હાસ્ય, રમુજ, કટાક્ષ, wit, humour, irony, satire વગેરે અલંકારોનો છૂટથી ઉપયોગ કરતા હતા. બાબાનું કેટલુંક કથન 'પુત્રનપુત્રી' જેવું દ્વિઅર્થી' જણાતું. કોઇક વેળા લહાટમાં આવતા તો પોતાનાં સ્વચારિત્ર (autobiography)ની રસરસતી કહાણી કહી સંભળાવતા હતા, "એક વખત હું સાવ નગ્ન હાલતમાં .એક ગામડાંમાં જઇ લાગ્યો. ત્યાંના લોક આત્મજ્ઞાનીઓની અચ્છી પારખ ધરાવતાં હતાં. અને કદર પણ તેવીજ કરતાં હતાં. આ ચતુર લોકોએ મારૂં દેવતાસ્વરૂપ પિછાણી લીધું. તેઓએ ભર રસ્તાની વચ્ચોવચ એક સુંદર હિંચકો બાંધી તેને ફુલપાનથી શણગાર્યો, નીચેની ભોંય લીંપીગુંપી ચોકચંદનથી આચ્છાદિત કીધી. પૂર માન અને ભક્તિભાવથી મને ત્યાં લઇ જઇ હીંડોળાપર બેસાડયો. દૂધ અને ગુલાબ જળથી ગામની સ્ત્રિઓએ મને નહવાડયો. અને પુષ્પથી વધાવી લીધો. મારી પૂજા કીધી અને ઢોળ તાસા સાથે વાજતે ગાજતે મને આખાં ગામમાં ફેરવ્યો. પંચ પકવાનનું ભોજન જમાડયું અને મારી ખુબ આગતા સ્વાગતા કીધી." પછી જાણે પોતાનો અદ્વૈત ભાવ પુરવાર કરતા હોય તેમ ઉમેર્યું, "હું ત્યાર બાદ તુર્તજ ઉકરડાપર જઇ નર્ક છાણ કચરામાં લોટવા લાગ્યો......!" ભક્તોએ જય પુકારી!!!

## એક ગેરસમજુતી.

આપણે ઉપર જોઇ ગયાં તેમ મેહરબાબાની સુચનાથી હું માત્ર બાબાનાં એક વખત (ઉપદેશના સમયે) દર્શને જતો હતો. વકીલ સાહેબે મને કહ્યું હતું, "બાબાજીનાં ધ્યાનમાં આવશે ત્યારે તમુને બોલાવશે. તમને ઉતાવળ તો નથી ને?" મેં નકારમાં ઉત્તર વાળ્યો. હું ત્યાં ઝાઝું બોલતો ન હતો. આશ્રમવાસીઓ હું કોણ, કયાંથી આવ્યો છું, શા માટે આવ્યો છું વગેરે અનેક સવાલો પૂછતા જેનો હું જાણી જોઇને બીજો અર્થ કરી જવાબ દેતો કે, "તેજ મને ખબર નથી કે હું કોણ છું? કયાંથી આવ્યો છું? કયાં જવાનો છું? શા માટે આવ્યો છું. અરે! તે ખબર પડી જાય તો હું પણ મહાત્મા બની જાઉં!" મારૂં આ બાબતનું મૌન તથા મારી આરતિઓમાંની ગેરહાજરીને કારણે એક દિવસ વ્યાખ્યાન કરતાં મહારાજે મને સંબોધી પૂછ્યું. "તમે આ ઇશ્વરી દરબારમાં કુટુંબના એક સભાસદ તરીકે આવ્યા છો? યા આ ખુદાના ઘરમાં એક પરોણાં તરીકે આવ્યા છો? યા ઇશ્વર પાસ કાંઇ અર્જગુજારી કરવા, કાંઇ માગવા આવ્યા છો? યા એક જાસુસ તરીકે આવ્યા છો?" [મહારાજ પોતાને ઇશ્વર અને આશ્રમને ખુદાની દરબાર, ઇશ્વરી કુટુંબ, ઘર વગેરે તરીકે પોતાનેજ મોઢેથી ઓળખાવતા હતા.]

આનો હું કાંઇ જવાબ દેવા જાઉં તેટલાં મહારાજે પોતેજ આગળ ચલાવ્યું. "ઘરમાં મારી સ્ત્રી અડચણમા હોય, અને મને રસોઈ કરવી પડતી હોય, ત્યારે મારાં ઘરનો કોઇ બીજો સભાસદ હશે તે શું ગાદી તકયે બેસીને જોયા કરશે? કે પહેરણ ઉતારી મને રાંધવામાં મદદ કરવા મંડી જશે? વળી જો કોઇ મહેમાન તરીકે મારાં ઘરમાં આવ્યો હશે તો મને મદદ કરવામાં પોતાની વધુ ફરજ માનશે, અને જો કોઇ મારી પાસે કાંઇ મેહરબાની માગવા આવ્યો હશે તો મને રાજી કરવાના વિચારથી મને તેથીબી વધુ જલદી સહાય કરવા લાગી જશે. પણ જો કોઇ મારાં ઘરમાં જાસુસ તરીકે આવ્યો હશે તો તેને તો હું દૂરથીજ રામરામ કહીશ!"

આની મતલબ એ હતી કે ત્યાંનો ઉપાસનાક્રમ બાહેરથી તો મરજીયાત (voluntary) રાખવામાં આવ્યો કહેવાતો છતાં મહા-

રાજની આરતી પૂજામાં ત્યાં આવનારાંઓ માટે નૈતિક બંધન સમાન તો હતીજ હતી.

મેં ખુલાશો કર્યો, "મહારાજ, આપની આજ્ઞા હોય તો હું ત્યાં ખુલાશો કરૂં, યા કહો તો આપ બોલાવો તે વખતે આવું," આ ઉત્તર વાળવાની મારી મતલબ એ હતી કે તે વેળા મહારાજની સર્વ ભક્ત મંડળી ત્યાં હાજર હતી અને કદાચ મારી શંકાઓથી તેઓની શ્રદ્ધાને ધક્કો પૂગે યા મારાં કોઇ વચનોને તેઓ ગુરૂનિંદક-દેવનિંદક-માની લેઇ નારાજ થાય તેથી ખાનગીમાં જવાબ દેવો ઠીક પડે. ઉપાસની મહારાજે પણ પાછલોજ માર્ગ પસંદ કર્યો અને મને બપોરે ત્રણ વાગે બોલાવ્યો.

હું બરાબર ત્રણ વાગે (મારાં ઘડીઆલ પ્રમાણે) બાબાના કંપાઉન્ડનો ઝાંપો ઉઘાડી, જોડા ત્યાંજ કાઢી, સીધો એમનાં પાંજરાં તરફ ગયો. જોઉં છું તો મહારાજ કટેરાની છેક લગોલગ બેઠા હતા અને બે જવાન મરાઠી સ્ત્રીઓ બાબાનાં અંગની માલીસ કરતી હતી. મને જોતાં સાથજ બાબાએ વાઘની મિસાલ બરાડ મારી, "અભી ક્યું ઇધર આયા? બોલાય જબ આના!"

હું તરખાયો અને તુર્તજ પાછલે પગે ચાલી ગયો. મારે ત્યાં કબુલ કરવું જોઇએ કે બાબાજીના ગુસ્સાથી ખુશ થવા જેટલું નિરાભિમાન હજી મારામાં ખીલ્યું ન હતું તેથી હું બરયાણો પડી ગયો. મારૂં હૃદય જોરથી ધડકવા લાગ્યું અને હું દલગીર પણ થયો. રખે બાબા નારાજ થયા હોય! તેટલાંમાં વકીલ સાહેબ સામેથી આવતા મળ્યા. મારા ચ્હેરાપરની ઉશ્કેરાતની નિશાનીથી પૂછવા લાગ્યા, "શું છે?" મેં બધું કહ્યું. અને ત્યારેજ મને પણ ખબર પડી કે આ તો કમબખ્ત ઘડીઆલોનો ઘોંટાલો હતો. મારૂં ઘડીઆલ સ્ટેન્ડર્ડ ટાઇમ દેખાડતું હોવાથી હું જલદીથી બાબા આગળ પૂગી ગયો હતો. બાબાને ત્યાં તો હજી અઢી પણ વાગ્યા ન હતા. વળી વકીલ સાહેબે ખુલાશો કર્યો કે અગાઉથી ખબર કર્યા વિના બાબા આગળ જવાય નહી અને મને ધાંત પાડયો કે બાબા દયાળુ છે. થોડાક વખતમાં એક સ્ત્રી મને બોલાવા આવી. હું ગયો, અને મહારાજની ચંપીમાં ખલલ કરવા માટે જાણે પશ્ચાતાપ દર્શાવતો હોવું, તેવો દેખાવ કરી બાબાને પગે પડી જરા

વધારે જોરથી નાક ઘસ્યું. આ વખતે પણ પેલી બે કન્યાઓ શાક્ષીરૂપ ત્યાંજ હતી. મેં તૂર્તજ ઘડીઆલનો ચોંટાલો દેખાડી બાબાની ક્ષમા ચાહી. મહારાજ હમણાં જરા ઠંડા જણાતા. તેમણે મને પુછ્યું. "આટલા દિવસો સુધી તમે મારી પાસે આવ્યા કેમ નહિં? ત્યાં તમો શું કામ આવ્યા છો?"

મેં જવાબ દીધો, "તમારા અમુક ચેલાઓએ મને કહ્યું હતું કે 'મહારાજ પોતેજ ખુશી હશે ત્યારે બોલાવશે. વળી મહારાજ સઘળાંનાં દીલના વિચારો જાણે છે' આ કારણથી હું તમારી ખુશીની રાહ જોતો, રોજ ઇન્તેજારીમાં હતો કે આજે બાબા બોલાવશે."

મહારાજે પૂછ્યું, "તમે કેટલું ભણેલા છો?" મેં તેનો ઉત્તર વાળ્યો. ત્યારે મહારાજાએ પ્રતિ પ્રશ્ન કર્યો, "તમે શીખેલા ભણેલા થઇને એમ કાંય માની લીધું કે બાબા સર્વજ્ઞ છે?"

મેં બચાવ કર્યો, "વકીલ ડૉકટર જેવા ભણેલા ગૃહસ્થો તમો તરફ આટલો બધો ભક્તિભાવ દેખાડે છે; તો મેં અનુમાન કર્યું કે તેઓનું કથન ખરૂં હશે, કે તમારાંમાં બીજાઓના વિચારો વાંચવાની શક્તિ છે.—મને કાંઈ ધન, સ્ત્રિ, પુત્ર વગેરે વૈભવ જોઇતો નથી, હું તો **સત્યનું પરોક્ષ અપરોક્ષ જ્ઞાન** મેળવવા માગું છું. તે કારણ સર કોઇ સદ્‌ગુરૂની શોધમાં શ્રી મેહરબાબા આગળ ગયો હતો." અને મેહરબાબાની સૂચના વર્ણવી સઘળું ખરૂં ખરૂં કહ્યું.

ઉપાસની મહારાજ મેહરબાબાનું નામ સમજી છછણી પડયા અને તરેહવાર બખાળ્યા. 'શાકોરીન સદ્‌ગુરૂ'એ મેહરબાબાને આપેલા આ સરપાવથી હું ઝાઝો અજબ થયો નહી. કારણ આ આશ્રમમાં એક એવો વર્ગ હતો કે જેઓ વેળા કવેળા મેહરબાબાની નિંદા કરતા હતા અને ખાત્રી પર ખાત્રી આપતા હતા, કે મહારાજ કદીબી મેહરબાબાને પોતાની ગાદી આપેજ નહી. મહારાજનાં જીવતાં જીવતજ ગાદી વારસ માટે આવી ત્યાગીઓની ખેંચાતાણ જોઇ મને અફસોસ છૂટયો હતો. આપણી વાતપર પાછા આવ્યે.

બે ત્રણ મિનિટ મહારાજ ચૂપ બેસી રહ્યા પછી મને પૂછ્યું. "હું એક વાત તમને કહું તે ગુપ્ત રાખશો?"

મે જવાબ દીધો "મહારાજ, કેટલેક વખતથી થયો હું મારાં બંધનો કમી કરવાનો અભ્યાસ કરી રહ્યો છું અને કેટલેક અંશે કરી પણ શક્યો છું. આ કારણથી નવાં વચન બંધનો હું સ્વિકારી શકતો નથી. વાત જાણ્યા વગર વચન કેમ આપું"?

મહારાજ ફરી ચૂપ બેઠા, પછી પોતેજ પાછા બોલ્યા "ઠીક, કાંઇ નહી. તે છતાં પણ હું તમને કહું છું, હું આંધળો છું, તમારી રાહબરી કરવી એ આંધળો આંધળાને દોરવે એવું થશે. તમે જે જાણવા માગો છો તે કશું હું જાણતો નથી."

મેં ધાર્યું કે મહારાજ મારાથી નારાજ થયા હશે. મેં હાથ જોડી કરગરીને વળી એક વાર માફી ચાહી અને અરજ કીધી, "મહારાજ, મેં વાંચ્યું છે કે ગુરૂ પોતાની લાયકી તથા નિરાભિમાનને અંગે પોતાને અજ્ઞાનમાં ખપાવે છે, પણ તમો તો પૂરા જ્ઞાની છો. ભગવાન મુજ દુઃખી પર દયા કરો."

મહારાજે પૂછ્યું, "તમને શું મારાં વચન પર વિશ્વાસ નથી? શું તમો એમ માની શકો છો કે હું જુઠું બોલું?"

મેં તુર્ત વચ્ચે પડી કહ્યું. "નહી મહારાજ."

"ત્યારે હું તમને **ઇમાન ઇતબારથી** કહું છું કે હું પણ અંધારામાં ગોથાં ખાવું છું, અને ખરા આત્મજ્ઞાનથી હું પોતે પણ બે નશીબ છું."

મારી આંખોમાં પાણી આવી ગયાં. ડીઓ ભરાઇ આવ્યો. વધુ મિન્નતજારીથી મેં વિનંતિ કરી. "મહારાજ, તમે મને અયોગ્ય ધારી આમ દૂર કરવા માગો છો. જો તેમ હોય તો ભલે. પણ મને મારા ખામીઓ, ત્રુટિઓ દેખાડો. તે દૂર કરવાનો માર્ગ સૂચવો, અને મને ચોકસ મહેતળ આપો. જ્યારે હું પાછો તમારાં ચરણે આવું ત્યારે મારી તમો ફરી પરિક્ષા કરો અને સુપાત્ર બન્યો હોવું તો પછી તો મને સ્વિકારશોની?"

મહારાજ રાજી જણાયા. "તમો ખરેજ જીજ્ઞાસુ છો. જાઓ, તમારે લાયક ગુરૂ શોધી કાઢો. અને સૌ રૂડા વાણાં થશે."

પણ હું જુની માફક વળગ્યો, "મહારાજ,—આપજ ગુરૂ છો.

આટલા આટલા મારા કરતાં વધુ બુદ્ધિશાળીઓ તમારા શરણે આવ્યાં છે તે કાંઇ અમસ્થાજ હશે કે? ના, આપ મને હડસેલી ના મેલો. કૃપા કરો અને મને રસ્તે પાડો."

મહારાજે ત્યાં એક ગંભીર ખુલાસો કર્યો. "આ લોકો પોતે ધારે છે તેવો મને માની બેઠા છે. તેથી મને દેવતા ગણીને મારી પૂજા કરે છે, અને હવે મને પણ તે ભાવે છે, મેં ઘણું ઘણું દુઃખ જોયું છે. હવે હું નથી તેઓને છોડી શકતો કે નથી તેઓ મને છોડવા ઇચ્છતા. વળી પાછો હું આ નવા સંસાર પ્રપંચમાં ફસી સપડાયો છું."

મેં આશ્ચર્યજનક ઉદ્‌ગાર કાઢ્યો, "મહારાજ, આ આપ શું બોલો છો? આ ત્યાગ કે ભોગ?"

મહારાજે કહ્યું. "હા, હું ગબડયો છું. પણ હું તમને એટલી સલાહ આપું છું કે તમો તિવ્ર જીજ્ઞાસુ હોવાથી મોડે વહેલે તમને પણ કોઇ ન્હાની મોટી સિદ્ધિ હાંસલ થશે. લોક તમને પણ મહાત્મા કરી બેસાડશે. ત્યારે આ વાત યાદ રાખજે અને ત્યાંથી ન્હાસી છુટજે. મારી માફક ભોગોમાં પાછા શીકડાતા ના. તોજ આગળ વધાશે."

પ્રમાણીકપણે, ખુલ્લાં દીલથી મારી સાથે આટલી બધી વાત કરવાની મહેરબાની માટે મેં સાચા જીગરથી મહારાજનો આભાર માન્યો. મહારાજે હસીને મને ખાતરી આપતી ઢબે કૃતેહના આશિષ દીધા, અને ભારી દીલે હું મારા ઓરડામાં ગયો.

હું ગમગીન બન્યો. વિચારમાં લિન થઇ ગયો. ઓરડો મને ઘણો ગરમ માલમ પડયો. હું નહેર પર ગયો. એકાંત સ્થળે બેસી આ બનાવનું પૃથક્કરણ કરવા લાગ્યો. તરેહવાર સારા નરસા વિચારો મારાં મનમાંથી પસાર થઇ ગયા. આ શું હશે? હવે કેમ આગળ વધવું? કાંઇ સુજ પડયું નહી. હું બહુ ગુંચવાયો, મુંઝાયો, મારા મગરૂર સ્વભાવે કોઇની સલાહ લેવા જવાનું પસંદ કર્યું નહીં. હું પાછો આશ્રમમાં આવ્યો.

## હિમાલયના બરફાનમાં ગુપ્ત રહેતા ગુરૂ.

ઝાંપા આગળજ એક ભગવાં ધારી સન્યાસી જણાયા. તેમના હાથમાં એક જાડું પુસ્તક હતું. નાક પર સોનરી ફ્રેમનો ચશ્મો,

વિદ્વતા અને સારી હાલતની ગવાહી પૂરતો. મેં નમનતાઇથી પ્રણામ કીધા. વાત છેડી તો જણાયું કે માધવાચાર્ય સંપ્રદાયના હતા. મલબાર કાંઠાપરનાં એક મઠનાં મહંત હતા. પણ મોક્ષપ્રાપ્તિ અર્થે પોતાની ગાદી તથા મોટી આવક છોડી દઇ બદરીનારાયણની અતરાફના એક પહાડમાં પોતાના ગુરૂને ચરણે યોગાભ્યાસ આગળ ચલાવવા જતા હતા. કહે છે કે ત્યાંના દુર્ગમ બરફસ્તાનના ગુપ્ત ગુફાઓમાં ગુરૂદેવ શિષ્ય મંડળી સાથે નિવાસ કરે છે. તેઓ આ દુન્યામાં શું શું બની રહ્યું છે તે પોતાની અંતરદૃષ્ટિથી જાણી શકે છે. બાહેર ગએલા ચેલાઓ પાછા ફરે તેની તેઓને ખબર થાય છે. અને બરફના ગુફામાંથી ટાપલી નીચે ઉતારી ચેલાને ઉંચકી લે છે વગેરે. આ બધું સાંભળી મારા કાન ફરકયા. ઉપાસની મહારાજની મુલાકાતને પરિણામે પેદા થએલી મારી ઘોર નિરાશામાં આશાનું એક ઝળકતું કીરણ જણાયું. આહ ! મારા જીવમાં જીવ આવ્યો. આ કાંઇ ઉપાસની મહારાજનીજ કૃપાનું તાત્કાલિક પરિણામ હશે એવું મને લાગ્યું.

આ સન્યાસી, સ્વામિ ગોવીંદતીર્થ, ગયે વર્ષે પણ ગુરૂઆશ્રમમાં જઇ આવ્યા હતા. આ સાલ પાછા જવા નીકળ્યા ત્યારે તેમના પંથના એક યજમાને વિનંતી કરી હતી, "મહારાજ, તમો મુંબઇ તરફ જાઓ, તો મનમાડ ઉતરી, ચીતલી થઇ, શાકોરી જજો; અને મારી સ્ત્રી કે જેને તેના મહિઅર તરફથી દુઃખ નિવારણ માટે બાબા આગળ મોકલી છે, તેના સમાચાર જાણીને લખજો." ગોવીંદતીર્થ મનમાડ ઉતર્યા. બીજી ગાડીને વાર હતી તેટલાં થોભ્યા જે દરમ્યાન કહે છે કે, તેમનાં ગરમ વસ્ત્રો વગેરેની પોટલી કે જેમાં દોઢસો રૂપ્યા પણ વાટખર્ચી માટે હતા તે કોઇ ચોરી ગયું હતું. માત્ર ચોપડી અને અંગપરના કપડાંજ બાકી રહી ગયાં હતાં. આ બનાવ વર્ણવી, સ્વામિ ખડખડ હસી પડયા; ઉપેક્ષા દેખાડી કહેવા લાગ્યા, "આ ઠીકજ થયું. મારી એટલી ઉપાધિ ઓછી. કોઇ બીચારાને આ વસ્તુઓની જરૂર હશે તે લઇ ગયો. આ પોટલીમાં એક ભગવદ્ ગીતાનું નાનકડું પુસ્તક છે, જો તે વાંચી શકતો હશે તો સંભવ છે કે તેનો જન્મ સફળ જાય."

પછી સ્વામિ ઉપાસની મહારાજને મળવા ગયા. મળી આવ્યા પછી મને પાછા ભેટયા. મને કહેવા લાગ્યા, કે "તમે હ્યાં ક્યાંથી આવી

ચઢ્યા! આ સ્થળમાં તમ ગુણ (Tamas) પ્રધાન છે. ત્યાં મેલી શક્તિઓની ઉપાસના જણાય છે. વામ માર્ગના ચિન્હો ત્યાં પ્રગટ છે. અમારાં તથા તમારાં (જરથોસ્તી) શાસ્ત્રોએ આ માર્ગ ત્યાજ્ય લેખ્યો છે. મળમૂત્રનો સ્પર્શ, તેનો આહાર, વસ્ત્રરહિતતા અને તેપણ વળી ભર વસ્તીમાં, જીવતાં મનુષ્યની પૂજા, વગેરે સત્વ ગુણી સાધનોમાં કેમ લઇ શકાય? કાળી સાધનાઓથી અલબત અમુક સિદ્ધિઓ, ચોકસ શક્તિઓ પ્રાપ્ત થાય એમાં સંદેહ નથી પણ આ બધાંનો અંજામ બુરો છે. આ મોક્ષ માર્ગ નથી પણ પાછળ હઠનારો રસ્તો છે. તમે જો ખરેખર સચ્ચાઇની શોધમાં હોવ, તો પવિત્રતાઇનો માર્ગ પકડો, ત્યાં તમારૂ કામજ નથી...હા, બાબાએ તમુને ખરૂંજ કહ્યું છે. તમારે તો તેમનો મોટો પાડ માનવો જોઇએ કે તમુને ખરેખરૂં કહી દઇ તમને બચાવ્યા છે."

સ્વામિની આ વાતો ઝટ મારાં ધ્યાનમાં ઉતરી, કારણ કે આટલા દિવસોના આશ્રમના અવલોકન ઉપરથી હું પણ લગભગ એવાંજ અનુમાનપર આવ્યો હતો. સ્વચ્છતાની ગેરહાજરી, ગડબડ ઘોંઘાટ, ગુલામી મનોદશા, મને ભાવતાં નહીં. ભક્ત ભક્તાણીઓ કેવળ આત્મજ્ઞાનની અભિલાષાએજ ભેગાં થયાં હોય એમ જણાતું ન હતું. તેઓની ધન સંગ્રહની રીતિ તથા નીતિ મને શકમંદ જણાતી. ટુંકમાં ત્યાંની વાતાવરણ મને મનગમતી ન હતી. હવે કરવું કેમ? ઉપાસની મહારાજે તથા ચોકસ આશ્રમવાસીઓએ મેહરબાબાની વાતો, નિંદાઓ વગેરેથી મારૂં મન તેમની પરથી પણ ઉઠાડી લીધું હતું. મેં સ્વામી ગોવીંદતીર્થને અરજ કરી, "તમો મને સાત્વિક માર્ગની સૂચના કરો છો તે મને ઘણી ગમી છે. તમારા ગુરૂજી મને તે નહિ દેખાડે?"

સ્વામિએ ઉત્તર દીધો, "હું તે કેમ કહી શકું? હું સ્વતઃ સાધન અવસ્થામાં છું. ગુરૂદેવ માત્ર સુપાત્ર અધિકારીઓનેજ શિષ્ય બનાવે છે. તમે જોઇએ તો મારી સાથે બદરીનારાયણ આવો. ગુરૂ મહારાજનાં દર્શન કરાવું. પછી વધુ તો તમારાં પ્રારબ્ધની વાત."

આટલી મેહરબાની માટે મેં તેમનો ગદ્‌ગદ્ કંઠે આભાર માન્યો. મેં પૂછ્યું, "મહારાજ, આપ ત્યાં કેટલો વખત રહેવાના છો?" સ્વામિએ આવતી કાલે જવાનું જણાવતાં મેં પણ તેજ સમયે વિદાય થવાનું નક્કી કર્યું.

## એક પારસી બાઇનો સંતાપ.

બીજે દીને ઉઠતાંને સાથજ મેં બીસ્તરો બાંધી લીધો અને બે ત્રણ કલાક અગાઉથી તૈયાર થઇને ફરીઆ કીધો. મારા રૂમની સામેનામાં ઉતરેલી એક પારસી બાઇ મારી આગળ આવી, અને પૂછવા લાગી, "બા, તમે જાઓ છો? કાંય? કાંય?"

મેં ટુંકમાંજ પટાવા માગ્યું, "હં, નહીંજી મને ત્યાં ગમતું નથી," આ ધરાની જેવાં બાઇએ કગળીને કહ્યું, "મને તમારી સાથે ત્યાંથી લઇ જાઓ અને મારે ઘરે પહોંચાડો. મને પણ ત્યાં રહેવા જરાએ ગમતું નથી. ત્યાં મારી તરફ દયા દીલસોજી દેખાડનાર કોઇ નથી. મારો વહેમી ધણી મને ગાંડી સમજે છે, અને તેથી સારી કરાવવા મને દગો કરીને ત્યાં લાવી નાખી છે અને એકલી મૂકી ચાલી ગયો છે. મને ત્યાં ગમતું નથી. બીજાં પારસી માટીડા બૈરાંતો બાવાની પૂંઠે ગાંડાં થઇ ગયાં છે. બૈરાંઓબી ઉઘાડે પગે ભટકે છે. મુવાં દરવંદો વચ્ચે મને તો કસ્તી-કરવાનોબી કરાર નથી. મારો જીવ સુગાઇ સુગાઇ ઉઠે છે. તમારે પગે પડું મને ત્યાંથી છોડવો." વગેરે.

મને આ બાઇનુ બહુ લાગી આવ્યું પણ લાચાર! મેં કહ્યું, "બ્હેન, તમારી સ્થિતિ સાંભળી હું ખરેજ દલગીર છું પણ તમારી અરજ સ્વિકારી શકતો નથી. તેમ કરવું ઇચ્છવા જોગ નથી. તમુને ત્યાંથી હું લઇ જાઉં તેમાં ગેર સમજુતી અને તકલીફના સંભવો ખુલ્લા છે. વળી તમારા પતિ વ્હેમી અને નાદાન જણાય છે. માટે મારી સુચના છે, કે તમો કોઇ તમારાં અતલગનાં, સ્નેહી સંબંધીને લખી બોલાવો કે જે તમુને આવી લઇ જાય."

નાસીપાસ થઇ, બાઇ પોતાના ઓરડામાં ગઇ. છેલ્લી ઘડીએ રડમસ દુ:ખી ચ્હેરે મારી આગળ આવી, "આ પત્ર મનમાડનાં સ્ટેશનપર તમારે હાથે પોષ્ટ કરજો." કહી રડી પડી. આહ!!!........

ગોવીંદતીર્થ સાથે હું ચીતલી સ્ટેશનપર ગયો. સ્વામીએ મુંબઇ જવાની ઇચ્છા દર્શાવી, અને કારણમાં જણાવ્યું કે ત્યાંથી વખાણ-નારાઓ પાસથી બદરીનારાયણ જવા, ગુમાયલા પૈસા પાછા એકઠા કરી લાવીશ. મેં કહ્યું "મહારાજ એટલી તકલીફ શા માટે? મારી પાસે

પૂરતા પૈસા છે અને આપણે સીધાજ બદરીનાથ તરફ જઇએ." સ્વામિએ કહ્યું, "તે રહેવા દો. આપણને આગળ ચાલતાં કામ લાગશે, વળી બદરીનારાયણનો પટ ખુલવાને હજી વાર છે." સ્વામીને મુંબાઇ સુધીની ટિકિટ કરાવી આપી અને વાટ ખર્ચ માટે પણ પંદર વીસ રૂપીઆ દીધા. સ્વામિએ કહ્યું, "તમે પ્રયાગ (અલાહબાદ) જઇ મારી રાહ જુઓ. ૮-૧૦ રોજમાં હું તમો સાથે જોડાઇશ."

ગોવીંદ તીર્થનો કિસ્સો ત્યાં આપણે ટુંકમાંજ જોઇ કાઢીએ. મુંબાઇ ગયા પછી દસ પંદર દિવસે તેમનો એક પત્ર મને બનારસમાં મળ્યો. જેમાં પોતાનાં કોઇક મિત્રની બિમારીનું બહાણું દેખાડી બીજા આઠ પંદર દિવસ બનારસમાંજ થોભી જવાની મને સુચના દીધી હતી. બીજા બાર પંદર દીવસ પણ બોલ બોલતામાં ગબડી ગયા અને સ્વામીને બદલે તેમની ચીઠી આવી, "દલગીર છું કે હું જલદી આવી શકતો નથી કારણ કે મને પોતાને આંખ આવી છે. માટે હવે તમે સીધા હરદ્વાર જઇ મારી રાહ જુઓ. એક પખવાડીઆં અગાઉ તો હું તમુને જરૂરજ આવી મળીશ. ત્યાંથી આપણે સીધા બરફસ્તાનમાં જઇશું. હરદ્વારમાં પણ સ્વામીની મેં ઘણી ઇંતેજારી કરી, અને ઘણાં દિવસ સુધી એમનો કશો પત્ર ન મળવે, મુંબઇનાં સરદાર ગૃહમાં ખબર કઢાવી તો મારી નાસીપાસી વચ્ચે, બાતમી મળી કે ગોવીંદતીર્થ સ્વામી તો ઘણા દીવસ થયા ત્યાંથી નીકળી ગયા છે અને હોટેલનું બીલ પણ બાકી રહ્યું છે. ત્યાર પછી આજ સુધી સ્વામિ ગોવીંદતીર્થ તરફથી .કશું સમજાયું નથી. હિમાલયના ગુપ્ત ટોળાના ચેલા આમ ચાલાકીથી મને ૨૦-૨૫ રૂપરડીનો ચાંદલો કરાવી ગુપ્ત થઇ ગયા.

## અલાહબાદ.

ઉપાસની મહારાજથી હાથ ધોઇ, હું હવે બે પાંચ દિવસ જબલપુર રહી પ્રયાગરાજ (અલાહબાદ) ગયો. સ્ટેશનથી એક ટાંગામાં બેસી ધર્મશાળાપર હું કરાવ્યું. મેનેજરે મારી ન્યાત જાત પૂછી અને જવાબ આપ્યો કે ત્યાં માત્ર હિંદુઓનેજ ઉતારો મળી શકે છે. બીજી ધર્મશાળા જે સાર્વજનિક હતી ત્યાં મને મોકલ્યો. ત્યાં એક દેશી રજવાડાનો રિસાલો ઉતર્યો હતો, એટલે ઓટલાપર પણ જગ્યા નથી, એમ કહી મેનેજરે દલગીરી દેખાડી. મને ત્રીજું ઉતારાનું સ્થળ દેખાડવામાં આવ્યું,

જ્યાં આઠ આના રોજનું ભાડું હતું. ત્યાં સામાન ઉતારી ટાંગાનું ભાડું ચૂકાવવા જાઉં તેટલાં એક ખાદીધારી, ભલો શખ્સ મને ક્યાંથી આવ્યા, ત્યાં શું પ્રયોજન છે? વગેરે પૂછવા લાગ્યો. હું પણ આ વખતે પગથી માથાં સુધી શુદ્ધ ખદ્દરમાં સજ્જ થયો હતો. મેં સઘળી ખરી હકીકત પેલા ગૃહસ્થને કહી અને તેમને મને ખાનગી ખબર આપી કે ત્યાં નીતિમાન સદ્‌ગૃહસ્થો ઉતરતા નથી. હું ભડક્યો અને તૂર્ત પાછો ટાંગામાં બેસી સ્ટેશનપર હંકરાઇ ગયો અને બનારસની ટિકિટ લઇ ત્યાં ચાલી ગયો.

## બનારસ.

અલાહબાદથી હાડમાર થયલો કાશી આવી પુગ્યો. એક મારા મિત્ર ત્યાં હિંદુ યુનિવર્સીટીમાં પ્રોફેસર છે તેમને મળવા ગયો. તેમને મને સારો આવકાર આપી યુનિવર્સીટીનાં ગૅસ્ટ હાઉસમાં મારો ઉતારો ગોઠવ્યો. આનું કારણ એ હતું કે પ્રોફેસર પોતે યુનિવર્સીટીના કંપાઉન્ડમાં રહેતા ન હતા. હિંદુઓમાં માન્યતા છે કે કાશીના પાંચ કોશના વિસ્તારની હદની અંદર જો કોઇ ભાવિકનું મરણ થાય, તો તે જન્મમરણના ફેરાથી હમેશની મુક્તિ પામે, હવે પ્રોફેસરના પિતા વૃદ્ધ હતા અને યથા તથા થઇ રહ્યા હતા. યુનિવર્સીટીનો કમ્પાઉન્ડ પંચકોશીની બાહેર હતો, તેથી પિતાના મોક્ષ માટે સગવડ કરી આપવા, પ્રોફેસરે પંચકોશીમાં બંગલો રાખ્યો હતો. મને ત્યાં ઉતારે તો દૂર પડે માટે યુનિવર્સીટીમાં ગોઠવણ કરી આપી. ગેસ્ટ હાઉસના સુપરિન્ટેન્ડન્ટ પંડિત રામચંદ્રજીએ મને બધી સગવડ આપી, પોતે ધાર્મિકવૃત્તિના હોવાથી રોજ મારી પાસે આવતા અને સવારે સાડાપાંચ વાગામાં ગંગાતીરે સ્નાન માટે લઇ જતા અને નવા નવા સાધુસંતોની મુલાકાત કરાવી આપતા હતા.

## દિગમ્બર બાબા સુરદાસ.

યુનિવર્સીટીથી અસ્સી ઘાટ નજદીક હતો એટલે ત્યાંજ અમે સ્નાન કરતા. ગંગાકીનારે એક નાવ હતી તેમાં મને પંડિત રામચંદ્ર લઇ ગયા. આ નાવના તુતકપર એક આંધળા સાધુ માદરજાત નગ્ન હાલતમાં રહેતા હતા. નાગા ઉપાસની બાબા અને આ સાધુમાં મોટો ફરક (contrast) જણાતો, સુરદાસ બાબા હંમેશાં ખુલ્લામાંજ

રહેતા. વરસાદ, સરદી, ગરમીમાં પણ પ્રાણીઓ માફક બસ એમજ રહેતા. ઋતુની સખ્તાઈની તરેહવાર નિશાની તેમની ચામડીપર ખુલ્લી દેખાતી. આ સંત પૂર આઝાદીથી રહેતા હતા. વસ્ત્રોને અડકતા ન હતા. માત્ર અલ્પ ભોજન સિવાય બીજી કશી પણ ભેટ સોગાદ સ્વિકારતા નહી. ભોજન પણ જેઓ કોઇ પહેલું લાવીને તેમની આગળ ધરતું તે માફકસરજ આરોગી લેતા. તેમને ઇંટ પથ્થરની ઇમારતો બાંધી બંધાવી ભક્ત મંડળીનો સંસાર પ્રપંચ પોતાની આસપાસ જમાવ્યો ન હતો. ન તેઓ કોઇ પાસ પોતાની પૂજા કરાવતા યા કરવા દેતા, કે ન તો કોઇને પોતાના પગ ધોએલું પાણી પીવા દેતા, કે ન સ્ત્રીઓ પાસ ચંપી કરાવતા. ન તો કોઇની માગી મુરાદ ધન, સ્ત્રી, પુત્ર, નોકરી, લોટરી, પાર પડવાની દુવા દેતા, કે ન પોતાને ઇશ્વરનો અવતાર લેખાવી આપ વડાઇ કરતા. એઓ ઝાઝું બોલતા પણ નહીં. શરીર સિવાય બીજા કશાં બંધનોથી સીકડાયલા જણાતા નહીં. પ્રકૃતિને તેના ગુણધર્મ પ્રમાણે વર્તવા દઇ પોતે કર્તવ્ય મુક્ત થઇ બેઠા હતા. એઓ કોઇને ચેલા બનાવતા નહીં. એક બ્રહ્મચારી સ્વેચ્છાથી તેમની પાસે રહેતો. નાવનો માલેક પણ સુરદાસનો ભક્ત હતો. આ નાવવાળો તથા બ્રહ્મચારી અને બીજા બે જણા રોજ સાથે મળી 'યોગવાશિષ્ઠ' વાંચતા અને આપસમાં તેની ચર્ચા કરતા અને કોઇ પૉઇન્ટ ન જ સમજ પડે, ત્યારે સુરદાસજીને પૂછતા, જેનો ખુલાશો આ અવધુત અચ્છો કરતા જણાતા.

હવે હું રોજ આ નાગા બાવા પાસે જવા લાગ્યો. મેં સવાલ કીધો, "બાવાજી, આ જગતમાં મનુષ્યનું કર્તવ્ય શું છે?"

સંત સુરદાસે જણાવ્યું. "કર્તવ્ય મુક્ત થવું. આઝાદ બનવું. તર્ક કરવું. અરે! તર્ક તર્ક!"

મેં પૂછ્યું. "આ હાલત કેમ લાવી શકાય?"

આઝાદ બાબાએ સમજાવ્યું, "આપણે કોઇ નથી. તેથી આ હાલત આપણે લાવી શકયે નહીં. એ તો આપોઆપ બર મોસમેજ આવે. જેમ અંતરમાંથી ભૂખ લાગે છે, તેમ ત્યાગ સ્વભાવિકપણે સ્ફુરવો જોઇએ. જબરદસ્તી યા હઠથી આદરેલો ત્યાગ દગ્ધબીજ (ભૂંજાયલાં બીયાં) સમાન હોતો નથી તેથી યોગ્ય સ્થિતિમાં તેનો અંકુર પાછો ફુટી નીકળવાના સઘળા સંભવો રહે છે."

મેં વધુ પ્રશ્ન પૂછ્યો "ત્યારે કરવું શું?"

આંધળા બાબાએ અજવાળુ પ્રગટાવ્યું, "પ્રેરણા, અંતરના અવાજ પ્રમાણે બસ ચાલ્યા કરો. તમે કોઇ નથી. તમે કશું કરતા નથી. તમે કશું કરી શકતા નથી. જે બને છે તે બનવાનુંજ હતું અને અનિવાર્ય છે માટે તેમાં ન તો શોક કે ન તો હર્ષ પેદા કરવો. જ્ઞાનપૂર્વક ઉદાસીન (Stoic) વૃત્તિ રાખવી, બીજું તે આપણાથી શું કરી શકાય?"

આ ઉપરથી મેં અનેક સવાલો પર સવાલો પૂછ્યા, "જો મનુષ્યનો ધ્યેય કર્તવ્ય મુકતતાજ હોય તો આપણે બધાં જન્મયાં શા માટે? આપણને કર્તવ્યનાં સાધનો તથા તેની ઇચ્છા છે, તો શું આપણે એમ અનુમાન નહિ દોરીએ, કે તે કર્મયોગ માટેજ સરજાયલાં હોય? જો ઉચ્ચ પદે પહોંચેલા પુરૂષો કર્તવ્ય મુકત થઇ બેસે તો પછી તેમાં જગતને શો ફાયદો? સંસારને શિક્ષણ કોણ આપે? માણસોની વૃદ્ધિ કેમ થાય? શું આ એકલપેટાપણા જેવું નથી જણાતું? જો જગતના મોટા ગણાતા પીર પયગમ્બરો કર્તવ્ય મૂકત બની એકાદ જંગલમાં ગુપ્ત બેસી રહ્યા હતે, તો આજે આત્મજ્ઞાન કયાં હતે?...વળી આપણે કાંઇ કરી શકતા નથી તો પુરૂપાર્થ વિના પુરૂપજ કેમ હોય? પ્રયત્ન વિના પ્રાપ્તિજ કેમ હોઇ શકે? શું જગતમાં આપણે ખુલ્લું અનુભવતાં નથી, કે દરેક માણુસ થોડે યા ઘણે દરજ્જે પોતાની મરજી પ્રમાણે વર્તી શકે છે. આ રોજ બનતી પ્રત્યક્ષ બીનાનો અસ્વિકાર કેમ કરી શકીએ?......વળી જો નિર્માણનો સિધ્ધાંત (Theory of Fatalism) માનીએ તો મનુષ્યનાં કામોની જોખમદારીનો સવાલ નષ્ટ થઇ જાય છે. તો પછી કરણી તેવી ભરણીનો કર્મનો કાયદો પણ ખોટો પડે. તો પછી ચોર, ખુની, કુકર્મી સઘળા પોતાનાં પાપ માટે એમજ કહે કે હું જોખમદાર નથી, તો પછી નિશાળો, ઉપદેશકો, અદાલતો અને શિક્ષાનાં સાધનોની પણ શું જરૂર?" વગેરે અનેક શંકાઓ મેં ઉભી કીધી.

સુરદાસ બાબા ખુબ હસ્યા અને કહેવા લાગ્યા, "ધન્ય છે, ધન્ય છે, ત્હારી બુધ્ધિને! આ પ્રશ્નો ખરેજ ત્હારા જેવાને શોભે છે."

પછી પાસે બેઠેલાઓને સંબોધી મારે માટે કહેવા લાગ્યા, "જુઓ, આ એક બહુ અચ્છી નિશાની છે. હવેજ આ જીવમાં સાચી ઉત્કંઠા સ્ફુરી છે. આ એક ચિન્હરૂપ તલબ છે. મેઘ વૃષ્ટિ અગાઉ જેમ કાળાં વાદળાંથી આકાશ ઘેરાયલું, ગુચવાયલું જણાય છે, ત્યારે ખેડુત ઉલટો ખુશ થાય છે, કે હવેજ અન્ન પાકશે તેમ, આ ભાઇનું મગજ શંકાઓનાં વાદળોથી ઘેરાયું છે તેથી હું ખુશ થાવું છું."

પછી પાછું મને સંબોધી આશિષ દીધા, "તું ભાગ્યવંત છે. ત્હારી આ શંકાઓ બરહક અને પ્રસંગોપાત છે અને યોગ્ય સમયે તેનું સમાધાન થશે, તુંજ ત્હારી શંકાઓનો ઉકેળ શોધી કાઢ."

પંડીત રામચંદ્રજીએ મને આખું બનારસ ફેરવી દેખાડયું તથા અનેક સાધુ સન્યાસીઓ સાથ મુલાકાત કરાવી. કાશી હિંદુઓનું એક મહાન તીર્થસ્થાન છે અને આખાં હિંદુસ્તાનમાંથી શ્રદ્ધાળુઓ ત્યાં યાત્રાએ આવે છે. જેઓની બ્રાહ્મણ પંડાઓ (પંથકી) મહેમાનદારી કરે છે. ત્યાં ઘણી ધર્મશાળાઓ અને મંદીરો છે. આ પંડાઓ જાત્રાળુઓને તરેહવાર રીતે ઠગે છે જેમાનો એક દાખલો જોઇએ.

એક દિવસ હું દશાશ્વમેધ ઘાટ નજદીક એક ઓળખીતા શરબતવાલાની દુકાન બાહેર બેઠો હતો, (કાશીનું શરબત બહુ સ્વાદિષ્ટ અને વખણાયલું હોય છે), તેટલાંમાં બે ઘોડાની બંધ ગાડીમાંથી ચાર પાંચ મૈસુરી જાત્રાળુઓ તથા તેમના પંડાજી ઉતર્યા. યાત્રીએ સ્ટેશનપરથી ઠરાવ્યા પ્રમાણે દોઢ રૂપ્યો કાઢી આપ્યો જે, ગાડીવાલાઓની હમેશની ચાલ મુજબ, ગાડીવાને લેવા ના પાડી અને સાડાત્રણ રૂપ્યાની ગેરવાજબી માગણી કરવા લાગ્યો. જાત્રાળુઓ હિંદી ભાષાથી નાવાકેફ હતાં. પંડાજીએ તેઓ તરફથી ગાડીવાન સાથે તકરાર ચલાવી. બન્ને જણા ગાળાગાળીપર આવી ગયા. યાત્રીઓએ પંડાની દયા ખાધી અને તેને વાર્યો. પંડાએ કહ્યું "ખબરદાર આ ગાડીવાનને અઢી રૂપ્યાથી એક પાઇ પણ વધુ આપતાં ના!" ગાડીવાને તો ધાંધળ ચાલુજ રાખી. આખરે જાત્રાળુઓએ પોણા ત્રણ રૂપ્યા આપ્યા. પેલા શરબતવાલાએ મને આ યુક્તિની સમજ પાડી કે ગાડીવાન અને પંડા મળી ગયલા હોય છે. અને જાત્રાળુઓનો વિશ્વાસ જીતવા પંડો અદ્ધર સદ્ધર ગાડીવાન સાથે લડે છે અને આખરે ઠરાવેલાં ભાડાં કરતાં, આગળ રહીને, વધુ અપાવી લૂંટ વ્હેંચી લે છે.

કાશીના આ મહાન તીર્થસ્થાનમાં ધર્મને નામે ઢોંગ અને વ્યભિચાર એટલો બધો ચાલે છે કે ત્યાં જનારાંઓને નીચલી કહેણી ચેતવણી રૂપે મળે છે. "રાંડ, સાંઢ, સીડી, સન્યાસી, એ ચારોથી બચો, જો જાવ કાશી." એટલે કે કાશીમાં વેશ્યાઓનો મોટો ઉપદ્રવ હોય છે. મોટા મોટા મસ્ત આખલા સાંકડી સેરીઓમાં ભયરૂપ ફરે છે. ગંગાજીના ઘાટપરની સીડીઓએ હાડવૈદોની રોજી અચ્છી ચાલુ રાખી છે અને ભીખ માગી,પાખંડ કરી, સતાવતા સન્યાસીઓનો કાશીમાં ટોટો નથી. માટે એ ચારોથી બચવું.

## રામ—કૃષ્ણ આશ્રમ.

કાશીનાં રામકૃષ્ણ મીશનનાં દવાખાના અને આશ્રમ પર હું એક દિવસ જઇ ચઢયો. એક જવાન ઉમેદવાર સન્યાસી, એક ઘુટણ ભોંયે ટેકવી એક કંગાળ ફુવડ જેવા સખ્શનો રસી પરૂથી ઝઝરતો ઘા સાફ કરી, દવા લગાડી, પાટો બાંધતો હતો. આ દેખાવ ખરેજ મેં આફરીન સાથે enjoy કીધો. આ પરોપકારી કાર્ય સાધુઓના ઇલાકામાં આવી શકે કે નહીં, અને સાચા સાધુનો ધ્યેય કર્તવ્ય પરાયણતા હોવો જોઇએ યા કર્તવ્ય મુક્તતા, તેની તકરાર (Controversy)માં ન ઉતરતાં એટલું તો મારે કહેવું જોઇએ કે બીજા ભમતા, નિરૂપયોગી, ખીચડાખાઉ કહેવાતા સાધુઓ કરતાં આવું કામ કરનારા વધુ સમાજ ઉપયોગી ગણાય. સ્વામિ વિવેકાનંદ તથા રામકૃષ્ણનાં પુસ્તકો મેં વાંચ્યાં હતાં અને તેમાં વળી આ દીલખુશ કાર્ય નજરે જોયું તેથી હું આ મિશન તરફ વધુ ખેંચાયો.

આ સમયે મિશનના એક વિદ્વાન સન્યાસી, સ્વામિ બોધાનન્દ, જેઓ હમણાજ અમેરિકાથી પાછા ફરીઆ હતા, તેમને હું મળ્યો.તેમની સાથે એક કલાક ઉપર વાત થઇ જેનો ટુંક સાર એ હતો કે કર્મ અને ભક્તિ યોગ કરતાં જ્ઞાન યોગ તમારે (આ લેખકને) માટે વધુ અનુકુળ જણાય છે. હું તમારી રાહબરી કરી શકતો નથી, કારણ તમો સહેળાઇથી સંતોષાવો એવા નથી. તમારી માગણી ઉચ્ચત્તર છે,જે મને ભય છે કે મિશનના કોઇ હયાત સન્યાસી તૃપ્ત કરી શકશે નહીં. તમારૂં સમાધાન કરવા માટે તો એક રામકૃષ્ણની શક્તિ જોઇએ, જે મારામાં કયાંથી હોય...વગેરે.

મેં સ્વામિને કહ્યું, "તમો અમેરિકનો જેવા જીજ્ઞાસુઓની શહુમરી કરો છો તે ઉપરથી મને લાગે છે કે આજની મનોવૃત્તિને તમારા જેવા પૂર્વ પશ્ચિમનાં તત્વજ્ઞાનથી પારંગત થયલા સ્વામિજ સંતોષી શકે."

સ્વામિએ ખુલાશો કર્યો, "એ તો ઠીકજ છે. આજના અમેરિકનો આત્મજ્ઞાનમાં બાળક ગણાય, તેઓને તો મારા જેવો હિંદનો સાધુ દોરવી શકે; પણ એક હિંદુસ્તાનનો વતની કે જે ગર્ભાવસ્થાથીજ આત્મજ્ઞાનના સંસ્કારો એકઠા કરવા માંડે છે, તેવાને સંતોષવા તો સાચા જ્ઞાની સદ્ગુરૂજ જોઇએ. આવીજ વૃત્તિ ચાલુ રાખી ધપ્યા જાઓ, કોઇને કોઇ મળી આવશે..." આથી હું નાસીપાસ બન્યો; પણ મારાં અભિમાનને પોષણ મળવે આશાવંત ડગરે આગળ વધ્યો.

## બાબુ ભગવાનદાસ.

હવે, મારી નજર 'Science of Peace,' 'Science of Emotions' વગેરે વિદ્વતાભર્યાં પુસ્તકોના કર્તા, બનારસના આગેવાન થીઓસોફીસ્ત, બાબુ ભગવાનદાસ પર ગઇ. એમને લખી મેં ઍપૉઇન્ટમેંટ માગ્યું. પ્રતિઉત્તર મળ્યો, "જોકે શીલસુફી મને અતિ પ્રીય છે છતાં મારી બહોળી રોકાણુને કારણે હું ઇચ્છું છું તેટલો વખત તે વિષય માટે કાજળ પાડી શકતો નથી. તમે (ફલાણા) દિવસે સવારે ૭ાા થી ૮ માં આવશો તો તમને મળવાથી હું ખરેજ ખુશી થઇશ."

હું બાબુજીને બરાબર ઠેડવેલે સમયે જઇ મળ્યો. ઑફીસના ઓચર્યાં અને દફતરોથી ભરપુર બનેલી મેજની પાછળ એક સુંદર મુખાકૃતિના, ઓણદાર મનશક્તિ ધરાવનાર પંડીતે મને આવકાર દીધો. ટુંકમાં મેં મારો પરિચય આપ્યો. અમારી વાતચીતનો સારાંશ એ હતો, "તમો સત્યની શોધમાં નીકળ્યા એટલે સત્યની હસ્તી બાબે તો તમો નિશ્ચયાત્મક છો, હવે અભ્યાસ અને વૈરાગ્યથી ઉંડું મનન કરો અને બધું જણાશે...મારી 'Science of Peace' તમે વાંચી છે પણ તમો કહો છો કે તે સમજ પડી નથી. હવે ફરીથી ધ્યાનપૂર્વક તે વાંચો અને તમને જોઇતું સર્વ કાંઇ તેમાંથી મળશે. તે વાંચ્યા પછી કશીજ શંકા રહેશે નહી..." આ પુસ્તક ફરી વાંચવાનો મેં નિશ્ચય કર્યો. અમારી મુલાકાત ભાગ્યેજ દશ - મિનિટ ચાલી હશે. બીજી મુલાકાત માટે ભગવાનદાસે મને ઉત્તેજન આપ્યું નહી.

## થીઓસોફીકલ સોસાયટી.

બનારસ થીઓસોફીકલ સોસાયટીનું બીજુ મુખ્ય મથક છે. ત્યાં અનેક સભાસદો સાથ મને વાત થઇ. જેઓએ જગદ્ગુરૂની આમદ પ્રસંગે દેશના જુવાન વર્ગમા આત્મજ્ઞાન માટે તીવ્ર જીજ્ઞાસા પેદા થશે એ સ્વભાવિકજ છે એમ જણાવ્યું, મારા વૈરાગ્યની સરાહના કીધી. મૈં પાલ રિશાર, ઉપાસની બાબા વગેરેનો મારો અનુભવ રસ લઇને સાંભળ્યો. કૃષ્ણામુર્તિને લગતું કેટલુંક સાહિત્ય મને આપ્યું અને આશ્વાસન દીધું કે ટુંક સમયમાં અજવાળું પ્રગટ થશે, જ્યારે તમારા જેવા સઘળાને નવા પયગમ્બર સાહેબ પોતાની પનાહમાં લેશે...પછી ત્યાંના જાણીતા, થીઓસોફીના પારસી પ્રચારક, મી. પાંડે સંબંધી હકીકતો સંભળાવી. મને સેનટ્રલ હિંદુ કોલેજ દેખાડી, તેનો ઇતિહાસ કહ્યો અને બનારસની હિંદુ યુનિવરસીટી કેમ બરપા થઇ તેમાં મીસીસ ઍની બેઝંટે કેવો ભાગ ભજવ્યો તે સમજાવ્યું. ત્યાં સોસાયટીની આખી વાતાવરણ જાણે જગદ્ગુરૂમય બની ગઇ હતી. થીઓસોફીકલ સ્કુલ અને કોલેજના છોકરા છોકરીઓ બધાંજ કૃષ્ણામુર્તિમાં ખુબ રસ લેતાં. તરેહવાર કલ્પનાઓ કરતાં, તરેહવાર આશાઓ બાંધતાં. મને પણ એઓ સાહેબ તરફ આકર્ષણ થયું.

હિંદુ યુનિવરસીટીના ગૅસ્ટ હાઉસમાં મારી પાડોસના ગાળામાં પંડિત વ્યાસ રહેતા હતા. એઓ પંડિત મદન મોહન માળવ્યાના નજદીકના સગા અને યુનિવરસીટીના 'લૉ પ્રોફેસર' હતા. એમની સાથે પેહલી મુલાકાતથીજ મને એટલી ધાડી મિત્રાચારી બાઝી ગઇ કે જાણે જમાનાઓના જાની દોસ્ત હોઇયેની! મી. વ્યાસ મારી આગળ હિંદુ શાસ્ત્રોની અનેક દંતકથા કહી સંભળાવતા. સાચા સાધુઓના ગુણ લક્ષણ તથા પાખંડી સાધુઓની યુક્તિની વાતો વર્ણવતા. એઓ કૃષ્ણ પ્રેમી, ભક્તિવાન હતા. મને ભગવદ્ગીતા શાસ્ત્રિય રીતે વાંચવા શીખવતા, એઓ થીઓસોફી તરફ અભાવ ધરાવતા હતા. મીસીસ ઍની બેઝંટના ગીતાના અંગ્રેજી તરજુમા કરતાં શ્રીધર સ્વામિની હિંદી ટીકા વધુ પસંદ કરતા. જરથોસ્તી ધર્મ અને પારસી રીત રિવાજ સંબંધી પુષ્કળ સવાલો પુછતા. અમો બન્ને વારંવાર સાંજના સાથે ફરવા જતા. એક દિવસ .

### જ્યોતિષ શાસ્ત્ર

નાં ખરાપણાં વિષે અમો વાદવિવાદ કરતા હતા. મેં કહ્યું "મને

જોશીઓમાં ઝાઝો વિશ્વાસ નથી. મુંબઇ, નાશીક વગેરે ઠેકાણે મને મળેલા જ્યોતિષિઓના વરતારા ઘણાક ખોટા પડયા છે."

પંડિત વ્યાસે કહ્યું "તે વાત ખરી પણ જોશી જોશીઓમાં ફેર હોય છે. વળી તમો એમ નહિ કહી શકો કે જ્યોતિષ શાસ્ત્ર ખરૂં નથી. આગાહી કેટલા ટકા ખરી પડે છે તે તો જોશીનાં જ્ઞાનનાં પ્રમાણ, જોશીએ લીધેલી મહેનત, તથા જન્મ પત્રીકા વગેરેની બારીકી (accuracy) વગેરે પર આધાર રાખે છે... હું તો આગળ વધીને કહું છું કે જો કોઇ પંડિત એક પણ ભવિષ્યવાણી સાચ્ચી કહી શકે તો શાસ્ત્ર સાચું છે એમ માનવું જોઇએ. હા, તે ભવિષ્યવાણી કલ્પનાને આધારે તુક્કો લાગી જાય તેવી નહી પણ ગણત્રી પ્રમાણે બરાબર અને ચોક્કસ હોવી જોઇએ. જ્યોતિષ દૈવતાઇ હુન્નર છે એમ હું નથી કહેતો, પણ માણસોનાં લાંબા વખતના અવલોકનને પરિણામે રચાયલું કાર્ય–કારણ શાસ્ત્ર છે, એ એક સાયન્સ છે. જેમ તમે કહી શકો છો કે અમુક દિવસે બી વાવ્યું, તો અમુક દિવસે અંકુર ફુટશે, પછી અમુક મોસમે ફુલ આવશે, અમુક વખતે ફળશે, તેમજ આ પણ છે. ચાલો, ત્યારે તમારે ખાત્રી કરવી હોય તો આપણે આવતી કાલે મારા એક મિત્ર કે જેમનાં જ્યોતિષ વિદ્યાનાં જ્ઞાન બાબે મને શ્રધ્ધા છે; તેમને મલ્યે. અને તમારો ટપકો દેખાડયે." [કોઇ સાચો જોશી કોઠે મળી જાય એવી આશામાં હું મારો ટપકો સાથેજ લઇને ફરતો હતો.]

મેં સૂચવ્યું, "જો આપણે અપક્ષપાતપણે તપાસજ કરવા માંગતા હોઇએ તો હમણાજ ચાલો, કે જેથી શંકાને જગ્યા રહે નહી; ક્ષમા કરજો પંડીતજી, પણ આવી સાવચેતીની તમો વિદ્વાન તો કદર કરશો જ."

પંડીતજીએ સ્વિકાર્યું અને અમે તુર્ત જોશી રામયત્નને સાં ગયા. જોશીજીએ અર્ધોક કલાક સુધી, મારો ટપકો ઉખેડયો, પાછો બંધ કીધો, પાછો ઉખેડી લાંબો લચ કીધો, કુંડળીઓ પાડી, ગણિત લખ્યાં પછી છેવટે મને પૂછ્યું, "તમારા શું પ્રશ્નો છે?" મેં બે સવાલ પૂછ્યા, જેના જવાબ મને નાશીકમાં મળેલા એક મલબારી જોશીના કહેવા મુજબજ મળ્યા. ઘાં મારે સ્વિકારવું જોઇએ કે એક સવાલનો અમુક તબક્કો તો બરાબર જોશીના કહેવા મુજબ નીવડયો. હું ધારી શકું છું કે

બાકીનો ભાગ પણ ખરો નીવડશે. [નોંધ:—જોશીને મળવા પછી એક વરસ રહીને ઉપલી નોંધ, મેં કેશમીરમાં લખી કાઢી હતી. ત્યારપછી આજે સાત આઠ વર્ષો વહી ગયાં છે અને કહેતાં દીલગીરી ઉપજે છે કે બાકીનો વરતારો તદ્દન ખોટો નીવડયો છે. વળી જોશીની હાજરીમાં હું ચોક્કસ સવાલો, કે જેના જવાબો માત્ર કલ્પનાથી ભાગ્યેજ આપી શકાય, તે પૂછવાનું ભૂલીજ ગયો હતો. જ્યોતિષશાસ્ત્ર વિષેનો મારો વધુ અનુભવ અને હાલનું મારૂં અનુમાન આપણે આગળ ચાલતાં દાખલા દલીલ સાથ જોઇશું. તેટલાં હાલતો મારી આગળી નોંધ વધુ ઉતારીશ.]

આ તપાસની મેં એક વધુ પુષ્ટિકર્તા પરીક્ષા (Confirmatory test) કીધી. તે એ કે ત્યાંના એક મખ્યાત ભૃગુસંહિતાને પૈસા ખર્ચીને મારી કુંડળી દેખાડી, જેમાંની સામાન્ય બાબદો સાચ્ચી જણાઇ. હવે મને લાગ્યું કે જ્યોતિષશાસ્ત્રમાં કાંઇ હશે ખરૂં.

જોશી રામયત્ને મારી આત્મજ્ઞાનની તલબ તથા તેનું ઝળકતું ભવિષ વર્ણવી મને સૂચના કીધી કે તમો પ્રયાગરાજ (અલાહબાદ) ફરીથી જજો. અને 'ટીબ્બટી બાબા' જેઓ આશરે બસો વર્ષની ઉંમરના યોગી છે, તેમને મળવાની કોશેષ કરજો. વળી બીજું એક નામ 'બાબુ કિશોરી મોહનદાસ'નું સૂચવ્યું. જોશીજીની આ મુલાકાત પછીથી પંડીત વ્યાસે મારી તરફ વધુ માન અને પ્રેમ દેખાડવા માંડયાં; મને પ્રયાગ લઇ ગયા અને ખુદ પોતાનાં ઘરમાં ઉતારો આપ્યો, અને તેમનું કુટુંબ જુના વિચારના માળવી બ્રાહ્મણનું હોવા છતાં, ઉપલી ભવિષ્યવાણીના પ્રતાપે, મારી દરેક રીતે ઘણી સારી પરોણાગત કરી.

## બાબુ કિશોરી મોહનદાસ.

મને પ્રયાગમાં પોતાના વડા ભાઇ મદન મોહન વ્યાસની માયાભરી મહેમાનદારી તળે મેળી પંડિતજી પાછા બનારસ ગયા. મદન મોહન હાલમાં ધંધાથી ફારેગ થયા હતા, અને એમને સાધુસંતોની સતસંગનો ઘણો નાદ હતો. તેઓ સાથે ટીબ્બટી બાબાની શોધ ચલાવી, તો અનિશ્ચિત ખબર મળી, કે બાબા બંગાળ તરફ કેટે ચાલી ગયા છે.

જમનાં કાંઠે કીતગંજમાં બાબુ કિશોરી મોહનદાસને અમો મળ્યા. ઠીંગણા, પાતળા, ટુંમકી દાઢીવાળા બાબુ એક ઓરડીમાં ગરીબાઇથી દિવસો ગુજારતા હતા. ઉદરનિર્વાહ અર્થે એક કલાક ખાનગી ટયુશન

આપી પંદર રૂપીઆ કમાતા; બાકીનો બધો વખત વાંચવામાં ને યોગાભ્યાસમાં ગાળતા. કહે છે કે પહેલાં કોઈ દેશી રજવાડામાં સારો ઓધ્ધો ધરાવતા હતા, જે છોડી હાલમાં આત્મજ્ઞાન પાછળ મંડયા છે, તેઓ સ્વાશ્રયી જીવન ગુજારે છે. અને કોઇ તરફથી ભેટસોગાદ યા ભિક્ષા સ્વિકારતા નથી. પરંતુ સ્વેચ્છાએ અખત્યાર કરેલી નિર્ધનતામાં મોજ માનતા જણાતા ન હતા. એમનો સ્વભાવ મરચાં જેવો તીખો હતો. પૂર્વ પશ્ચિમના ફીલસુફોના સિદ્ધાંતોની સારી વાકેફગારી ધરાવતા જણાતા. તેમને મારી હકીકત જરા સાંભળી વચમાંજ સવાલ કીધો, "કહો, તમે પેટ પૂજા માટે શું પ્રબંધ રાખ્યો છે?"

મેં કહ્યું, "શિક્ષક તરીકે નોકરી કરી જે બચાવ્યું છે, તે પર હું આધાર રાખું છું."

"તે કેટલો વખત નિભશે?" બાબુજીએ પૂછયું.

મેં કહ્યું, "કરકસરે વાપરતાં ત્રણ વરસ સુધી ચાલશે."

"અને પછી શું કરશો?" જરા તકોરમાં તેમને સવાલ કીધો.

મેં કહ્યું, "બાબુજી, પછી—પછી જોઇ લેવાશે. સંજોગ અનુસાર કાંઇ નિર્ણય કરીશ."

કિશોરી બાબુ જરા તીખાસથી કહેવા લાગ્યા, "મૂર્ખતા! સાવ મૂર્ખતા! આ તો પસ્તાવાનો રસ્તો, જગતમાં પ્રમાણીક માણસને કોઇ મદદ કરતુંજ નથી........મારી તો સલાહ છે કે આ ભટકવાનું છોડી દો. પાછા ઘરે જાઓ અને કાંઇ નોકરી ધંધો કરી પહેલાં એટલું નાણું એકઠું કરો કે જેનાં વ્યાજમાંથી તમારો કાયમનો ગુજારો થાય." અને તુરતજ અગાઉથી ગણી રાખેલા હિસાબ પ્રમાણે ગણાવા લાગ્યા કે, "કમતીમાં,કમતી પાંચ હજાર રૂપ્યા એકઠા કરો જેનું ૭ ટકા પ્રમાણે દર મહિને રૂ. ૨૫) વ્યાજ મલે અને પાંચ ટકાને હિસાબે કાંઇ નહી તો ૨૦ રૂપ્યા તો મળે. આજકાલ ૨૦–૨૫ રૂપ્યામાં મહિને ગુજારવો કાંઇ સહેલ નથી. જ્યાંસુધી ફરજ્યાત, દાળ ચપાટીના વિચારો કરવા પડે ત્યાંસુધી ફીલસુફી યા યોગમાં આગળ વધાય નહિં."

કિશોરી બાબુ આ બધું, પોતાના કડવા અનુભવને આધારે, ભલી નિષ્ટાથી, પણ ઠપકાની ઢબે, મેં ઉપર લખ્યા છે તેના કરતાં વધુ તીખા શબ્દોમાં કહેતા.

મે કહ્યું, "મહાશયજી મને ઉમેદ છે, બલ્કે શ્રદ્ધા છે કે મારી થાપણ ખૂટી જાય તે અગાઉ મારી શોધ પૂરી થશે, જગતમાં મારૂં કર્તવ્ય શું છે? પ્રવૃત્તિ યા નિવૃત્તિ? તેનો નિર્ણય થઇ જશે. નિવૃત્તિ હશે તો થાપણની જરૂરજ શી? પ્રવૃત્તિ હશે તો કમાઇનાં સાધનો ખુલ્લાંજ છે. જો મારી થાપણ ખૂટી જાય તે અગાઉ હું કશા નિર્ણય પર આવી નહી શકીશ, તો તમારા શુભ દાખલાનું અનુકરણ કરી, હું પણ દિવસના કલાક બે કલાક ખાનગી શિક્ષણ યા બીજું તેવું કશું કામ કરી, માત્ર જરૂરયાત પૂરતું પેદા કરીશ અને બાકીનો સમય મારી શોધ પાછળ ગાળીશ."

કિશોરી બાબુનો કાંટો હવે જરા વધુ ખીજ્યો, અને જરા વધારે ખીજવાઇને બોલ્યા, "તું શેખચલ્લી છે. હાથે કરીને મુશ્કેલી અને હાડમારીને આમંત્રણ દે છે. 'મગોળની સૂજે મંગળદાસ મરે,' તેમ બીજાઓના દાખલાની, તેમના આજુબાજુના સંજોગોની તપાસ કર્યા વિના, નકલ કરવી જોખમભરી છે. તને શું ખબર છે કે આ આદર્શ જણાતું મારૂં જીવન, હું સુખમાં યા દુ:ખમાં કાઢું છું? અને ઘડીભર માની લે કે હું સુખી છું તો તને શું ખાત્રી છે કે તારી આજુબાજુના સંજોગો (environments) અનુકુળ નીવડી, મારો દૃષ્ટાંટ તને સુખી બનાવશે? હું પણ તારી માફક મગરૂર અને અવ્યહવારૂ સ્વભાવ ધરાવતો હતો અને તેથી મારા પ્રિન્સની (જેની નોકરીમાં કિશોરી બાબુ હતા), મને મરણ સુધી નાનકડું પેન્શન આપવાની ઉદાર માગણીનો મેં અસ્વિકાર કર્યો. આજે જોકે હુ સ્વાશ્રયી છું, છતાં બંધનોમાં જીકડાયલો છું. ટયુશન છોડી મારેથી કેઠે જવાતું નથી. હું નહી ભણાવવાની પ્રકૃતિ (mood)માં હોવું, તોપણ મારે જવું પડે છે. એક નાદાન દુકતાનાં અડપળાં સાંખી જવાં પડે છે......"

મેં કહ્યું, "મહારાજ—"

"નાખ ચુલામાં મહારાજને! સાધારણ રીતેજ સંબોધોને!" કિશોરીબાબુ છછણી પડયા.

મેં શાંતીથી સુધારીને કહ્યું, "ક્ષમા કરજો, પણ જેમ એક બચ્ચાંને બીજાંના હાથથી સહેજ પણ ધકકો લાગે તો ફોકે ફોક રડી પડે, અને પોતાના હાથે પડી જવાય તો ચુપચુપ રહી જાય, બલ્કે કેટલીક વેળા

તો હસી પડે, તેવો મારો સ્વભાવ છે. હું સ્વયં ઇચ્છાથી હાડમારી વ્હોરી લઉં, તો તેમાં હું કદીપણ દુઃખ માનતો નથી. વળી જો તમને એક કલાકનું ટયુશન આટલું અકારૂં લાગે છે, અને વાજબીપણે અકારૂં લાગે છે, તો બાબુજી વિચાર કરો, તમે મને પાંચ હજાર રૂપીઆ એકઠા કરવા કહી, ઓછાંમાં ઓછાં પાંચ વરસનું આખા દિવસનું (Full time) ગદ્ધા વહીતરૂં કરવાની સલાહ આપો છો. તે મારી હાલની માનસિક સ્થિતિમાં મારે ગળે કેમ ઉતરે ? વળી હું ધારી શકું છું કે તમારૂં હાલનું જીવન તમો ઇચ્છો તેવું નથી તો, શેખી માફ કરજો, પણ મને જે સલાહ આપો છો તે પ્રમાણે બે પાંચ વર્ષ ધંધો ચાકરી કરી પાંચ, સાત હજાર રૂપીઆ એકઠા કરી, તમો પોતેજ કાયમના ધંધામાંથી કેમ નથી છુટતા ?"

હવે અંધારૂ થવા આવ્યું અને મદન મોહનજી કહેવા લાગ્યા, "ચાલો હવે જઇએ. બીજી વખતે આવશું."

મેં કિશોરી બાબુને કહ્યું, "હું તો તમારી પાસે આત્માજ્ઞાનની વાતો કરવા આવ્યો હતો, અને આપણે તો પાટો બદલી આ રસ્તે ઉતરી પડયા ! કહો, તમને કયારે ફુરસદ મળશે ? ફરી તમારાં દર્શન કયારે હું કરૂં ?"

બંગાળી બાબુજી કહે, "**એઇ તો આત્તગ્યાન !** આત્મજ્ઞાન, આત્મજ્ઞાન, શું કરો છો ?" કરી કાલે તો અમકું છે અને પરમે તો ધમકું છે, કહી ચાર, પાંચ, દિવસની રોકાણુ દેખાડી, એટલે હું સમજી ગયો કે બાબુ આ વાત લંબાવવા માગતા નથી. મેં બાબુજીનો કિમતી વખત રોકવા માટે ઉપકાર માન્યો અને ખાતરી આપી, "તમોએ આપેલી **દુન્યાદારીની** સલાહની હું કદર કરૂં છું, અને તેપર જરૂર વિચાર ચલાવીશ, જય, જય !"

રસ્તે પડતાં મદન મોહન તો ખુબ ટીકા કરવા પડયા. "જોશી રામયત્નને પણ કોઇ મદયુંજ નહિં કે ચુંટી ચુંટીને એક સંસારી બાબુને સદ્ગુરૂ ઠોકી બેસાડયો! બાબુએ અંગ્રેજી ભણીને સઘળો દાટ વાળ્યો. એઓ ભિક્ષાનું મહાતમ્ય કશુંજ સમજતા જણાતા નથી. એમનો વૈરાગ બનાવતી છે. આત્મજ્ઞાનનો માર્ગ લોઢાંના ચણા ચાવવા જેટલો કઠણ છે. જે પુરૂપ નાની નાની અડચણો અને અગવડોને આવડું મોટું રૂપ

આપે તે આત્મજ્ઞાનનો અધિકારીજ નથી. વળી જેનામાં આત્મશ્રધ્ધા હોય તે આવી અવિશ્વાસની વાતજ નહિ કરે. શું પરમાત્મા જે કીડી અને હાથી જેવાને પણ નિર્વાહ બક્ષે છે તો બાબુને અને તમનેજ ભૂખે રાખશે? હું ખુશામત કરતો નથી પણ ખરૂં કહું છું કે તમે પણ અંગ્રેજી કેળવણી લીધી છે છતાં આટલો ત્યાગ પ્રદર્શીત કરો છો, આટલો આત્મવિશ્વાસ ધરાવો છો, જે માટે અમારૂં આખું કુટુંબ તમો તરફ માન ધરાવે છે. અમે હિંદુ અને વળી બ્રાહ્મણ હોવા છતાં આટલી ઉમરે પણ ઘર છોડી શકતા નથી. સ્ત્રી, પુત્રો, અને ધન સંગ્રહના માયા બંધનોમાંથી મુક્ત થઇ શકતા નથી. તમો કહો છો કે હું સંશ્યાત્મક છું, પણ હું કહું છું કે તમારો વિશ્વાસ અમારા અને કિશોરી બાબુ કરતાં ખરેજ વધારે છે. તમે હવે આ જડવાદી બાબુ પાસે જતાજ ના. હું તમુને સારા સારા સાધુ સન્યાસીઓનો સંગ કરાવીશ ત્યારે જ તમને માલમ પડશે કે તે મહાપુરૂષો દાળ ચપાટીનો કદી ખ્યાલ પણ કરતા નથી. અને દાળ રોટી આપોઆપજ તેમને શોધતી આવે છે.

## સ્વામિ શીવાનન્દ

બીજે દિવસે અમે દ્રૌપદી ઘાટ પર "શાંતિ કુટીર"માં રહેતા બંગાળી સન્યાસી સ્વામિ શીવાનન્દની સતસંગે ગયા. ગંગા કીનારે, એકાંત રમણિક જગ્યાએ એક સુંદર નાનું પાકી બાંધણીનું આશ્રમ, ઉપગૃહ (out-house) સાથે, સ્વામિએ બંધાવ્યું છે. આશરે અર્ધા એકરની જમીન કાંટાવાળા તારની બેવડી વાડથી પાકા દરવાજા સાથે ઘેરી લઇ, તેમાં એક નાનો સુંદર બાગ પણ બનાવ્યો છે. દર્શનનો મુખ્ય દરવાજો બાહેરથી તાળું મારી બંધ રાખ્યો હતો, જેથી અજાણ્યો અતિથિ તો સ્વામિ બાહેર ગયા હશે એવું ધારી, તાળું જોઇ પાછોજ ફરે. પાછળી બાજુએ એક ન્હાનો ઝાંપો રાખ્યો છે. જેને અંદરથી અડગરો મારેલો હોય છે. કોઇ પુકારે, તો કોણ છે. તે જોવા પછી, બારણું ઉઘાડવામાં આવે છે. જોઇ લ્યો, આ કળીયુગના સન્યાસી!

મારા ભોમ્યા મદન મોહન વ્યાસ આ રીતથી વાકેફ હતા એટલે અમને પાછળો બારથી પરવાનગી મળી. સ્વામિએ હસતે ચ્હેરે કહ્યું, "સ્વાગતમ!" મદન મોહને મારી ઓળખ સહરાધાટ પૂર્વક આપી અને શીવાનન્દે આનંદ દેખાડયો. સ્વામિનું શરીર રૂષ્ટપુષ્ટ જણાતું. ગાલ

ભરેલા અને સ્હેજ ગુલાબી, ચ્હેરે આનંદી, પહેરવેષ સ્વચ્છ અને જોવા ગમે એવો (decent) હતો. કુટી પણ સ્વચ્છ અને સુવ્યવસ્થિત જણાતી. શીવાનન્દ એક મૃગછાળાનાં આસનપર જરા ઉચ્ચ સ્થાને બીરાજ્યા. અમે જમીનપરની ચટાઇપર તેમની સામે ગોઠવાયા. સ્વામિએ ભકિતયોગમાં પોતાનો નિશ્ચય જાહેર કર્યો. અને કહ્યું કે જગતમાં પ્રેમ અને ભકિતજ સૌથી ઉત્તમ સાધન છે. સૌથી સીધો, સરળ અને સઘળાંથી બની શકે એવો માર્ગ છે. પછી પેલી વારંવાર સંભળાતી કથા વર્ણવી જે હ્યાં ટુંકમાં રજુ કરીશ.

બે જવાન જીજ્ઞાસુઓએ, એક મહાત્મા આગળ, યથા વિધિ નમશકાર કરી, પ્રાર્થના કરી, "ભગવન, અમુને ઇશ્વિરનાં દર્શન કરાવો." મહાત્માએ એકને સંબોધી પૂછ્યું, "ત્હેં કોઇ સાથે પ્યાર કર્યો છે?" પેલાએ ઉત્તર દીધો, "મારી એક માનીતી વાછરડી છે જે મને સૌથી વ્હાલી છે."

મહાત્માએ હુંકારો પૂરી, પછી બીજાને પૂછ્યું. બીજા જીજ્ઞાસુએ કહ્યું, "મેં કોઇ સાથે પ્યાર કીધો નથી." મહાત્માએ પહેલાને પોતાની સાથે રાખ્યો અને બીજાને ફરમાવ્યું, "તું પાછો સંસારમાં જા અને પ્યાર કરતાં શીખીને પછી આવજે."

કહેછે કે મહારાજે પહેલા જીજ્ઞાસુને એક ન્હાની ઓરડીમાં મોકલ્યો અને બાહેરથી બારણું ઢાંકી દીધું. જીજ્ઞાસુ પહેલાં તો મૂકત અજાયબીમાં, આશાવંત બની, આતુર જીગરે બેઠો. થોડા વખતમાં તેની અજાયબી ઓછી થઇ અને આસપાસ નજર ફેંકી, પણ અંધકાર સિવાય બીજું કશું જણાયું નહીં. હાથો લાંબા કરી તંટોસ્વા લાગ્યો, નકકર દિવાલ માત્રનોં સ્પર્શ થયો. પાછો સ્હેજ શાંત થઇ બેઠો અને હમણા સ્વામિ આવશે અને મારી મુરાદ પાર પાડશે એવી ધારણા કરવા લાગ્યો. એમ રાહ જોતો ઠાકયો, ત્યારે બૂમો પાડી મહાત્માને બોલાવા મંડયો. પણ આજુબાજુથી કશો અવાજ યા ઉજાશ જણાયો નહી. સેંકડો વિચારો તેના મનમાંથી પસાર થવા લાગ્યા. અંતે નિસોસ બની ગયો. તેને પોતાની ઝાઝી ફીકર ન હતી પરંતું પોતાની માનીતી વાછરડીના શા હાલ હશે, તેની ચિંતા હવે ઉદભવી. પોતાના ઇષ્ટ વિષય 'વાછરડી'નાં ચિંતનમાં તે એટલો તો તલ્લીન થઇ ગયો કે, કહે છે કે, જ્યારે મહાત્માએ કમાડ

આપે તે આત્મજ્ઞાનનો અધિકારીજ નથી. વળી જેનામાં આત્મશ્રધ્ધા હોય તે આવી અવિશ્વાસની વાતજ નહિ કરે. શું પરમાત્મા જે કીડી અને હાથી જેવાને પણ નિર્વાહ બક્ષે છે તો બાબુને અને તમનેજ ભૂખે રાખશે? હું ખુશામત કરતો નથી પણ ખરૂં કહું છું કે તમે પણ અંગ્રેજી કેળવણી લીધી છે છતાં આટલો ત્યાગ પ્રદર્શીત કરો છો, આટલો આત્મવિશ્વાસ ધરાવો છો, જે માટે અમારૂં આખું કુટુંબ તમો તરફ માન ધરાવે છે. અમે હિંદુ અને વળી બ્રાહ્મણ હોવા છતાં આટલી ઉમરે પણ ઘર છોડી શકતા નથી. સ્ત્રી, પુત્રો, અને ધન સંગ્રહના માયા બંધનોમાંથી મુક્ત થઇ શકતા નથી. તમો કહો છો કે હું સંશયાત્મક છું, પણ હું કહું છું કે તમારો વિશ્વાસ અમારા અને કિશોરી બાબુ કરતાં ખરેજ વધારે છે. તમે હવે આ જડવાદી બાબુ પાસે જતાજ ના. હું તમુને સારા સારા સાધુ સન્યાસીઓનો સંગ કરાવીશ ત્યારે જ તમને માલમ પડશે કે તે મહાપુરૂષો દાળ ચપાટીનો કદી ખ્યાલ પણ કરતા નથી. અને દાળ રોટી આપોઆપજ તેમને શોધતી આવે છે.

## સ્વામિ શીવાનન્દ

બીજે દિવસે અમે દ્રૌપદી ઘાટ પર "શાંતિ કુટીર"માં રહેતા બંગાળી સન્યાસી સ્વામિ શીવાનન્દની સતસંગે ગયા. ગંગા કીનારે, એકાંત રમણિક જગ્યાએ એક સુંદર નાનું પાકી બાંધણીનું આશ્રમ, ઉપગૃહ (out-house) સાથે, સ્વામિએ બંધાવ્યું છે. આશરે અર્ધા એકરની જમીન કાંટાવાળા તારની બેવડી વાડથી પાકા દરવાજા સાથે ઘેરી લઇ, તેમાં એક નાનો સુંદર બાગ પણ બનાવ્યો છે. દર્શનનો મુખ્ય દરવાજો બાહેરથી તાળું મારી બંધ રાખ્યો હતો, જેથી અજાણ્યો અતિથિ તો સ્વામિ બાહેર ગયા હશે એવું ધારી, તાળું જોઇ પાછોજ ફરે. પાછળી બાજુએ એક ન્હાનો ઝાંપો રાખ્યો છે. જેને અંદરથી અડગરો મારેલો હોય છે. કોઇ પુકારે, તો કોણ છે. તે જોવા પછી, બારણું ઉઘાડવામાં આવે છે. જોઇ લ્યો, આ કળીયુગના સન્યાસી!

મારા ભોમિયા મદન મોહન વ્યાસ આ રીતથી વાકેફ હતા એટલે અમને પાછળે બારથી પરવાનગી મળી. સ્વામિએ હસતે ચ્હેરે કહ્યું, "સ્વાગતમ!" મદન મોહને મારી ઓળખ સહરાધાટ પૂર્વક આપી અને શીવાનન્દે આનંદ દેખાડયો. સ્વામિનું શરીર રૂષ્ટપુષ્ટ જણાતું. ગાલ

ભરેલા અને સ્હેજ ગુલાબી, ચ્હેરે આનંદી, પહેરવેષ સ્વચ્છ અને જોવા ગમે એવો (decent) હતો. કુટી પણ સ્વચ્છ અને સુવ્યવસ્થિત જણાતી. શીવાનન્દ એક મૃગછાળાનાં આસનપર જરા ઉચ્ચ સ્થાને બીરાજ્યા. અમે જમીનપરની ચટાઇપર તેમની સામે ગોઠવાયા. સ્વામિએ ભક્તિયોગમાં પોતાનો નિશ્ચય જાહેર કર્યો. અને કહ્યું કે જગતમાં પ્રેમ અને ભક્તિજ સૌથી ઉત્તમ સાધન છે. સૌથી સીધો, સરળ અને સઘળાંથી બની શકે એવો માર્ગ છે. પછી પેલી વારંવાર સંભળાતી કથા વર્ણવી જે હ્યાં ટુંકમાં રજુ કરીશ.

બે જવાન જીજ્ઞાસુઓએ, એક મહાત્મા આગળ, યથા વિધિ નમશકાર કરી, પ્રાર્થના કરી, "ભગવન, અમુને ઇશ્વિરનાં દર્શન કરાવો." મહાત્માએ એકને સંબોધી પૂછ્યું, "ત્હેં કોઇ સાથે પ્યાર કર્યો છે?" પેલાએ ઉત્તર દીધો, "મારી એક માનીતી વાછરડી છે જે મને સૌથી વ્હાલી છે."

મહાત્માએ હુંકારો પૂરી, પછી બીજાને પૂછ્યું. બીજા જીજ્ઞાસુએ કહ્યું, "મેં કોઇ સાથે પ્યાર કીધો નથી." મહાત્માંએ પહેલાને પોતાની સાથે રાખ્યો અને બીજાને ફરમાવ્યું, "તું પાછો સંસારમાં જા અને પ્યાર કરતાં શીખીને પછી આવજે."

કહેછે કે મહારાજે પહેલા જીજ્ઞાસુને એક ન્હાની ઓરડીમાં મોકલ્યો અને બાહેરથી બારણું ઢાંકી દીધું. જીજ્ઞાસુ પહેલાં તો મુક્ત અજાયબીમાં, આશાવંત બની, આતુર જીગરે બેઠો. થોડા વખતમાં તેની અજાયબી ઓછી થઇ અને આસપાસ નજર ફેંકી, પણ અંધકાર સિવાય બીજું કશું જણાયું નહીં. હાથો લાંબા કરી તંટોસ્વા લાગ્યો, નક્કર દિવાલ માત્રનો સ્પર્શ થયો. પાછો સ્હેજ શાંત થઇ બેઠો અને હમણા સ્વામિ આવશે અને મારી મુરાદ પાર પાડશે એવી ધારણા કરવા લાગ્યો. એમ રાહ જોતો થાક્યો, ત્યારે બૂમો પાડી મહાત્માને બોલાવા મંડ્યો. પણ આજુબાજુથી કશો અવાજ યા ઉજાશ જણાયો નહી. સેંકડો વિચારો તેના મનમાંથી પસાર થવા લાગ્યા. અંતે નિસાસ બની ગયો. તેને પોતાની ઝાઝી ફીકર ન હતી પરંતુ પોતાની માનીતી વાછરડીના શા હાલ હશે, તેની ચિંતા હવે ઉદભવી. પોતાના ઇષ્ટ વિષય 'વાછરડી'નાં ચિંતનમાં તે એટલો તો તલ્લીન થઇ ગયો કે, કહે છે કે, જ્યારે મહાત્માએ કમાડ

ઉઘાડ્યું, અને તેને બાહેર આવવાની આજ્ઞા દીધી, ત્યારે દરવાજામાં તેને વાછરડી આડી ઉભેલી ભાષી. મહાત્માએ જાણ્યું કે હવે આની વૃત્તિ એકાગ્રતાના એક તબક્કાપર આવી પુગી છે એટલે પછી વાછરડી પરથી ઇષ્ટતા છોડાવી, 'ઇશ્વર પ્રણિધ્ધાન' તરફ ચિત્ત પ્રવાહ વાળ્યો અને ચેલો, યોગ્ય સમયે, ઇશ્વરનો પણ વાછરડીની માફક સાક્ષાત્કાર કરવા લાગ્યો.

હવે પેલા બીજા જીજ્ઞાસુનું શું થયું, તે જોઇએ. ગુરૂ આશ્રમ છોડી ચાલ્યો ચાલ્યો, તે એક રાજાના મહેલ આગળ જઇ પહોંચ્યો. અને કહે છે કે ઝરૂખાપર ઉભેલી રાજપુત્રી જોઇ એકદમ તેના પ્યારમાં પડી ગયો. અને ત્યાંજ બેઠો. પહેરેગીરે તેને ઉઠાડયો પણ તે ઉઠયો નહીં. બધાના સવાલમાં જવાબ દેતો, "હું રાજાની છોકરી સાથ પ્યારમાં છુ." આ દિવાની વાત સાંભળી બધા હસતા. આ હઠીલા બ્રાહ્મણને ત્યાંથી હઠાવવા લાગતાવળગતાઓએ અનેક પ્રયત્ન કરી, પણ તે ખસેજ શેનો! વાત રાજા વછીરોને કાને પડી અને બધાને એ ચિંતા થઇ કે આ પાગળ ખાધાપીધા વિના મરી જશે તો, બ્રાહ્મણ હત્યાનું ઘોર પાપ રાજકુટુંબને લાગશે. છેવટે ડાહ્યા પુરૂષોએ એવું ઠેડવ્યું કે રાજપુત્રીને હાથે તેને ભિક્ષા કરાવવી. રાજાની છોકરીએ તે પ્રમાણે પોતાને હાથે પેલાને અન્નદાન કર્યું, જે પેલાએ આરોગ્યું. હવે રાજપુત્રીના વિવાહ, પાડોસના ગામના રાજપુત્ર સાથે થયા હતા. વરને વાત ખબર પડવે વહુને તુર્ત સાસરે બોલાવી લીધી. પણ દિવાનો આશક કાંઇ ખાંડયો જાય! તે પણ પાછળ પાછળ જવા લાગ્યો. લોકે જોયું કે આ મેલું તો ઠેઠ સુધી વળગશે ફરી, એક તોડ શોધી કાઢયો. રાજપુત્રીને મોઢેથી પેલા દિવાનાને આજ્ઞા દેવાડી કે 'ત્યાંજ બેસો.' માશુકનું ફરમાન મળતાંજ બાપડો અર્ધ રસ્તેજ બેસી ગયો. અને બધાં રાજપુત્રીને સાસરે પહોંચાડી આવ્યાં. પેલો તો બસ ત્યાંજ આસનસ્થિત થઇ બેઠો. પોતાની પ્યારીનાજ ખ્યાલમાં ગર્ક બની ગયો. ખાવાપીવાનો પણ કશો વિચાર કર્યો નહી અને સુકાવા લાગ્યો. હવે ભક્તવતસલ ભગવાનને આ દાસની કાળજી પડી અને કહે છે કે ભગવાને રાજપુત્રીનો અવતાર ધારણ કરી રોજ તેને ભોજન પૂરૂં પાડયું. પાછળથી સ્થૂલ રાજપુત્રીનો પ્રેમ બદલાઇ જઇ આ દૈવિક માશુકના પ્રેમમાં તે નિમગ્ન બની ગયો. અને તેને હવે ગુરૂ પાસે જવા જેવું પણ કશું રહ્યું નહી.

આ દૃષ્ટાંટ ઉપરથી શીવાનન્દ સ્વામિએ મને બોધ દીધો, "ભક્તિ,

બસ ભક્તિ અને ભક્તિ એજ માત્ર માર્ગ છે. તમારો જે પણ ઇષ્ટ દેવ હોય, સૂર્ય ભગવાન હોય યા મહાત્મા જરથોસ્ત હોય, તેમની નિશ્ચલ, અખંડ ભક્તિ કરો, અને તમને પણ જરૂર બા જરૂર સાક્ષાત્કાર થશે."

સ્વામિએ આ વાર્તા એટલી રસ અને અલંકારોથી વિસ્તારીને કીધી કે એ ઘડી હું તેવાજ મનોવિકાર (sentiment)ના પ્રવાહમાં વ્હેવા લાગ્યો. તુર્ત વેળા હું આ વાર્તાનું પૃથક્કરણ કરી શક્યો નહીં. આમાં સમાયલી કલ્પના, તેનું રહસ્ય, તેમાનો આભાસ અને તેની કિંમતનો કાંઇક ખ્યાલ હિમાલયમાં પાતંજલ યોગદર્શનનો અભ્યાસ કરાવતી વેળા સ્વામિ શંકરાનન્દે આપ્યો. વિકલ્પ, વિપર્યય, સ્મૃતિ વગેરે વૃત્તિની સમજણ અને પ્રતિપાદન કરતી વેળા આ દેખાડયું હતું. જે આપણે તે વેળા દલીલો સાથ જોઇશું.

વખત થઇ જવાથી અમો સ્વામિને નમશકાર કરી છૂટા પડયા. પ્રયાગરાજની યાત્રામાં આ પ્રમાણે એક બંગાળી તપસ્વિએ પૈસા એકઠા કરવા જવા કહ્યું, જ્યારે બીજા બંગાળી સંન્યાસીએ સંસારમાં જઇ કોઇ સાથ પ્યાર કરી આવવા શીખવ્યું. ચાલો, આગળ જોઇએ કે મારે માટે બીજું શું શું સંગ્રહ થઇ રહ્યું છે.

## રાધાસ્વામિ પંથ.

પંડિત મદન મોહન વ્યાસ સાથે અલાહબાદ શહેરમાં ફરતાં રાધાસ્વામિ પંથ વિષે મને ખબર મળી. જેથી બીજે દિવસે સતસંગમાં જવાનું ઠેરવ્યું. મદન મોહને આ સંપ્રદાય વાળાઓની એક તરફી નિંદા કરી મને તાસુબીમાં (prejudice) નાખવાનો પ્રયત્ન કર્યો. પરંતુ મેં કહ્યું, "મારૂં કામ મધમાખી મિસાળ છે. જ્યાં જ્યાં મને મધ મળવાની આશા જણાય ત્યાં ત્યાં હું જાઉં. જ્ઞાન એ મારૂં મધ છે. પછી તે મહાત્મા પાસથી મળે યા ચંડાળ પાસથી. મારે તો એક (eclectic)ની જેમ ચૂંટી ચૂંટીને એકઠું કરવું છે."

મદન મોહને કહ્યું, " અમે આ લોકને 'થુંકતા પંથી' કહીએ છીયે. કારણ તેઓના ગુરૂ, પ્રસાદીમાં થુંકે છે અને પછી સતસંગીઓમાં વ્હેંચે છે."

છતાં મેં તો જવાનો નિશ્ચય કર્યો, અને આ વખતે મદન મોહન મારી સાથે આવ્યા નહીં પણ દૂરથીજ રાધાસ્વામી ધામ દેખાડયું.

પારસીઓ ઉદાર વૃત્તિના, શોધક બુદ્ધિના અને સાહસીક છે પણ સાથે સાથે લાગણી માત્રથી દોરવાઇ જતા (sentimental) અને ઝટ માની લેનારા (Credulous) પણ હોય છે. તે ઉપરાંત વફાદારી તો જાણે તેઓનો સ્વભાવિક ગુણજ છે. રાધાસ્વામિ ધામમાં પણ એક પારસી ભાઇને જોઇ હું અજાયબ થયો નહી; અને સાચું કહું તો ખુશી થયો હતો. સાંજનો સમય હતો અને ધામનાં દિવાનખાનામાં આ પારસી રાધાસ્વામિ જાણે પેઢી માંડી બેઠા હતા. આજુબાજુ બે ચાર સતસંગીઓ બેઠા હતા. આ ભાઇએ આ સંપ્રદાયને પોતાનું જીવન અર્પણ કર્યું છે. અને ત્યાંના મુનશી, સેક્રેટરી જેવા છે. અને અગત્યનું સ્થાન ભોગવે છે. મને જોઇ સાહેબ સલામ કરી કહ્યું, "મહારાજજી (એમના ગુરૂ શ્રી માધવ પ્રસાદ મહારાજ) હમણા નીચે ઉતરશે તેમની સાથ તમને ઓળખ કરાવી આપણે સાથે ફરવા જઇશું, જ્યારે રાધાસ્વામિ પંથના મૂળ તત્વો હું તમને ટુંકમાં સમજાવીશ."

મેં ઉપકાર માન્યો. મહારાજ થોડીવારમાં પહેલે માલથી નીચે ઉતર્યા. મહારાજ અઘોર વયના મોટી દાઢીવાળા હતા. તેમના વાળ અર્ધા સફેદ થઇ ગયા હતા. પોશાક ઇશ્કી અને કિંમતી હતો. ચળકતાં બૂટ, રેશમી ચામડીના રંગનાં મોજાં, ભપકા ભર્યો લાંબો દગલો, પાટલુન, સુંદર પાઘડી, ખભે ફક્કડ શૉલ અને હાથમાં મોજાં સાથ આ ગૃહસ્થ કોઇ ધર્મગુરૂ કરતાં, એકાદ હાકેમ યા વજીર જેવો વધુ દેખાતો. કોઇ જુલ્મગાર સરદાર આગળ ગુલામો બીહબીહને નમીનમીને સલામ કરે તેમ સતસંગીઓ 'રાધાઆઆ સ્વામીઇઇઇ' કરી કુરનેસ બજાવી, નમ્યા. આસ પાસ તોળું થઇ ફરી વળ્યા, કોઇએ ઘર જવાની રજા માંગી, કોઇએ શારીરિક વ્યાધિની ફર્યાદ કરી, કોઇએ પોતાની કાંઇ ખાનગી બાબદ પૂછી. મહારાજે કોઇને બે દિવસ વધુ રોકાઇ જવા ફરમાવ્યું, કોઇને અમુક દવા સૂચવી, કોઇને ખાનગીમાં મળવાનું એપોઇન્ટમેંટ આપ્યું અને મને હસ્તે ચહેરે, આવકાર દાયક ઢબે, આવતી કાલે સવારે સતસંગમાં આવવા જણાવ્યું. ફરી એકવાર બધાએ જમીન સુધી ઝુંકી નમન કર્યું અને મહારાજ એક સુંદર બુમ ગાડીમાં સ્વાર થઇ હંકરાઇ ગયા. પારસી મિત્રે મને 'રાધાસ્વામિ મત પ્રકાશ' નામની આગ્રાના રહીશ રાય સાહેબ સાલી-ગ્રામ, જેવણ માજી પોષ્ટ માસ્તર જનરલ હતા, તેમની અંગ્રેજીમાં લખા-

ચલી ચોપડી વાંચવા આપી. હું આ ભાઇ સાથ બગીચામાં ફરવા ગયો, તેમને મને પીંડ, બ્રહ્માંડ અને સચ ખંડના બધા મળીને અરાઢ તબક્કા સમજાવ્યા. જાણીતા પયગમ્બરો અવતારો વધુમાં વધુ ૧૩ મા તબકકા પરના હતા અને માત્ર રાધાસ્વામિ ગુરૂજ ઠેઠ છેલ્લા તબકકા સુધી પહોંચ્યા છે તે સમજાવ્યું, તે પછી સુરત શબ્દ યોગનો કાંઇ ભાષ આપ્યો. આ સંપ્રદાયમાં જોડાવાના કેટલાક ફાયદા વર્ણવ્યા.

બીજે દિવસે રવિવાર હતો. હું ઠેઠવેલે વખતે સતસંગમાં ગયો. હૉલમાં એક બાજુએ સ્ત્રીઓ બીજી બાજુએ પુરૂષો જમીનપર બેઠાં હતાં. આખું દિવાનખાનું ચિકાર ભરાઇ ગયું હતું. મધ્ય સ્થળમાં એક ઉચ્ચ આસને મહારાજ આવી બીરાજ્યા. સફેદ રેશમી ચાદરમાં ઢંકાઇને એવી રીતે બેઠા કે માત્ર ડોકુંજ બાહેર જણાતું જે દેખાવ રૂઢીચુસ્ત ખ્યાલ પ્રમાણે, હવે ગુરૂ મહારાજ જેવો સારી રીતે લાગતો હતો, હજુરી પોથી-માંથી વાણીઓ ગવાઇ. મહારાજે વિસ્તીર્ણ સમજ આપી. મહારાજ સાથ બે સતસંગોમાં મને લંબાણ વાદવિવાદ થયો. મેં અનેક ખુલાશા પૂછી લીધા અને તૂર્ત વેળા કોઇ પણ મત બાંધી ન લેતાં એ વિષયપર હું વધુ વિચાર અને તપાસ ચલાવીશ, એમ જણાવી મેં રૂખસદ લીધી. મારા પારસી મિત્રે મને ફરી પાછા તક મળવે પધારવાનું આમંત્રણ દીધું અને એ ભલા ભાઇથી હું છુટો પડયો. થોડા મહીનાઓ બાદ હું રાધાસ્વામિ પંથનાં બીઆસ તથા આગ્રાનાં ધામોમાં, તથા ફરી એકવાર અલ્લાહબાદનાં આશ્રમમાં જઇ આવ્યો જેનું બ્યાન સમયના ક્રમવાર વર્ણવીશ.

પંડિત મદન મોહન સનાતની વિચારના હોવાથી મને રાધાસ્વામિ-ઓની જાળમાં ફસતો બચાવવા અનેક અનેક જુક્તિઓ પ્રેમ સાથે રચતા. જુદા જુદા સાધુ બૈરાગીઓનાં દર્શન, ભણેલા પંડિતો સાથ શાસ્ત્રાર્થ, પુસ્તકાલય, જોવા જેવી જગ્યાઓની મુલાકાત વગેરે પ્રવૃત્તિમાં મારૂં પ્રોગ્રામ એવું તો ભરચક અને ખેંચાણકારક બનાવતા કે રાધાસ્વામિ ધામમાં જવાની રૂકાવત મને અસલ નહી જણાઇ.

સવારના પહોરમાં સાડાચાર વાગામાં અમો પ્રયાગમાં એટલે ગંગા અને જમના નદીનું સંગમ થાય છે ત્યાં, ન્હાવા જતા. અમારી સાથ પંડિતજીના બીજા ચાર આનંદી મિત્રો પણ જોડાતા. હું સમજતો કે

આખાં ગામમાં અમોજ વ્હેલા ઉઠીને સ્નાને જતા હોઇશું. પણ રસ્તે જોઉં તો પાંચપાંચ સાતસાત માણસોનું ટોળું હાથમાં ફાનુસ સાથે આગળ પાછળ જણાયું. તેમાં ભાવિક સ્ત્રીઓ તો નીતિ ભક્તિનો ગાયનો લલકારતી તથા સુખદુ:ખની વાતો કરતી રસ્તો કાપતી હતી. પહેલે દિવસે તો મેં પૂછયું, "આજે કાંઇ તહેવાર છે?" પંડિતજીએ ખુલાસો કર્યો, "ના, રોજ આટલાં બધાં લોક સ્નાન કરવા જાય છે. તહેવારને દિવસો તો એથી બમના ચોગણાં લોક ત્રીવેણીપર જાય છે. ગંગા મૈયાંની આ તો ખૂબી છે. સહવારના સકાળેથી સ્નાન પૂજા આટોપી લેવાય, તો આખો દિવસ મોકુલાસ મળે....ત્રીવેણી કહેવાનું કારણ એકે ગંગા અને જમના પ્રગટ છે, જ્યારે સરસ્વતિ નદી ગુપ્ત મનાય છે...."

ઘાટપરથી એક નાવમાં બેસી અમે ત્રીવેણીએ ગયા. બ્રાહ્મણો toiletનો સામાન જેવો કે ન્હાની આરસી, નીઘ્યો, માથે ચોપડવાનું સુગંધી તેલ, કંકું, ચંદન વગેરે, તથા પૂજા અને ભોગ માટે ફુલપાન મીઠાઇ વગેરે લઇ હાજર થાય છે. સ્નાન કરનારના હાથની ખોબલીમાં રહેજ જળ આપી, મંત્રો બબડી શ્રદ્ધાળુને પવિત્ર (!) બનાવી દક્ષિણા મેળવે છે.

મદન મોહન પોતાની પ્રતિષ્ઠા વધારવા, મારી ઘણી ઘણી સહરાઘાતી ઓળખ આપતા, અને પરિણામે તરેહવાર જાતનાં લોક મને મળવા આવતાં. જ્યારે હું તેમને ખરેખરૂં કહેતો કે હું કશું નિશ્ચયાત્મક રીતે જાણતો નથી અને સત્ય શું છે તેની હજી શોધમાં છું. ત્યારે તેઓ ઉલટા મારે માટે વધુ ઉચ્ચ વિચાર દર્શાવતા. વળી કેટલાક પોતાનાં પાંડિત્યનું પ્રદર્શન કરાવવા ત્યાં આવતા અને પુષ્કળ ફીલસુફી, દંતકથા વગેરે ઘરબેઠે આવી મને શીખવી જતા. એક ગૃહસ્થ તો કાંઇ સેંકડો અંગ્રેજી ઉતારા (quotations) મોઢેથી પર–પર બોલી જતા જેમાંનો એક મને તે વેળા પસંદ પડયો હતો તે ત્યાં ઉતારી લઉં છું.

"The knowledge of the Self
Is the knowledge of God;
The knowledge of words,
Is the knowledge of fraud."

# યોગીરાજ તીનકૌરી લાહીરી.

પ્રયાગયાત્રાનું એક યાદગાર પખવાડયું ભરપુર સતસંગમાં પસાર કરી, પંડિત મદનમોહન વ્યાસનાં કુટુંબની માયા ભરી મહેમાનદારી ચાખી, તેઓનો ઘટતો ઉપકાર માની, હું પાછો કાશી ગયો.

પંડિતજીના પૂજાઘરમાં મેં એક મહાત્માની છબી જોઇ હતી, જે ઉપરથી પંડિતે મને, તે મહાત્માના પૂત્ર, જેઓપણ એક યોગી છે, તેમનું સરનામું આપ્યું અને મને આગ્રહ કર્યો, "તમો યોગીરાજ તીનકૌરી લાહીરીને કાશીમાં જરૂર મલજો."

'તીન–કૌરી' કેવું નમ્ર અને સુસ્વર નામ ! 'ત્રણ કોરી,' 'બે બદામ,' 'નાચીઝ' વગેરે નામો દીનતા અને નિરાભિમાન દર્શાવવા વપરાય છે. બનારસની સાંકડી ગલી ગુચીમાં તીનકૌરીનું છત્રાબાશ આવ્યું છે. હવે થોડા દિવસ એક એક કલાક હું ત્યાં જવા લાગ્યો. તીનકૌરી વૃદ્ધ બંગાળી ગૃહસ્થી યોગી છે. એટલે કે ગૃહસ્થાશ્રમમાં રહીને યોગી જીવન ગુજારે છે. એમના પિતા પંડિત વ્યાસના કૂળ ગુરૂ થાય છે. કહે છે કે પંડિત વ્યાસના એક કુટુંબી મરણની પથારીએ પડયા હતા અને વૈદ્યોએ મત આપ્યું કે તેઓ ગુજર પામ્યા છે. તેમનાં શબને ન્હવાડીને કરકટીએ બાંધ્યું હતું. ઠાઠડીને એક ખુણે એક શ્રીફળ લટકાવ્યું હતું અને સ્મશાનમાં લઈ જવાની તૈયારી હતી, તેટલાં તીનકૌરીના પિતા જેવણ એક પ્રખ્યાત હઠયોગી હતા, તેવણ આવી લાગ્યા. આંગણે ગરબડ જોઇ યોગીરાજે કારણ પૂછ્યું તો માલમ પડયું કે વ્યાસ કુટુંબના વડાનું અવસાન થયું હતું. યોગીરાજ ઘરમાં અંદર ગયા અને ઠાઠડીના નાળીએરને પોતાના હાથમાંનો ચીમટો જોરમાં મારી, "ઉઠ" કરી પૂકાર્યા. ઓ ! અજાયબી ! મુડદું તો જીવતું થયું, અને બીજાં અનેક વર્ષો સુધી જીવન ગુજાર્યું. આ બનાવથી વ્યાસ કુટુંબ લાહીરી યોગીનું આજ સુધી આભારી બની રહ્યું છે. તેઓએ પેલું યાદગાર નાળીએર સાચવી રાખ્યું છે. અને ગુરૂ પુત્ર તીનકૌરી પ્રત્યે પણ હજી કૃતજ્ઞતા દર્શાવી રહ્યું છે.

પંડીત વ્યાસની ભલામણથી તીનકૌરીએ મને સારો આવકાર આપ્યો. જુવાનીમાં પોતે 'હઠ યોગની પ્રક્રિયાઓમાં પારગંત હતા એમ જણાવી, સાબેતીમાં પોતાનુ મોઢું ઉઘાડી, ખેચરી મુદ્રાની જીભ દેખાડી,

હઠયોગની કેટલીક ક્રિયાઓનું વર્ણન સમજાવ્યું અને છેવટે ઉપદેશ દીધો કે હઠયોગમાં પડશો મા. કોઇક અપવાદરૂપ અધિકારીઓ સિવાય બધા માટે આ કળીયુગમાં પ્રતિકુળ છે. આ જમાનામાં ફક્ત કર્મયોગજ ફળદાયક છે. **કર્મયોગની** એમની વ્યાખ્યા, **'સંસારી, સંયમી, સેવાભાવિ જીવન'** છે. ત્યારપછી હિમાલયના બરફસ્તાનમાં રહેતા એક કર્મયોગી ગુરૂ તથા તેમની સેવા મંડળીની યોજના સમજાવી કહ્યું કે કાર્તિક મહિનાથી ચૈત્ર સુધી આ ગુરૂના શિષ્યો હિંદના નીચલા પ્રદેશોમાં ભ્રમણ કરી નિષ્કામ સેવા બજાવે છે અને બાકીના ૭ મહિના હિમાલયમાં આશ્રમમાં રહી અભ્યાસ કરે છે. આ મંડળી જ્યારે કાશીમાં આવે છે, ત્યારે હમેશાં તીનકૌરીને મળવા અવશ્ય પધારે છે. મારી હીલચાલથી મારે તીનકૌરીને ચાલુ વાકેફ રાખવા જેથી તે ટોળી આવે ત્યારે મને કાશી બોલાવી તેમની સાથ સાંધી આપશે. આ પણ એક ગોવીંદતીર્થ સ્વામિ જેવીજ ઝળકતી આશા હતી. પરંતુ પરિણામમાં તો મિથ્યાજ પુરવાર થઇ.

## કાશી વિશ્વનાથનાં દર્શન.

મને સુરદાસબાબાની પ્રકૃતિ ઘણી ગમતી હતી. તેથી જ્યારે કાશી પાછો આવ્યો ત્યારે રોજ અસ્સી ઘાટપર સુરદાસ બાબા પાસે પણ જતો હતો. ગૅસ્ટ હાઉસના સુપ્રીન્ટેન્ડન્ટ પંડિત રામચંદ્ર રોજ મારી સાથે ફરતા. એક એકાદશીને દિવસે સાંજે ૭ વાગેથી અમે સુરદાસબાબાની નાવમાં ગયા. અને આખી રાત યોગ વાશિષ્ઠનાં વાંચન, ભજન, નામસ્મરણમાં ગુજારી. હોડી ધીમે ધીમે રાતના લગભગ બાર વાગાને સુમારે વિશ્વનાથના મંદીર નજદીક જઇ પુગી. બધાએ કાશી વિશ્વનાથનાં દર્શનની ઇચ્છા પ્રકટાવી. મને પણ સાથે લીધો. મેં પૂછ્યું. "કોઇ વાંધો તો નહિં લે ?" બધાએ આગ્રહ કર્યો અને બાબાએ પણ સંમતિ આપી. અમો ઘાટપરથી કીનારે ઉતર્યા અને મંદીરમાં ગયા. રાતના બાર વાગે પણ એટલી બધી ભીડ કે શરીરની તો ચંપીજ થઇ ગઇ. આહ ! શું લોકની શ્રધ્ધા હશે ! મહા મહેનતે અમે ભિત્તરમાં પુગ્યા. ભક્તોના રોમાંચક ઉદ્દગારો હૃદયને ક્ષણવાર મુંજાવી મેળતા. જગતના જુલમથી જળતાં જીગરો જગન્નાથજીપર જળ ચઢાવી જ્વાળા બુજાવવાની જતન કરતાં. મારાં અશ્રુદ્વાર હજી ખુલ્યાં ન હોતાં છતાં પણ 'હર, હર,

હર, હર, મહાદેવ !' કરી કોઇ નિરાધાર ભાવિક, દયાજનક રીતે પુકારી છાતી ખાલી કરતો, ત્યારે મારાં રૂવે રૂવાં ઉભાં થઇ જતાં. મને માનવીની અલ્પતાનો ખ્યાલ આવતો અને મને સતાવતો. ઓ! હું કયારે સમર્થ થઇશ? કયારે આ બાપડાઓનાં દુ:ખડાં કમી કરી શકીશ?

બાબા તો નાવમાંજ બેસી રહ્યા હતા. મેં મારી મનોભાવના સુરદાસજીને દર્શાવી. બાબાએ કહ્યું, "આપણે શું જાણ્યે? કદાચ દુઃખ અનિવાર્ય હશે, આવશકય હશે, અરે! વૃદ્ધિકારક હશે. જગતનાં દુખડાં ટાળવાની ઇચ્છામાં આપણી પોતાની લાચારીનો આભાસ નથી જણાતો? શું તેમાં સૂક્ષ્મ સ્વાર્થ ઢંકાયલો નથી? શું આપણે કાંઇ બધાંના દુ:ખો દૂર કરવાનો ઠેકો, ઇજારો, ધરાવ્યે છીયે? આપણે કોણ? આપણે શું કરી શકયે? એ બધી ચિંતા આપણને શા માટે? વિશ્વનાથ મહારાજ જે કરે તે ખરૂં. બોલો,

"શિવહર શંકર ગૌરીશં
વન્દે ગંગાધરમીશં ॥"

હાજર મંડળીએ આ ધુન ઉપાડી લીધી અને અમે સઘળાએ સેંકડો વાર ઉપલો મંત્ર તરેહવાર રાગરાગણી સમેત ઉચ્ચાર્યો. વખત કેમ પસાર થઇ ગયો તે સ્હેજે જણાયું નહિ. નાવ પાછી ધીમે ધીમે અસ્સી ઘાટ તરફ હંકરાઇ. પ્રાત:કાળના ચારેક વાગ્યા. ઘાટો પર ફાણસો સાથે બ્રાહ્મણો સવારેથી સ્નાન માટે આવેલા જણાયા. લગભગ સૂર્યોદય સમયે અમે નાવ અસ્સી ઘાટની સામેના કીનારાપર ઉભી કીધી. શૌચ સ્નાનાદિ નિત્યકર્મથી ફારેગ થઇ, છેક આઠ વાગે સુરદાસ બાબાને પગે પડી, અમે ઘરે ગયા.

સ્વામિ ગોવીંદતીર્થના ગુરૂજીનાં દર્શને હું બદરી નારાયણનાં બરફાનમાં જવાનો છું એમ જાણી, પંડિત રામચંદ્રે પણ મારી સાથે, પંચાવન વર્ષની ઉમરે પણ, જોડાવાનો સંકલ્પ કર્યો. અને રજા માટે અરજી કીધી. મારો પ્રોગ્રામ હરદ્વાર જઇ ગોવીંદતીર્થની રાહ જોવાનો હતો: પણ હરદ્વારમાં કયાં રહેવું તે સવાલ ઉભો થયો. પંડિત રામચંદ્રએ મને કહ્યું, "તમે પહેલે લકનૌ જાવ. ત્યાં રાય બહાદુર શાલીગ્રામને મળો અને મારી આ ભલામણ ચીઠી દેખાડજો. રાય બહાદુર તમારા ઉતરવા રહેવાનો યોગ્ય બંદોબસ્ત કરી આપશે. હું પણ તમને

રજા મળવે હરદ્વાર આવીને મળીશ." મેં પંડિતજીનો ઉપકાર માન્યો. બધાને મળી ભેટી મેં બનારસ છોડયું.

## લકનૌ.

સવારે હું લકનૌ સ્ટેશનપર ઉતર્યો. બૅગ બિસ્તર કલોક રૂમને સ્વાધિન કરી હું શહેરમાં ગયો. રસ્તે એક સુંદર મંદીર હતું, જેમાં બૌધ્ધ સાધુ જણાયા. મારી જીજ્ઞાસા ઉશ્કેરાઈ અને હું તેમાં દાખલ થયો. એક બરમી સાધુએ મને પિછાણ્યો. તે કાંગડી ગુરૂકુલમાં હિંદી ભાષા શીખવા રહ્યો હતો, ત્યારે મને મળ્યો હતો. તેણે મને સારો આવકાર આપ્યો અને પૂજા આરતિનો સમય હોવાથી મને પણ પૂજાઘરમાં લઇ ગયો. ત્યાં બુદ્ધ ભગવાનની અતિ સુંદર આરસપહાણની મૂર્તિ હતી. આજુબાજુનો શૃંગાર કળાવંત અને મનમોહક હતો. ત્યાંની સ્વચ્છતા તો નમુનેદારજ હતી. પૂજા સમાપ્ત થવે, મારા બરમી મીત્ર ભિક્ષુએ મને પ્રસાદી આપી. તાજી મલાઇ, જલેબી, પોળી અને બદામ જે ભગવાન બુદ્ધને અર્પણ કરી હતી, તેનો અમે નાસ્તો કીધો. ધર્મગુરૂ અને પૂજારીઓએ પોતા માટે તર નવાલાનું સારૂં સાધન insure કરાવી રાખેલું જણાય છે.

ત્યાંથી હું રાયબહાદુરને ત્યાં ગયો. હરદ્વારની શાલીગ્રામ ધર્મશાળા અને અન્નક્ષેત્ર એમની માલેકીની છે. મને ત્યાં મારી ઇચ્છા હોય ત્યાંસુધી રહેવાની લેખીત પરવાનગી આપી. મને પારસી જાણ્યા છતાં, હિંદુ ધર્મશાળામાં ઉતારાની સગવડ કરી આપવાની મહેરબાની માટે, રાયબહાદુરની ધાર્મિક સહનશીળતાની સરાહના કરી, મેં ઘટતો ઉપકાર માન્યો.

## રામતીર્થ પબ્લીકેશન લીગ.

શાલીગ્રામ બહાદુરને ત્યાંથી નીકળી મેં સ્ટેશનનો રસ્તો પકડયો. વાટમાં 'રામતીર્થ પબ્લીકેશન લીગ' નામનું પાટિયું વાંચી, હું તે મકાનમાં દાખલ થયો. મી૦ નાયડુ નામના એક મદ્રાસી ગૃહસ્થે મને આવકાર દીધો. લીગના હેતુ, કાર્ય વગેરે સંબંધી મેં પૂછપરછ કીધી તો જણાયું, કે પ્રખ્યાત સ્વામિ રામતીર્થના કાર્યબંધુ અને પ્રવાસોના સાથી નારાયણ સ્વામિ અને બીજા વખાણનારાઓએ રામતીર્થનાં ભાષણો, લખાણો, જીવનચરિત્ર તથા પત્રો છપાવી ફેલાવવા માટે આ સંસ્થા સ્થાપી છે. મી૦ નાયડુએ મારી ઓળખ જાણવા ચાહી. મેં ટુંકમાં મારૂં

ગીશન સમજાવ્યું. ગી૦ નાયડુને બહુ રસ પડયો અને તેમને મને એક નોકર સોડે નારાયણ સ્વામિને ઘરે મોકલ્યો અને મારો પરિચય આપવા એક ચીઠ્ઠી પણ સ્વામિપર આપી.

નારાયણ સ્વામિએ મને સત્કાર દીધો. ન્હાવાનું પૂછ્યું. મેં સ્નાન કરી લીધું અને સ્વામિએ પોતાની પાસે બેસાડી ભોજન જમાડ્યું. સ્વામિનું શરીર ઉંચું અને તંદરોસ્ત જણાતું. ઘઉં વર્ણની ચામડીપર ઓળવેલો ભગવો પોશાક આ સન્યાસીને શોભતો હતો. એમનો પ્રફુલ્લિત, આનંદી સ્વભાવ, વાતચીત કરવાની ઢબછબ અને સભ્યતામાં સ્વામિ રામતીર્થની રહેજ અસર જણાતી. સ્વામિ હાલમાં એક સંસારી જેવું જીવન ગુજારતા જણાય છે. કયાં 'રામબાદશાહ'નાં લખાણોમાંની આઝાદી અને કયાં નારાયણ સ્વામિની હેજગારી! વિધવા યજમાનનાં કુટુંબની કચકચ, છાપાખાનું ચલાવવાની ખટપટ, રેલ્વે કામદાર યુન્યનના ઝઘડા અને બીજાં સત્તર લફરાંમાં નારાયણ સ્વામિ બાપડા વિંટળાયલા, ગુંચવાયલા જણાતા. મને લીગનાં મકાનપર લઇ ગયા. માળપરનો એક સ્વચ્છ ઓરડો મારે હવાલે કર્યો અને બે ત્રણ દિવસ લક્નૌ રહી જવાનો આગ્રહ કર્યો. મારો સામાન સ્ટેશનપરથી મંગાવી આપવાનો બંદોબસ્ત કીધો. મને 'મસ્તરામ'ની લાયબ્રેરી દેખાડી, પોતે કામે ચાલી ગયા. દિવસભર તો એઓ પ્રજા ઉપયોગી કામમાં રોકાયલા રહે છે એટલે રાતના વાળુ કર્યા પછી મારે માટે બે ત્રણ કલાક ફાજલ પાડતા હતા.

શરૂઆતમાં મેં મારી માનસિક હકીકત સ્વામિને કહી, મારી સફ્ળતા નિષ્ફળતા વર્ણવી અને જાણવા ચાહ્યું કે આ સૃષ્ટિ શા માટે હસ્તીમાં આવી હશે? તે કેમ ઉપજ થઇ હશે? કોઇ કારીગર કાચી વસ્તુમાંથી તરેહવાર ઘાટ બનાવે છે તેમ સૃષ્ટી બની (created) હશે? યા જેમ એક દિપકમાંથી અજવાળું અને ઉષ્ણતા બાહેર પડે છે તેમ આ જગત ઉદભવી (emanated) હશે? યા જેમ ધુમસ, વાદળાં ખુલી જવે દૂરના પહાડો નજરે પડે તેમ પ્રગટ (manifested) થઇ હશે? યા જેમ અગ્નિની ચેહમાંથી એક ચીંગારી બાહેર ઉડી પડી થોડો વખત પ્રજળ્યા કરે તેમ projected હશે? યા **પુરૂષની** સાથે સાથે અનાદિ કાળથી સ્વયંભૂ હસ્તી (co-eternal, co-existent) ધરાવતી હશે? યા કોઇ બીજીજ તરેહ વ્યાપી હશે? આ દૃશ્યમાન જગત (phenomena)ની

રચના, યોજના plan શું હશે? તે યોજના અનુસાર ચાલવાનો ક્રમ, રીત, process શું હશે? આ અને એ ઉપરથી નીકળતા બીજા અનેક ઉપ-પ્રશ્નો પૂછ્યા.

નારાયણ સ્વામિએ કહ્યું, "સૃષ્ટિ શા માટે અને કેમ પેદા થઇ તે, તે માલેકની યોજના, જાણવાનો આપણ બંદાઓને અધિકાર નથી. આપણું કામ તો તે સરજનહારની આજ્ઞાનુસાર જીવન ગુજારવાનું છે."

મેં કહ્યું, "આ કેવો ગુલામી નિરાશાવાદ! જો આપણે યોજના સમજી શકયે નહીં તો અનુકુળ જીવનક્રમ કયો તે જાણીજ કેમ શકયે? તે 'સરજનહારની આજ્ઞા' શી હશે તે કેમ જાણ્યે? કોણ સાંભળવા ગયું હતું? અમુક આજ્ઞાજ ખરી અને અમુક સાચી એમ કેમ જાણ્યે?

"વળી જો યોજના જાણવાનો માણસનો અધિકારજ નથી, તો પ્રાચીન પીર પયગમ્બરો, ઋષિ મુનિ વગેરે આપ્ત પુરૂષોએ સૃષ્ટિની યોજના અનેક રીતે સમજાવી છે, અનેક વિવરણ (theories) આપણી આગળ રજુ કર્યા છે. તો તે મહાપુરૂષોએ કાં નહિ તમારી દલીલ પ્રમાણે કહ્યું કે, 'ભાઇઓ, યોજના જાણવાનો માનવીનો અધિકાર નથી.'

"ઉપરાંત સૃષ્ટિની હસ્તીનું કારણ જાણવાની ઉત્કંઠા સ્વભાવિક છે, કુદરતી છે, તો તે પાર પણ પડવી જોઇએ. સ્વામિ રામતીર્થના ઉપદેશ વેદાન્ત મત અનુસાર તમો જણાવો છો તો, આ વાત તો તે સિધ્ધાંતથી વિપરીત જણાય છે. વેદાન્તમાં માનવીનો બ્રહ્મ સાથેનો સંબંધ, શેઠ અને નોકર જેવો, નથી સ્વિકાર્યો, તથા જગતને મિથ્યા લેખાવી, તેની હસ્તીજ એવી ચાલાકીથી ઉડાડી દીધી છે કે તેની યોજનાના પ્રશ્નને જગ્યાજ રહેતી નથી. ખયર! યોજનાનો સવાલ પડતો મેલ્યે પણ પેલી આજ્ઞાનું શું? કયો જીવન ક્રમ સ્વિકારવો? રામ બાદશાહની આઝાદી યા તમારો ક્રમયોગ?........"

આ પ્રમાણે ત્રણ રાત કલાકો સુધી અંગ્રેજી ભાષામાં ચર્ચા ચાલી. સ્વામિએ કેટલીક વિલક્ષણતા (anomalies) ખુલ્લાં દીલથી સ્વિકારી. અદ્વૈતવાદની કેટલીક મુશકેલી હજી ઉકેલાઇ નથી અને તે પાયારૂપ મુશ્કેલીઓ છે. બનવાજોગ છે કે કાંઇ નવી રોશનીથી અદ્વૈતવાદને પુષ્ટિ મળે યા તદન ખંડન મળે. અદ્વૈતવાદ ભાવપ્રધાન (idealistic) હોવાથી સમાજ તેને અપનાવી શકતી નથી. રામ બાદશાહ વિદ્વાન પ્રોફેસર હતા

અને ઉભરાતી છળકાતી લાગણીઓ (emotions) ના આવેશમાં અદ્વૈતવાદનો આદર્શ સુંદર રીતે ગાતા, વ્યહવારમાં નારાયણ સ્વામિએ રામતીર્થનો આદર્શવાદ નામંજુર રાખ્યો છે. આગળ ચાલતાં સ્વામિ રામતીર્થના બીજા ગોથ્યા આનન્દ સ્વામિ સાથ મુલાકાત કરીશું, રામતીર્થ હિમાલયમાં જ્યા જ્યાં રહ્યા હતા તે જગ્યાએ જઇશું, ત્યાંના લોક પાસેથી આ પ્રખ્યાત સન્યાસીની દીનચર્યાનું અવલોકન કરીશું અને સ્વામિ રામતીર્થના છેવટના જળ પ્રવેશ સંબંધી સામસામાં મત તપાસીશું.

નારાયણ સ્વામિએ યોગવાશિષ્ટ, Walt Whitman, Emerson નાં પુસ્તકો વાંચવા સૂચવ્યાં. એઓ રાય બહાદુર શાલીગ્રામની ધર્મશાળાના એક ટ્રસ્ટી હોવાથી, મને એક બીજી વધુ મદદ કર્ત્તા ભલામણ ચીઠી પણ આપી. અમો ઘણા પ્રેમ સાથે ભેટી છૂટા પડયા. અને મેં હરદ્વાર તરફ હેયુ લીધું.

હરદ્વારમા મને શાલીગ્રામ ધર્મશાળામાં એક સ્વતંત્ર ઓરડો, ચારપાઇ અને ચટાઇ સાથનો મલ્યો. બનારસ યુનિવરસીટીના ધર્મશિક્ષક પંડીત હરીરામ પાંડેએ મને હરદ્વાર સરકારી ઑસ્પીટલના ડૉકટર પીતાંબર પંત ઉપર એક ભલામણ પત્ર આપ્યો હતો, જેમાં હરદ્વારના સારા સારા સાધુસંતો સાથ મારો ભેટો કરાવવા લખ્યું હતું. તદ્દનુસાર હું ડૉ૦ પંતને મલ્યો. ડૉકટરને પોતાના ધંધાની રૂએ તથા પોતાના શોખને પરિણામે ત્યાંના સન્યાસી, વૈરાગીઓ સાથ સારી ઓળખપાળખ હતી. પરંતુ આ મહાત્માઓ માટે એઓ ઉંચો મન ધરાવતા ન હતા. ડૉકટર પોતે પણ પ્રત્યક્ષવાદી હતા અને બાતેનમાં ખરી હકીકત શું હશે તે જાણવા આતુર રહેતા. પરંતુ પોતાના ધંધાની રોકાણ કારણે આત્મજ્ઞાન પર વધુ ધ્યાન આપી શકતા ન હતા. ભલા ડૉકટરે સાંજે મારી ઓરડી પર વળતી મુલાકાત આપી. મારી ખોલીમાં એક ખાટલી સિવાય બીજું રાચરચીલું ન જણાવે, ટેબલ ખુરશી વગેરે મોકલી આપવાની માગણી કીધી, જે મહેરબાની મેં ઉપકાર સાથે ના પાડી. ત્યાંથી અમે સાથે ફરવા ગયા. 'હરકી, પૌડી' [હરદ્વારમાં ગંગાસ્નાનની સૌથી પવિત્ર ગણાતી જગ્યા] દેખાડી, તેની સાથમાં એક પુલથી જોડાયલા ચબુતરા (platform) વાલા એક નાનકડાં ટાપુ પર મને લઇ ગયા. દાખલ થતાંજ હિંદુઓ સિવાય બીજા-

એને મનાઇનું પાટયું વંચાયું. ડૉકટરે કહ્યું, "પારસીઓ હિંદુજ છે, આર્ય છે, અને ખાસ કરી તમારા જેવા જીજ્ઞાસુ માટે કોઇને કશો વાંધો હોઇ શકે નહીં."

## મુવેલાં સાથ સંદેશા.

બીજે દિવસે ડૉ૦ પંતે કહેણ મોકલ્યું કે એક વિદેહી આત્માઓ સાથ સંબંધ જોડી આપનાર (Spiritualist) હરદ્વારમાં આવ્યા છે અને આજે સાંજે 'ગંગા સભા'ના ચુંટી કહાડેલા સભાસદો સન્મુખ પ્રેતાવાહનના પ્રયોગો કરી દેખાડવાના છે, માટે જો તે બાબદમાં રસ હોય તો આવવું. હું ઘણી ઉલટથી ઠેડવેલે સમયે ડૉક્ટરને ત્યાં ગયો. સંધ્યાકાલે અમે ગંગા સભાનાં મકાનપર ગયા. એક હલકી ત્રણ પૈયાની મેજની આસપાસ એક સ્થાનિક દુકાનદાર, ત્રણ શ્રીમંત પણ અભણ પંડા, મુંવાંઓના કાસદ, તેમનાં ધર્મપત્નિ અને એક મદદનીશ મળી સાત જણાં ગોઠવાઇ બેઠાં હતાં. 'સિયાંસ'ની બેઠક શરૂ થઇ ગઇ હોવાથી ડૉકટર તથા હું ચૂપકીદીથી, શું બનતું તેનું અવલોકન કરતા પાછળ ઉભાજ રહ્યા. કાસદે સર્વને હાથો પહોલા કરી, અલગા ટેબલપર ધરવા સૂચવ્યું. એક પંડાના ગુજર પામેલા વડીલનાં રૂહને વિનંતિપૂર્વક આવાહન કર્યું.

"આપજ પંડિત ગૌરીશંકર છો? જો હોવ તો ટેબલ ત્રણ વખત ઉંચકાજો." કાસદે પ્રેતને અરજ કીધી.

ટેબલના બે પગ ઉચકાયા અને ટેબલ બરાબર ત્રણ વખત ઢળી.

"અમુક સંદેશો લખાવવાની કૃપા કરશો? 'હા'ની ઇચ્છા હોય તો ટેબલ બે વખત વાંકી થજો."

તાબેદાર ટેબલ આબાદ બે વખત હાળી. હવે કાસદે હિંદી બારાખડીનો એક ખરડો ટેબલપર પાંથર્યો અને એક ઝીણા પૈડાવાલું લાકડાનું યંત્ર (planchet) તેપર મેલ્યું. આ પાટીયાંપર પેલા પંડાને અલગો હાથ મેળવા સૂચવ્યું, અને કાસદે ઓરડામાં હાજર થયલાં અણદીઠ રૂહને પ્રશ્નો પૂછ્યા, આ એક ગંભીર પળ હતી. પંડાનો શ્વાસ રહેજ ઉશકેરાયલો જણાતો. શું પેગામ મળશે તેની અપારૂ અજાયબીમાં મારો દમ તો ક્ષણભર રોકાઇ ગયો. પ્લૅનશૅટ રહેજ હાલ્યું પણ કશો સંદેશો મલ્યો નહી. કાસદે તરેહવાર આજીજી કીધી પણ પંડાના

હાથો આડાઅવળા રહેજ ફરવા સિવાય કાંઇ ઉકેળી શકાય એવો એક શબ્દ પણ બનાવી શકયા નહી. કાસદનાં ધર્મપત્નિએ હવે પ્લૅનશેટનો હવાલો લીધો અને જાણે જડ પાટયું ચેતન બની ગયું. સ્વરોપરથી વ્યંજનપર અને પાછા સ્વરવ્યંજનો પર આમ તેમ ફરી અનેક શબ્દો બનાવ્યા. સાધારણ ક્ષેમકુશળતાના ઉત્તરો મલ્યા પણ બીજા સવાલોનો કશો અર્થ-સૂચક સંદેશો મળ્યો નહીં. પ્લૅનશેટ અનેક પ્રયત્નો પછી બાજુ ગોઠવાયું અને પાછા ટેબલપર હાથો ગોઠવાયા.

"આપ વાત કરવાના મિજાજ (mood)માં નથી શું ? જો તકલીફ લેવાની ઇચ્છા ન હોય તો ટેબલ પાંચવાર ફડકજો." અને ખરેજ પાંચ ગતિ ગણાઇ. કાસદે 'સિયાંસ'ની આજની બેઠક વિસરજન કીધી. ભવિષ્યમાં એક બીજો પ્રયોગ દેખાડવાનું વચન પેલા પ્રેતોના પેગામચીએ આપ્યું અને વિદ્રોહીઓના ફાંટા સંબંધી બચાવરૂપી ખુલાસો કર્યો. બાદ પેલા મદદનીસે પ્રેતાવાહન મંડળના સભાસદ બનવાના ફૉર્મ પંડાઓ અને દુકાનદાર પાસ ભરાવી, 'તુર્ત દાન મહા પુન'ના સોનેરી નિયમ મુજબ વર્ગણી પણ રોકડી ત્યાંને ત્યાંજ વસુલ કરી લીધી, અને ખેળ ખતમ થયો.

બાહેર નીકળી ડૉકટરે મારી સાથે ચર્ચા શરૂ કરી, "આમાં કાંઇ ફગાઇ હશે ? ટેબલ હીગી ત્યારે મદદનીસના હાથના સ્નાયુઓમાં ખેંચાણ અને ગતી તમે નહીં તપાસી ? વળી મદદનીસની સામેના ટીરપાઇના પગો ઉંચકાયા હતો. બનવાજોગ છે કે સામે બેઠેલા કાસદે પોતાના પગોની પણ સહાયતા લીધી હોય. અને જુવોની પ્લૅનશેટનો પ્રયોગ તો નિષ્ફળ ગયો...અને વળી સભાસદો બનાવી, ફી, તુર્ત વસુલ કરી લેવાની ઉતાવલ, આ ગંભીર બાબદને ધંધાદારી સહાસ (commercial enterprise)નું રૂપ આપવા જેની જણાતી નથી ?..."

મેં કહ્યું, "Spritualism પ્રેત વિદ્યા માટે મેં જે સાંભળ્યું છે, જે વાંચ્યું છે, તેની શોધખોળમાં જે મોટા પ્રતિષ્ઠિત 'સાયન્ટીસ્ટો' અને વિદ્વાનો લાગ્યા છે, તેઓએ જે મત ઉચ્ચાર્યા છે, તથા પૂર્વનાં પુરાણાં શાસ્ત્રોમાં પણ આ પ્રેતયોનિ વિષે ઉલ્લેખ મળી આવે છે તે સઘળું જોતાં, આ બનાવો અને વાતોને પહેલી નજરેજ રદ્દ કરવી, ખોટી લેખાવવી એ સત્ય-શોધકની વળણ નહી ગણાય. તેમજ પૂરતી તહેકીક વગર અંધ-

શ્રદ્ધાથી, અપૂર્ણ અવલોકનથી, તેપર મોહિત બની જઇ માની બેસવું એ પણ વિજ્ઞાનીને શોભે નહિ. પ્રેતાવાહક આપણને બીજી બેઠકમાં ભાગ આપવાના છે તે વેળા વધુ બારીકીથી નિરિક્ષણ કરી શકાશે. કઇ કઇ પૉઇન્ટ ખાસ તપાસવી તે આપણે અગાઉથી નક્કી કરી રાખશું અને ખુલ્લું મન રાખી ખરી વાત શું છે તે જાણવાની કોશેશ કરીશું."

મારી ધર્મશાળામાં લાહોરવાલા પ્રોફેસર દોલતરામ ગુપ્તા તથા એક સીલૉનના જવાન મી○ ચીનૈયાહ ઉતર્યા હતા. એઓ મારી હીલચાલમાં બહુ રસ લેતા. અને રાતે સાથે મલી ચર્ચા કરતા હતા. મેં 'સિયાંસ'ની વાતો વર્ણવી; મી○ ચીનૈયાહ એ આ બાબદ ઉપર ઘણું વાંચેલું જણાયું. તેવણ પ્રેતવિદ્યાને ઠગાઇ લેખાવતા અને ટેકામાં Joseph McCabe અને બીજા વિરોધીઓનાં મત ટાંકતા. પ્રોફેસર ગુપ્તા સ્પીરીટ્યુઍલીઝમમાં માનતા હતા. એક માનનાર, એક નહી માનનાર, અને એક પૂરી તપાસ કર્યા પછી મત બાંધનાર એવા અમો ત્રણની ત્રગડી પેલા ગુજરેલાંઓ કાસદને ત્યાં ગઇ. રસભરી ચર્ચા જાગી. કાસદે પોતાની નોંધપોથી અમુને દેખાડી જેમાં યુનાની ફીલસુફ સોક્રેટીસ, અંગ્રેજ વિદ્વાન બેકન, મહારાણી વીક્ટોર્યા, દેશભક્ત દાદાભાઇ નવરોજી, સ્વામિ રામતીર્થ, કાસદનાં પહેલાં પત્નિ તથા બીજાં જાણીતાં ગુજર પામેલાંઓ સાથની વાતચીતની તારીખ વાર સાથની નોંધ હતી.

મજકુર નોંધ પ્રમાણે સ્વામિ રામતીર્થનું રૂહ પાંચમાં લોકમાંથી સંદેશો પુગાડતું, "બસ, ૐ જપ્યા કરો!"

પ્રેતના પેગામચીનાં પત્નિ તો રામતીર્થ કરતાં પણ આગળ વધેલાં જણાતાં. તેણી સાતમાં લોકની આલમમાં દરરોજ સવારે ચાર વાગામાં ઉઠે છે. શૌચ સ્નાનાદિ નિત્ય કર્મ કરી પૂજામાં બેસે છે. પછી નાસ્તો ખાઇ મંદીરે જાય છે. ગુરૂ આગળ પાઠ કરે છે. જમ્યા પછી બપોરે લેટી પણ જાય છે. સાતમાં ભૂવનમાં દુધ, ભાત, સાકર, ફળ વગેરે સાત્વિક આહાર આરોગે છે. ટુંકમાં આ દુન્યાની માફક પણ શુદ્ધતર જીવન ગુજારે છે. વળી 'સિયાંસ' માટે ફર્યાદ કરે છે, "તમો ઘડી ઘડી મને બોલાવો છો તેથી મારા ગુરૂજી ખીજાય છે."

આ બધું સાંભળી મી○ ચીનૈયાહ તો ધુમ હસ્યા અને કેટલીક બાતકી ઠેકડી કરવા લાગ્યા. મેં વચ્ચે પડી કહ્યું, "આ ગંભીર બાબદ એમ હસી-

કાઢવી જોઇતી નથી. પચાસ વર્ષની વાતપર તાર વગરના સંદેશા (radiograms) પણ હસી કાઢવામાં આવતા હતા..."

આ ઉપરથી પેગામચી મારા પર પ્રસન્ન થયા. મેં ઝટ પાટો બદલાવી નાખ્યો અને પૂછ્યું, "આ પ્રયોગોને આધારે તમો શું નિર્ણય ઉપર આવ્યા છો ? તમો પુનર્જન્મમાં માનો છો કે ?"

'હા 'નો જવાબ મલવે, મેં વધુ પૂછ્યું, "તમારાં મત પ્રમાણે એક માણસ જલદીમાં જલદી અને મોડાંમાં મોડું કેટલા વખત પછી પાછો જન્મ લેછે ?"

કાસદે જવાબ વાળ્યો, "૧૫ થી ૧૨૫ વર્ષમાં."

મેં પાછું પૂછ્યું, "જે રૂહોએ આ પૃથ્વિપર પાછો જન્મ લીધો હોય તેઓ સાથ તમો રૂહાની સંબંધ રાખી શકોકે ?"

કાસદે કહ્યું, "નહિ, એકવાર રૂહ કોઇ શરીરમાં પ્રવેશ કરે તે (physical) ઇહલોકમાં આવે છે તેથી પછી તેની સાથે રૂહાની વાતચીત હોઇ શકે નહી."

આ ઉપરથી મેં સવાલ ઉઠાવ્યો, "તમે બેકન અને સોક્રેટીસ સાથ સંદેશા ચલાવવાની નોંધ કીધી છે તે કેમ ? તેઓ તો આજે સદીઓ થયાં ગુજર પામ્યા છે."

આ મુશકેલી બધાને પસંદ પડી અને ચીનૈયાહ તો આ દલીલ પકડીને કુદી પડયા, "કેમ, હવે તમારી ખાતરી થતી નથી કે આ બધી વાતો હંબગ છે ?........" વગેરે લંબાણ લવારો કરવા લાગ્યા.

મેં તેમને વાળ્યા અને કહ્યું, "ક્ષમા! મી૦ ચીનૈયાહ, આટલી બધી ઉતાવલ કરવાની શી આવશકયતા ? આમ ઝડપી અનુમાનો પર કુદવાનું (Jumping at hasty conclusions) તકરારના તરીકાથી ઉલટું ગણાય. આ પ્રેતાવાહક વિદ્વાન છે. યુનિવરસીટીના પદવીધર (graduate) છે. તો એકદમ આવી વિપરીત (inconsistent) વાતો મુસ્તકીમ કારણો વગર કરે નહી. ધીરજ ધરો અને એમનો ખુલાસો શાંતિથી સાંભળો પછીજ મત બાંધો."

મી૦ ચીનૈયાહની ઉતાવલી વર્તણુકનું નિમિત્ત લઇ, કાસદે વાતો કરવાની સાફ ના પાડી, અને ગરમ થઇ ગયા. શાંત પડતાં પોતાની સારી સરટીફીકેટો અમુને દેખાડી, આ પ્રમાણે આ દિવસે પણ કાંઇ જાણવાજોગ મેળવ્યા વગર છૂટા પડયા.

પાંચ સાત દિવસ પછી કાસદ અને તેમનાં પત્નિ ખુદ મારા રૂમ-પર ધર્મશાળામાં મળવા આવ્યાં. આ વખતે પ્રો૦ ગુપ્તા તથા મી૦ ચીનૈયાહ હરદ્વાર છોડી ગયા હતા. કાસદે મારી વૃત્તિનાં વખાણુ કર્યાં અને કહ્યું, "તમારામાં લોહચુંબિક શક્તિ ઘણી છે. એક સ્પીરીટ્યુ-ઍલીસ્ટ તરીકે તમો બહુ ફ્તેહમંદ નીવડી શકશો. તમારો બાહ્ય દેખાવ, તમારી ઢબ છબ, વાત કરવાની શાંત રીત, તમારી કેળવણી, પ્રેક્ષકોનાં ચિત્તાકર્ષણ કરે એવી છે. તમો આ કામમાં નહિ જોડાવો ?"

મીસીસ કાસદે પણ એમનાં શબ્દોનું સમર્થન કર્યું. મેં ટુંકમાં મારી ભ્રમણનું પ્રયોજન સમજાવ્યું અને કહ્યું, "મારી શોધ જુદીજ દિશામાં છે તેથી તમો મહેરબાનો સાથ જોડાવામાં શો લાભ ?"

'લાભ' શબ્દને વળગી પડી પ્રેતોના પેગામચીએ અનેક લાભો ગણાવ્યા. ત્યારેજ દેખું બીલાડી કોઠળામાંથી બાહેર પડી. "તમારી લાંબી જટા, દાઢી, મુછ, ગોરો ચ્હેરો, એંચાણુકારક પોશાક, લોકમાં ઝટ વિશ્વાસ પેદા કરી શકે એવાં છે. તમો ફ્તેહમંદ કાર્ય કરનારા થઇ શકશો. લોકમાં તમારી પ્રતિષ્ઠા વધશે અને તમને પૈસાની કશી તંગી પડશે નહી. અમારી સાથ રહેવા ફરવાથી તમો ટુંક સમયમાં આ કામમાં પ્રવિણ થઇ શકશો. તમારા જેવાને સાથે લેવામાં અમુને પણ ફાયદો થશે..."

મેં કહ્યું, "હું સત્ય-શોધક છું, પૈસા અને પ્રતિષ્ઠાજ જોઇતાં હતે તો મારાં વતનમાંજ રહી તેની પાછળ મંડતે."

મારી આ નબળાઇ સ્હેજમાં પામી જઇ કાસદ ભાઇએ બીજી લાલચ દેખાડી, "પ્રેત વિદ્યામાં પ્રવિણ થવાથી તમો જાતે અદૃષ્ય આલમને પ્રસક્ષ કરી શકશો. પીર પયગમ્બરો સાથ સીધો સંબંધ જોડી ખરેખરી હકીકત શું છે તે જાણી શકશો. જ્યારે તમો પાતે સત્યનો સાક્ષાત્કાર કરશો ત્યારે તમારા સંદેહ સઘળા નિવૃત થઇ જશે. આથી તમો જનસમાજનું પણ ભલું કરી શકશો. તમારાથી અનેક દુઃખીઓને દિલાસો મલશે..."

હવે હું ડગમગ્યો, આ દલીલે મારાં મનપર મજબુત અપીલ કીધી. મેં કહ્યું, "જો તમે કહો છે તે સાચું હોય તો હું તમારી સાથ જોડાવા રાજી છું. પણ સાથે સાથે પહેલાંથીજ કહી દઉં છું કે જો મને આમાં કાંઇ જુઠાણું, ઢોંગ જણાશે તો તુર્ત છુટો પડીશ અને આની અસત્યતા જાહેર પણ કરીશ."

કાસદે તે કબુલ્યું અને કહ્યું, "પરમ દિવસે અમો દેહરાદુન જવાનાં છીએ. એક માનવંત સરકારી બ્રાહ્મણ ઓધ્ધેદારને ત્યાં ઉતરવાનાં છીએ. ત્યાં ગયા પછી તમારા ઉતારા માટે પણ બંદોબસ્ત કરાવી તમુને બોલાવશું."

અમારી ધર્મશાળામાં ઉતરેલા એક ભણેલા વૃધ્ધ ગૃહસ્થ મી. વાસુદેવને મેં આ મુલાકાતની સઘળી વાત કહી. જમાને ખાધેલ વાસુદેવે મને તુર્ત કહ્યું, "સઘળું તો તમે ઠીક કીધું પણ છેવટમાં કાચું કાપ્યું. 'પાખંડ માલમ પડશે તો પ્રગટ કરીશ' એમ કહેવાની કશીજ જરૂર હતી નહી. ઉલટ દેખાડી ઝટ જોડાઇ જવું હતું; માલમ તો પડતે કે આ ધંધામાં શું ભેદ છે. પછી ખોટારૂં જણાવે જાહેર કરવામાં કોણ તમારા હાથ ધરવાનું હતું? તમારા આ ઉતાવળ્યાં બીન જરૂરી કથનથી આ કાસદ બીચકી જશે અને હું આગાહી કરવાની હિંમત કરૂં છું કે તે તમુને હવે બોલાવશેજ નહી."

અને થયું પણ તેમજ. કાસદ તો જાણે ખરેજ મુવાંઓની ખબર લેવા ગયા. ખયર!

## સ્વામિ બ્રહ્માનન્દ ભારતી B. A.

'હરકી પૌડી' સામેના સહેલ કરવાના પ્લૅટફૉર્મ પર રોજ સાંજે સાધુ, સંતો, જાત્રાળુઓ, પંડા, મીઠાઇ મેવાવાલા, વગેરેનો દીલખુશ મેળો ભરાય છે; આ જાણે હરદ્વારનું ચોપાટી છે. ત્યાં ખુલ્લી હવામાં અનેક સાધુઓ, કથાકારો, ભાષણો, ભજનો કરે છે. લાલા વાસુદેવ સાથે હું રોજ સાંજે ચબુતરાપર જતો અને અમે વ્યાખ્યાનો સાંભળતા તથા સાધુઓ સાથ સતસંગ કરતા. એક દિવસ 'અખીલ હિંદ સાધુ મહામંડળ'ના સેક્રેટરી સ્વામી બ્રહ્માનન્દ ભારતી B. A. ખુલ્લી હવામાં ભાષણ કરતા હતા. વાસુદેવે ટીકા કીધી "સન્યાસાશ્રમમાં બીજો જન્મ લીધો છતાં, Big Ass બી. એ. નાં પૂર્વાશ્રમની દૂમ (પૂંછડી) હજી છેલ્લી નીશાની (vestige) તરીકે ચીટકી બેઠી છે." અમો વ્યાખ્યાન સાંભળવા ઉભા. દશ પંદર મિનિટ પછી બીજા સાધુને ભાષણ માટે ઉભો કર્યો. શ્રોતાઓમાં મને શુધ્ધ સફેદ સ્વદેશી ખાદીમાં લાંબી દાઢી ને જટા સાથે જોઈ, મારા બાહેરના દેખાવથી ખેંચાઇ ભારતી સ્વામીએ મને સત્કારથી પોતાની પાસે બોલાવી બેસાડયો. તથા કાંઇ વ્યાખ્યાન આપવા

સુચવ્યું. એક જોખમદાર મંડળના મંત્રી, મારી કશી પણ ઓળખ અને વિચારો તથા લાયકાત જાણ્યા વગર મને ભાષણ આપવા ઉભો થવા ફરમાવે, તે મને વિચિત્ર લાગ્યું. છતાં મેં નમ્રપણે માંગણીનો ઉપકાર સાથે અસ્વિકાર કરતાં કહ્યું, "મહારાજ, હું પોતે હજી નિશ્ચયાત્મક બન્યો નથી. મારા મનમાં શંકાઓનો ગુંચવાડો ભારી છે. તેથી વ્યાખ્યાન આપવાનો મારો અધિકાર નથી."

આ ઉપરથી તે પ્રચારકે મારી મુશકેલીઓનું સમાધાન કરવા સારૂં સતસંગ માટે અમુક વખત મુકરર કર્યો. નિમેલે સમયે હું સ્વામી પાસે ગયો પણ એઓ ભલતીજ રોકાણમાં હતા. ત્યાર પછી પણ સ્વામિએ બીજા બે વાયદા કીધા પણ કાંઇને કાંઇ નિમિત્તે ચર્ચા થઇ શકી નહી. સાધુ સભાના આ સેક્રેટરી સાહેબની સમયસાવધતા (Punctuality,) ના અભાવના બચાવમાં વિચિત્ર દલીલ હતી, "અમે આઝાદ આદમીઓ 'ઘડીઆળના ગુલામ' થોડા છીએ!" આમ બોલી ખડખડ હસી, વળી બીજો વાયદો કર્યો. અગવડ માટે મનમાં ચીડ તો ચઢી હતી, પણ નવું સૂત્ર સાંભળવાનું મળ્યાથી રમુજ પડી. હું ચોથી વખત ભારતી સ્વામી પાસે ગયો, આ વેળા એક બીજા પણ અંગ્રેજી જાણનાર મદ્રાસી સન્યાસી હાજર હતા. બહુ બોલા અને સત્તા પ્રેમી જણાતા. મુંબઇના અમુક ભાટીયા શ્રિમંતોની ઓળખ આપી પોતાનો પ્રભાવ જમાવવાની પ્રયત્ન કરતા.

ભારતી સ્વામિએ આરંભમાં કેટલાંક સિધ્ધાંત axioms તરીકે રજુ કર્યાં. આ નિવેદન સ્વયંસિધ્ધ તરીકે કેમ લેખાય, એવા મારા સવાલના ઉત્તરમાં વેદનું પ્રમાણ પેશ કીધું.

"વેદો ઇશ્વરોકત શાસ્ત્ર (revealed) છે માટે તેને પ્રમાણની જરૂરજ નથી." મદ્રાસી સ્વામિએ ઠરાવીને સ્થાપિત કર્યું.

મેં શાંતિથી પણ મક્કમપણે જણાવ્યું, "સ્વામિજી, તમારી સમજ (conception) પ્રમાણેના ઇશ્વરના અસ્તિત્વપણા માટે જે જીજ્ઞાસુ, નિશ્ચયાત્મક નહિ હોય, તેઓ આગળ 'વેદ ઇશ્વર પ્રેરિત છે' એ યુક્તિ કેટલાં વજનની?

"વળી બે ઘડી ચર્ચાને ખાતર માની લઇયે કે તમારી વ્યાખ્યા પ્રમાણેનો ઇશ્વર છે. પણ તેણેજ વેદો આપ્યાં એમ શા ઉપરથી સિધ્ધ થાય? બીજા ધર્મવાળાઓ પણ પોતાના શાસ્ત્રોને ઇશ્વરોકત લેખાવા

માગે છે તેનું કેમ? તો તેમાં ખરૂં કોણ? જો બધાંજ શાસ્ત્રો ઇશ્વર પ્રેરિત હોય તો જુદાં જુદાં મત શા માટે?"

મદ્રાસીજીએ કહ્યું, "વેદ સૌથી પુરાણા છે. બાકી બીજાં બધાં ધર્મશાસ્ત્રો વેદને આધારે લખાયલાં છે. મલેચ્છ શાસ્ત્રકારોએ વેદોમાંથી વિચારો ઉછીના લીધા છે, બલ્કે ચોરી લીધા છે."

મેં નિવેદન કર્યું, "વેદ સૌથી જુનાં છે કે અવસ્તા ભાષામાં લખાયલા જરથોસ્તીઓના ગાથા, તે બાએ પૂર્વ પશ્ચિમના વિદ્વાનો, ભાષા-શાસ્ત્રિઓ, ધર્માભ્યાસીઓ આજ સુધી એકમત નથી. અને કોઇપણ આજસુધી નક્કીપણે પુરવાર કરી શકયું નથી કે સૌથી જુનું શાસ્ત્ર કયું.

"વળી જુનું નવું એ કસોટી સર્વમાન્ય નથી. મુસલીમ ભાઈઓ દાવો કરી શકે કે કુરાન શરીફ સૌથી છેલ્લો ઇશ્વરનો પેગામ હોવાથી સર્વેને માન્ય હોવો જોઇએ. માણસ પ્રગટીકરણમાં આગળ વધ્યું તેથી તે વધારે ઉચ્ચ આત્મિક વિચારો ઝીલી શકે કરીને ઇશ્વરે ઉચ્ચતમ પેગામ હજરત સાહેબં પાસે છેવટનો મોકલ્યો છે, જેપર શ્રધ્ધા રાખી માનવો જોઇએ."

મદ્રાસી સન્યાસીએ જરથોસ્તી ધર્મ અને તવારીખ જાણતા હોવાનો પોકળ દાવો કરી, "સઘળાં ધર્મશાસ્ત્રોમાં આગળા ધર્મ માટે ઉલ્લેખ આવેલા છે, જ્યારે વેદજ માત્ર એક એવું શાસ્ત્ર છે કે જેમાં આગળા ધર્મનો સ્હેજ પણ ઇસારો નથી. તેથી વેદ સૌથી પ્રાચીન છે અને તેથી માનનિય છે."

જરથોસ્તી શાસ્ત્રોમાં આગળી પઓરિઓતકેશી દીનનું વર્ણન છે, એમ જાણવા છતાં મે સ્વામિજીને ચેલેન્જની ઢબે પૂછ્યુ, "જરથુસ્ત્રના ગાથામાં અને પ્રાચીન અવસ્તામાં કોઇ પણ વધુ જુની, વધુ સનાતન, દિનનો સ્હેજ પણ ઇશારો ટાંકી શકશો?"

વિદ્વાન સ્વામિ હવે ડગમગ્યા, "હું, મેં એમ સાંભળ્યું છે. હા, કદાચ ગાથા અને વેદ સમકાલી પણ હોય."

"કદાચ ગાથા વેદથી વધુ પ્રાચીન પણ હોય!" મેં કહ્યું.

મેં વધુ દલીલ ચલાવી, "સ્વામિજી, આપ સુની સુનાઇ વાતોથી તર્ક કરોછો, એ ભાગ્યેજ વાજબી ગણાય. વળી હું કાંઇ લ્હાં તમો પાસે કયો ધર્મ જુનો અને કયો નવો તેની તકરાર કરી સભા જીતવા કે

હારવા આવ્યો નથી. તેથી આપણી ચર્ચા આગળ ચલાવવા ઘડી ભર સ્વિકારી લઇએ કે ઇશ્વર છે, વેદો ઇશ્વરોક્ત છે. વેદો સૌથી પ્રાચીન અને માનન્ય છે. પણ વેદો લખાયાને હજારો વર્ષ થઇ ગયાં છે, આ વેદો ચાર ચોપડીઓની સંકોચિત સીમામાં સમાઇ રહ્યાં છે, તે આજનાં વેદો, છેક અસલથી કશી પણ ભૂલભાલ હેરફેર વગર, જેવાંને તેવાંજ રહ્યા છે; એમ કોણ છાતી ઠોકીને કહી શકશે? શું આજે જેટલી વેદોની હસ્ત-લખીત અને છપાયલી પ્રત મોજુદ છે, તે સઘળી અક્ષરે અક્ષર અને કાણા માત્ર સાથ સર્વે એક સરખી છે? તેમાં કશું interpolation થયુંજ નહિ હશે?

"હજી આગળ વધ્યે, માની લઇએ કે ઇશ્વરે લખાવ્યાં તેમજ અક્ષરશઃ વેદની બધીજ પ્રતો બીલકુલ બરાબર છે. તોપણ તેનો તરજુમો, સમજણ (interpretation) તમારાજ યા અમુક સંપ્રદાયવાલાઓનાજ કહેવા અનુસાર છે એમ મારે શા ઉપરથી સમજવું? શું વેદની ભીન્ન ભીન્ન ટીકાઓથી આપણે વાકેફ નથી?

"આ દલીલોપરથી હું એમ જાણવા માગું છું કે અમુક વ્યક્તિ યા ગ્રંથને સર્વજ્ઞતા આરોપી, તેનેજ ભૂત, વર્તમાન, ભવિષ્યનાં સઘળાં જ્ઞાનનું મૂળ માનવું અને તેમાંજ જ્ઞાનની સર્વ સાખાઓ સમાઇ છે, એ સંકુચિત ન્યાય ઉક્તિ નહિ કહેવાય? પ્રત્યક્ષ અને અનુમાનના ટેકા વગર, આગમ પ્રમાણ માત્રનેજ કેમ સઘળી અગત્યતા આપી શકયે?"

"संशयात्मक विनसतिः" સ્વામિ પૂકારી ઉઠ્યા, "શંકાશીળ જીવનો તો નાશજ થાય છે, ત્હારી આ તર્ક પ્રધાન રૂઢીથી કદી ઉદ્ધાર થનાર નથી. આ બધી દલીલો મિથ્યા છે. પશ્ચિમના મોટા ફીલસુફો સોક્રેટીસ, ઍરીસ્ટોટલ, પ્લેટો, બેકન, દારવીન, કાન્ટ, શૉપનહાર વગેરે, મન-બુદ્ધિનાંજ કુંડાળામાં ગોથાં ખાયા કરી, પાણી વલોવી માખણ મેળવવાનાં ફોકટનાં ફાંફાં મારી, મરી ગયા. આત્મજ્ઞાનનો વિષય બુધ્ધિની પરે (beyond) છે. બુદ્ધિ ઉપરાંત એક નવી શક્તિ (faculty) ખીળવવાની આવશકયતા છે. આ નવી ઇંદ્રિય વૈરાગ્ય અને અભ્યાસથી જાગૃત થાય છે માટે હું કહું તેમ કરો, તમે પહેલે આ તર્ક વિતર્ક કુતર્ક તદ્દનજ છોડી દયો. બીજાઓ સાથ વાદવિવાદ કરોજ ના, અને છ મહિના સખ્ત મૌન ધારણ કરો. તમારાં મનમાં પણ તર્ક વિતર્ક કરોજ ના.

રિ/કેશથી ઉત્તરે પહાડમાં કોઇ એકાંત સ્થળમાં કુટીમાં જઇ રહો. મગની ખીચડી અને ઘીનો એકરસાહાર માત્ર દિવસમાં એકજ વાર આરોગો. આખો વખત પ્રણુવ, ઓંકારનો નિરંતર પૂર્ણ શ્રધ્ધા અને આદરભાવથી જપ કર્યા કરો. થાક લાગે તો જરા લેટી જાવ યા કુટીમાંજ પાંચ પંદર ફેરા ખાવ અને પાછા જપમાં જોડાવ. કોઇ સાથે કશો પણ વ્યવહાર રાખતા ના. ફકત કોઇ એક માણસ સાથ એવો બંદોબસ્ત અગાઉથી કરી રાખજો કે તમુને વખતસર ખોરાક પાણી દિવસમાં એક વખત નિયમિતપણે આપ્યો જાય. જો તમે મહિને ૩૦ રૂપ્યા ખર્ચી શકતા હોવ તો ખીચડીને બદલે ફળ, સુકો મેવો અને દુધનું સેવન કરજો, શૌચ સ્નાન સિવાય કૅડે બાહેર ફરવું પણ નહિ.

"આમ માત્ર ૭ મહિના કરો અને જુવો પછી તમારી અંતરદષ્ટિ કેવી ખીલે છે. તમારી શંકાઓ આપોઆપ પીગળી જશે અને તમે શાન્તિ અનુભવશો. વેદમાં તમારી નિષ્ઠા સ્થિત થશે અને તોજ તમને મોક્ષ મળશે."

હું ચૂપ રહ્યો. જાણે તે ઘડીથીજ મૌન આદર્યું હોયની! બન્ને સ્વામિઓને મુકત નમસ્કાર કર્યા અને બાહેર પડ્યો. જોકે હું સમજી શકયો હતો કે આ ભણેલા સાધુઓ મારી દલીલો અને શંકાઓનું સંતોષકારક રીતે સમાધાન કરી શકયા નહતા તથા પોતે પણ શાંતિમાં જણાતા ન હતા છતાં, 'દૂબનો માણસ ફીણને વળગે' તેમ મને આ ઉપાય અજમાવવાનું મન થયું. આ બન્ને મહાત્માઓની એકત્ર નક્કી સુચનાઓ (suggestions)ના પ્રભાવની મારા પર ઉંડી અસર થઇ.

## એક કિંમતી ઉપદેશ.

ભારતી સ્વામિની મુલાકાત પુરી થતાં, હું ગંભીર અને ગમગીન જેવો બની ગયો. સાંજ પડી ગઇ હતી છતાં, ફરવા ગયો નહી, કહોની કે, જઇ શકયો નહીં. ધર્મશાળા આ સમયે તદ્દન શાંત અને એકાંત હતી. સુઇ જવાના વિચારથી હું ચારપાઇ પર લેટયો. થોડી વારમાં આંખ લાગી ગઇ, તેટલાં તો ત્યાંના એક નોકર બાગસીંગની તકરારના અવાજોથી ઉંઘ ઉડી ગઇ. હું જરા મનમાં ખીજવાયો અને બાહેર નીકળીને શું બન્યું તે જોવા લાગ્યો, મારી પાસેના ખાલી ઓરડામાં, બે

સાધુઓ કારભારીની રજા વગર આવી ઉતર્યા હતા. બાગસીંગ બાંગો મારી તેઓને ત્યાંથી ચાલી જવાની તાકીદ કરતો હતો.

સાધુએ વિનંતી કીધી, "ભાઇ, ત્હારા કારભારી લાલાજીને આવવા દે, પછી તેઓ જો મુજ બીમારને હાંકી કાઢશે તો જઇશું."

બાગસીંગે કહ્યું, "લાલાજી પણ આ ધર્મશાળાના માલેક સાહેબની રજા ચીઠ્ઠી વગર તમને રહેવા દઇ શકશે નહી."

સાધુના પગનાં ટેટાંપરનો મોટો ફોલ્લો આજેજ ફુટયો હતો. બાંધેલા પાટાની બાહેર પણ રસી ઝઝરતી હતી, અને વેદના થતી હતી. આ દેખાડી મેં બાગસીંગને સમજાવ્યો, "ભલા, મહાત્માજીની દશા તરફ તો તું જો. સંધ્યાનો સમય થઇ ગયો છે, હવે આ બાપડા કયાં જાય! આ ક્ષેત્ર સાધુઓ માટે છે. તમારા પરગજુ રાયબહાદુર, સાધુ સેવા માટે તો આટલું બધું ધન ખરચે છે, ત્યારે તમે શા માટે એટલા કરડા થાવો છો? માંદા મહાત્માજીને એક રાત આશરો આપી એમના આશીર્વાદ કમાવો."

બાગસીંગ ઠંડો પડયો અને બચાવમાં કહેવા લાગ્યો, "મહારાજજી, અમે તો ફરમાવેલા બંદા છીએ. અમને નિમક આપનારના હુકમ પ્રમાણે વરત્યે છીએ."

મેં આનો એક તોડ સૂચવ્યો, "ઠીક ત્યારે, આ સાધુઓને હું મારા પરોણા તરીકે, મારા ઓરડામાં રાખીશ, જેથી ત્હારી ફરજમાં પણ ખલલ ન થાય અને આ અભ્યાગતોને પણ રાત પડી રવડાત નહિ."

બાગસીંગ ચૂપ બની, સ્હેજ ફફડી ચાલી ગયો. મીનબતી સળગાવી, મેં સાધુના પગપરનો મેલો પાટો છોડયો. ઘા ધોયો અને "આયોડોફોર્મ" તથા 'બોરીક એસીડ પાઉડર' છાંટી, સ્વચ્છ કપડાંનો પાટો બાંધ્યો. તેટલાંમાં ધર્મશાળાના કારભારી, લાલા ગંગારામ, આવી ચઢયા. અને મારા કહેવાથી પોતાની મુનસફીનો ઉપયોગ કરી, બન્ને સાધુઓને પાડોસના ખાલી ઓરડામાં, એક રાત માટે, રહેવા દીધા, અને બધુ સમાધાન થઇ ગયું.

બન્ને સન્યાસીઓ મારી પર પ્રશન્ન થયા અને આ બનાવથી મારી ગમગીની પણ ગુમ થઇ ગઇ. અમે સતસંગ શરૂ કરી. મેં મારી હકી-

કૃત સ્વામિને ટુંકમાં સમજાવી અને આજની ભારતી સ્વામિ સાથની વાતો પણ વર્ણવી, અને હું કોઇ સંપૂર્ણ સદ્‌ગુરૂની શોધમાં છું એમ જણાવ્યું. આ ઉપરથી મહાત્માએ નીચલો દષ્ટાંત કહી સંભળાવ્યો:

"હિમાલયમાં હવા ખાવા આવેલા બે પરદેશીઓ, એક વેળા આજુબાજુના જંગલમાં ફરવા ગયા. રસ્તો ચૂકી, એક બીજાથી જુદા પડી ગયા અને બન્ને જણા ભુલા પડયા. વન, ગીચ અને ભયાનક હતું. રાત અંધારી હતી. આકાશ વાદળોથી ઘેરાઇ ગયું હતું. વીજળીના ચમકારા, કડાકા અને ધડાકાથી પહાડ તથા ખીણ ધમધમી રહ્યાં હતાં. તોફાન વરસાદના ભય ઉપરાંત, વિક્રાળ, ફાડી ખાનારાં હેવાનોની ધાસ્તી વધુ હતી.

"સૂર્ય યા ચંદ્રના ખુલ્લા પ્રકાશ વગર, આવી જગાએથી જરાપણ આગળ વધવું જોખમ ભર્યું છે, એમ માની લઇ, એક જણ તો ઋતુની કઠોરતા વેદતો, વાઘ વરૂની બીકથી ધ્રુજતો, સહવાર સુધી ત્યાંજ સબડયો.

"જ્યારે બીજા પુરૂષે વારેવારે ચમકતી વીજળીની રોશનીપર શુક્ર કરી, આઠ આઠ, દશ દશ પગલાં આગળ વધવા માંડયું. આ પુરૂષાર્થને પરિણામે, એક વાંક આગળ વળતાં, એક ઝાંખી બતી તેને જણાઇ. આશાવંત બની, તે ને દિશામાં આગળ વધ્યો અને ટુંક સમયમાં એક ભરવાડની ઝુંપડીપર આવી લાગ્યો. ભલા ભરવાડે પાઇન (pine)નાં લાકડાંની ચીર સળગાવી આપી, તેને તેનાં ઘરપર જતી પગદંડીએ રાહે પાડી દીધો. આ હિંમતી પુરૂષ જરા વારમાં સુખરૂપ ઘરે પહોંચ્યો અને નિરાંતે રાત ગુજારી.

"આ દાખલા પ્રમાણે, તમે પણ, ચંદ્ર સૂર્ય જેવા તેજસ્વી સદ્‌ગુરૂ મલે તોજ સ્વિકારૂં, એવી હઠમાં રહેશો તો, પહેલા ગુમરાહની માફક આખી ઉમરભર, અવિદ્યા અને વિકારોના નિરંતર ભયમાં અસ્વસ્થ જીવન ગુજારશો. પણ જો પેલા સ્વાશ્રયી પુરૂષની પેરે, વખતો વખત પ્રાપ્ત થતા, ઓછા પ્રકાશવાલા, સાધુસંતોની ઝાંખી રોશની પણ સ્વિકારતા જઇ, શનૈઃ શનૈઃ આગળ વધશો, તો વધુ પ્રકાશ ઝીલવાના અધિકારી બનશો અને યથા મોસમ, આપોઆપ યોગ્ય ગુરૂઓ હાસલ કરશો."

મહાત્માજીની આ વાત મારાં ધ્યાનમાં ઉતરી. મારી મનોવૃત્તિ તે

વેળા ભાવ પ્રધાન હતી અને આવા દૃષ્ટાંટોમાં સમાયલી ભ્રાંતિ (fallacy) હું તુરત વેળા સમજી શક્યો ન હતો. સવારના પહેરમાં, મહાત્માજીએ ત્યાંથી ઉઠાંગરી કરી દીધી હતી.

## દ્વેષ ભાવની વાવણી.

બ્રહ્માનન્દ સ્વામિને ફરી એકવાર મળવાની ઇચ્છા થઇ. એઓ કોઇ યોગ્ય સ્થળ સૂચવી શકે તથા અનુકુળ નોકર મેળવી આપે, અને બીજી ન્હાની બારીકીઓના ખુલાશા કરે, ફરીને એઓને મળવા હું સાંજે હરકી પૌડીના પ્લૅટફોર્મ પર ગયો. આજે તો ભારતીજી કાંઇ ઓર રંગમાં જણાયા. એઓ અને બીજા એક બે આર્યસમાજી સાધુઓ, કોમ કોમ વચ્ચે પડેલી ફાટને વધુ ચીરતા જણાયા. એવી અફવા બાહેર આવી હતી કે, દેહરાદુનમાં એકસો ગાયો કાપવા કાઢી છે. આ અફવા માત્રનો આધાર લઈ, અહિંસાવાદી(!) સાધુઓએ કસાઈઓ સામે વેરભાવ ઉત્પન્ન કરનારાં તીખાં ભાષણો આપ્યાં; જેમાં ગૌ માતાના બચાવ માટે લાઠી વગેરે શસ્ત્રોનો ઉપયોગ શાસ્ત્રોક્ત છે, એમ જણાવી, હિંદુઓને ખુબ ઉશકેર્યા. મનુ સ્મૃતિનું પ્રમાણ આપી સમજાવ્યું કે, ગૌ માતાની રક્ષા અર્થે જુઠું બોલવામાં પણ પુણ્ય છે. ગૌધનની રક્ષા કરવા માટે એક ધરખમ ફંડ ઉભું કરવાની જોશભેર અપીલ કરી, પાંચ પંદર રૂપ્યાનું ફંડ પણ તાબડતોબ જમા કર્યું. એક વ્યાખ્યાનકારે ગૌ વધનો સઘળો ટોપલો સનાતન ધર્મીઓ પર ઓળવ્યો, કે મૂર્તિપૂજા અને પશુ બળીદાનની અશાસ્ત્રિય રૂઢીઓ ચાલુ રાખવાથી, ગૌવધને ઉત્તેજન અને પુષ્ટિ મળે છે. જ્યારે બીજા ભાઇશ્રીએ, ભ્રષ્ટાભ્રષ્ટની રાજનીતિને સખ્ત શબ્દોમાં વખોડી કાઢતાં કહ્યું, "નીચ વર્ણના શુદ્ર હિંદુઓ અને મલેચ્છો જેઓ ગાય વગેરે જાનવરોનાં માંસનું ભક્ષણ કરે છે, તેઓને અસ્પૃશ્યજ રાખી, તેઓનો ઓળો પણ ઉચ્ચ કોમવાલાઓ પર પડવા દેવો ન જોઇએ. અસ્પૃશ્યતા દૂર કરવામાં ધર્મની ડૂબાડૂબ થઈ જશે. રાજદ્વારી લાભો પ્રાપ્ત કરવા માટે સનાતન ધર્મનો ભોગ અપાવો જોઇતો નથી." પછી વિષયથી બાહેર જઇ, લંબાણ કરવા લાગ્યા, "આપણો હિંદુ ધર્મ કેટલો બધો 'સાયન્ટીફીક' છે, તેની યુરોપ અમેરીકાના મહાન વિદ્વાનો અને વિજ્ઞાનીઓ એકે અવાજે પ્રશંશા કરે છે. દાખલા તરીકે સાધુઓની શરીરપર ભષ્મ ચોળવાની રૂઢીથી મીતોાઇ

લોહચુંબિક વીજળીનો પ્રવાહ(!) ખેંચાઈ આવે છે, જે માથાંની શીખા દ્વારા હૃદયમાં પ્રવેશ થઇ, કમળને ખીળવે છે. વગેરે"

આવાં ઉશ્કેરણી ભર્યાં ભાષણો શ્રોતામાંથી કેટલાકોએ તાલીના અવાજો સાથ વધાવી લીધાં. જ્યારે કેટલાકોએ મૂક્ત અણગમો પ્રદર્શિત કર્યો.

## એક અનામ અવધુત

સાંભળનારાંઓમાં એક પાટલો, ઠીંગો, મોટાં કપાલવાલો સન્યાસી પણ હતો. તેના હાંથમાં સાડા ૭ ફીટ લાંબો એક વાંસ હતો, જેને છેડે, એક ચોરસ ફુટ જેટલું પતરૂં વાવતા માફક લગાડયું હતું, જે ઉપર નીચે પ્રમાણે લેખ હતો:—

ॐ

| | | |
|---|---|---|
| अनुभव | — | दिनरात, |
| मानव जन्म | — | अमूल्य हय. |
| समज विचार | — | देख मन माही. |
| दिन ओर रात | — | दोई जड जानो, |
| चेतन आपही | — | आप पिछानो. |

अनाम अरुप.

આ વિચિત્ર સોંગના સાધુએ, સભાને બે શબ્દો પોતા તરફથી સંભળાવવાની વિનયપૂર્વક અરજ કીધી; પણ સેક્રેટરી અને કાર્યવાહકોએ ગેરસલુકાઇ ભરી (undignified) રીતે, તે તુચ્છકારી કાઢી, સભા વિસરજન કરી દીધી. આ આપખુદ વર્તણુંક તથા ભારતીજીનાં દ્વેષભાવિ ભાષણે મને ડગમગાવી મેલ્યો. હું વિચારવા લાગ્યો કે આ સ્વામિએ પોતે, મને સૂચવ્યું તેવું, એકાંત જંગલમાં, ૭ મહિના તપ-જપ કર્યું હશે કે? અને કર્યું હોય તો તે વ્યર્થજ ગણાય; કારણ આવાં કડક સાધન પછી પણ જો એક વ્યકિત અસહનશીળ, એકપક્ષી, હિંસા ઉત્તેજક વૃત્તિ પ્રદર્શિત કરે તો તેવાં જપ તપની કિંમત શી? અને જો સ્વામીએ આ સાધન પોતે જાતે સાધ્યું ન હોય તો, તે મને કેવી રીતે દોરવશે? શું એઓ મારે ભોગે, મારી વૃત્તિ સાથ અખતરા કરવા માગે

છે? ખયર! 'જોમ્રશુ'......

પેલા, સર્વનું ધ્યાન ખેંચી રહેલા, ફીલસુફ દેખાવના અનામ સાધુએ બાજુમાંજ ઉભા રહી, બોલવા માંડયું અને જીજ્ઞાસુઓનું એક નાનકડું ટોળું આસપાસ ફરી વળ્યું. અનામ સાધુનો હવે જાણે દાવ આવ્યો. તેણે સેક્રેટરી અને તેના સાથીઓના વિચારો અને વર્તણુકની સખ્ત ઝાટકણી કાઢી, ખુબ બખાળ્યા, "વેદાન્તના અનુયાયિ હોવાનો દાવો કરી, મનુષ્ય મનુષ્ય વચ્ચે વેરભાવ ઉછેરે, એ તે કેવા સન્યાસી? 'તન, મન, સાધે સો સાધ; સાધ કે સાધુ કહેલાવે.' એટલે કે શરીર અને મનની વૃત્તિઓને કાબુમાં લાવવા મથે તે **સાધક** કહેવાય, અને જે ફતેહમંદીથી કાબુમાં લાવી શકે તે **સાધુ** કહેવાય. જયારે આજના. વકતા જેવા ભગવાંધારીઓ તો લસ્સી (છાસ) રબડીના (બાસુંદી) ઉપાસકો કહેવાય..............'કરતલ ભિક્ષા, તરતલ વાસા' એટલે હાથની હથેલી પરજ ભિક્ષા માગી ખાવી અને (તરૂ) ઝાડની નીચે નિવાસ કરવો, એ સન્યાસનો સોનેરી સિધ્ધાંત આજના અંગ્રેજી ભણેલા સાધુઓએ '**ભરચક ભિક્ષા, બીસ્તર** વાસા'-માં ફેરવી નાખ્યો જણાય છે..........હું સીંગાપુર, અમેરીકા, વેલાત જઇ આવ્યો છું. હું 'સાયન્સ' જાણું છું અને હું પૂછવા માગું છું કે શરીરે ભષ્મ લગાડવાની બતાવતી ફીલસુફી, (pseudology) સમજાવી કે દિવ્ય લોહચુંબિક વીજળીના પ્રવાહો (!) ખેંચાય છે, ને ધૂળ થાય છે ને પત્થર થાય છે, તે સઘળું શા આધારે? કાંઇ પ્રયોગ દ્વારા પુરવાર કરી આપશે કે ખાલી જડબાં તોડ શબ્દોની જાળમાં ભોળાં અજ્ઞાનોને ભમાવી, પોતાને મોટા સાયન્સદાનમાં ખપાવશે?"

પછી હાથ, પગ, છાતી ઉપર પોતે જાણે વિભુતિ લગાડતા હોય તેવા ચાળા કરી, 'જળમિતિ ભષમં', સ્થળમિતિભષમં', વાયુમિતિ ભષમં', સર્વં ભષમં;'નું રાખ અંગે ચોપડવાનું સાધુઓનું મંત્ર, ચેષ્ટા કરતી રમુજી ઢબે, પઢી બતાવી 'ચૅલેન્જ' કીધી કે, "આ 'ફેંકોલોજીસ્ટો' વીજળી અને લોહચુંબક (Electricity and Magnetism) શાસ્ત્રની બારાખડી પણ જાણે છે કે?......"

આ ઉપરથી એકાદ બે ધર્માંધ સમાજી જુવાનોએ આ સાધુને ગાળો ભાંડી; તકરાર ચાલી, બે પક્ષમાં ટંટો ચાલ્યો અને વાત વધી પડી.

સભા વીખેરાઇ ગઇ. લાલા વાસુદેવે પેલા ઉછાછલા જુવાનોને વાર્યા અને મેં સ્વામિજીને સમજાવ્યા, "જાહેલો સાથ આપ શા માટે તેઓની સપાટી ઉપર ઉતરો છો! ......ચાલો કાંઇ જળપાન કર્યે." સ્વામિએ કહ્યું કે તેઓ દિવસમાં એકજ વાર ભોજન લે છે. જે ઉપરથી મેં બીજે દિવસે મારી સાથ ખાવા આવવાનું આમંત્રણ દીધું, જે તેમને ખુશીથી સ્વિકાર્યું.

બીજે દિવસે આ અવધુતને, હું ધર્મશાળામાં ખેંચી લાવ્યો અને અમે બેત્રણ કલાક સતસંગની મોજ ઉડાડી. સ્વામિ આગળ મેં મારી માનસિક હાલત વર્ણવી, અને શોધનો ઉદ્દેશ તથા તેની રીત સમજાવી. ભારતી સ્વામિની સલાહ, વગેરે વાતો ખુલ્લાં દીલથી કહી અને એમની રાહબરી ચાહી.

આઝાદ અવધુતે કહ્યું, "તમે જે પ્રમાણિક જુસ્તેજુઇનો માર્ગ અખત્યાર કર્યો છે, તેજ સાચો અને બરહક છે. હું પોતે પણ આ પંથેજ કુચ કરી રહ્યો છું; પણ જ્યાં જ્યાં મને દંભ, પાખંડ જણાય છે, ત્યાં હું બેધડક, કશી ખોટી શરમ અથવા દયા દેખાડ્યા વગર ચાબકા લગાઉ છું.........

"બુદ્ધિની બાહેર, પરે (beyond) ની વાતો નબળાઇ ઢાંકવાની યુકિત માત્ર છે. જ્ઞાનનું સાધન ઇંદ્રિય, બુધ્ધિજ છે. લાગણીઓ અને ભાવો (emotions, sentiments) અનુભવવા પણ બુધ્ધિજ કામ આવે છે. જ્યારે આ અલ્પજ્ઞાનીઓ પોતાની મતલબનો અમુક સિધ્ધાંત અક્કલ પસંદ રીતે, ન્યાય શાસ્ત્રની રીતે (logically), સમજાવી શકતા નથી, ત્યારે પોતાનો 'કકડો' ખરો કરાવવા, બુધ્ધિની 'પરે'ની લુલી દલીલ લાવે છે. શું આ ગપ્પીઓએ પોતે કોઇ એવી ઇંદ્રિય (faculty) ખીલવી છે, જે ખરેખર બુધ્ધિની પરે કહેવાય? બુધ્ધિનો ઇલાકો કયાં ખતમ થાય છે અને આ કલ્પિત અંગની સત્તા કયાંથી શરૂ થાય છે, તેની હદ, મર્યાદા (line of demarkation) આ લેભાગુ ગુરૂઓ દેખાડી શકશે?......

"આ સમાજીઓને પૂછો કે વેદ ઇશ્વરે બનાવ્યાં કે વેદે ઇશ્વરને કલ્પીઆ? પૂછો કે વેદ પૂજ્ય અને માનનિય છે, તો ચાર વેદમાંથી કયું? કે ચારો? ચારો વેદમાં એકએકથી વિપરીત, એકમેકથી ઉલટી

વાતો આવે છે, તો તેમાની કઇ માનવી? આ ચાલાક પંથીઓ પોતાને મનગમતી ઋચા ટાંકે છે, તેના ખેંચીતાણીને તરજુમા કરે છે, અને ભોળાંઓને ભુલવે છે.....હા, એ વાત ખરી છે કે જગતના મોટા મોટા ગ્રંથોમાંના વેદ, ચાર ગ્રંથો છે. વેદમાની ફીલસુફી મનન કરવા યોગ્ય છે. પણ વેદમાંનું બધુંજ અચૂક (infallible) છે, વેદ માત્રજ પ્રમાણ ભુત ગ્રંથો છે, વેદમાંજ સૃષ્ટિનું સઘળું જ્ઞાન સમાયું છે, એ વાત અપક્ષપાતિ અક્કલમંદ સ્વિકારી શકે નહી. સાંપ્રદાયિક બંધનોમાંજ સીકડાઇ ન રહેતાં, જ્યાં જ્યાંથી સત્ય સાંપડે, ત્યાં ત્યાંથી તે સ્વિકારવું. વળી એ ખુબ યાદ રાખવું કે મનુષ્યની શકિત સીમાબધ્ધ (limited) છે; તે કારણે આપણે આપણી મર્યાદા ઓળખવી જોઇએ. આપણું અજ્ઞાનપણું પ્રમાણીકપણે સ્વિકારવું જોઇએ. સૃષ્ટિનો બધોજ ભેદ સમજવા, સમજાવવાનો મિથ્યા દાવો અભિમાનસૂચક છે.–"

આ વખતે ક્ષેત્રમાં રોટી માટે ઘંટ વાગ્યો; અને આ વિચિત્ર અવધુતે મારી સાથે ભોજન લેવાની ના પાડી અને સદાવ્રતની રોટલી–શાક, હાથમા લાવી, સંતોષે આરોગી. આ ત્યાગ વૃત્તિ જોઇ મને નિષ્કુળાનંદની નીચલી લીટીઓ યાદ આવી.

'આહાર કારણ ઉભો રહે, એકની કરી આશજી;
તે જોગી નહિ, ભોગી જાણવો, અંતે થાય વિનાશ જી.'

બીજા સાધુઓને સદાવ્રતની રોટલી પર અભાવ રહે છે. તેઓને આટામાં રેતી માલમ પડે છે. ચાવલમાં કાંકરા ચવાય છે. તેઓની નાજુક હોજરીને શીરો પુરીજ માફક આવે છે ! આ સાધુને જે એક ટંકે મળ્યું તે સ્વિકારી શુક્ર કરે છે. કોઇ એક નક્કી સ્થાને રહેતા નથી. જ્યાં રાત પડી ત્યાં સુઇ જાય છે. એક કૌપીન અને એક કંથા સિવાય બીજાં વસ્ત્રો રાખતા નથી. એઓ કોઇને ચેલા ચેલી પણ બનાવતા નથી. કહે છે, "રાતદિવસ ઉઘાડી આંખે અને ખુલ્લા કાને જગતમાં વિચરો અને રચના અનુભવો. શુધ્ધ ચૈતન્ય શું છે તેની શોધ કરો. અંધ શ્રદ્ધાથી સઘળું માની ના બેસો. તમેજ તમારા ગુરૂ બનો."

## એક રૂઢીચુસ્ત સન્યાસી.

કનખલનાં પતિત–પાવન આશ્રમમાં ઉતરેલા, સ્વામિ કૃષ્ણાનન્દ સાથ, હવે મૈત્રી જામી. એઓએ મને સંસ્કૃત શીખવાનો આગ્રહ કર્યો.

અને પોતે શીખવવાનું માથે લીધું.

બીજે દિવસે હું ઠેડવેલે વખતે, સર રામકૃષ્ણ ભંડારકરનું પહેલું વ્યાકરણ લઈ, પતિત પાવન આશ્રમમાં પહોંચ્યો. સ્વામિજી અયોધ્યાની બે સ્ત્રીઓ સાથ સતસંગમાં રોકાયા હતા જેથી મને બાહેર ઓટલાપર શોભવા ફરમાવ્યું. આ ભક્તાણીઓમાં એક ૩૦–૩૫ વર્ષની, બોલકની બોડકી હતી, જયારે બીજી શરમાળ, દેખાવલી, તરૂણી હતી. ભાગવત પુરાણનાં દશમાં સ્કંધમાં વર્ણવેલી, શ્રી કૃષ્ણની લીલાઓની રસિક વાતો તથા ગરમા ગરમ ગુલાબ જાંબુ અને અમૃતિ વડે, ચેલીઓની આત્મિક અને શારીરિક ભુખ તૃપ્ત કરતા હતા. આ 'મેનકાઓ પણ જાણે તપસ્વીને તપોભંગ કરવા ટાંપી રહી હોય' એમ તરેહવાર લટકચાળાથી, સ્વામિ સાથ છુટથી વાતો કરતી હતી. કૃષ્ણાનન્દજી પણ તેમને ઉત્તેજીત કરતા અને તીર્થ સ્થળોનાં ચિત્રો, ટીબ્બટીઓની ભગવાન બુદ્ધની ગુંજવામાં રહે એટલી નાની મૂર્તિ, ભગવદ્ ગીતાની અંગુષ્ટ આવૃતિ (thumb edition), રાધાકૃષ્ણની એકમેક સાથે બગલમાં હાથો ભેરવી નાચ કરતી આકૃતિ વગેરે, ધાર્મિક નવાઇઓનું સંગ્રહસ્થાન દેખાડી, તેની સાથે જોડા યલી પોતાના પ્રવાસોની કહાણી કહેતા. હવે સ્ત્રીઓએ સ્વામિને હસ્તરેષા જોવાનો આગ્રહ કર્યો. સ્વામિ સર્વ બાબતમાં નિપુણ જણાતા. ભુત વર્ણવ્યું, ભવિષ્ય ભાખ્યું અને કેટલીક આવતી આપદાઓનાં નિવારણ પણ સૂચવ્યાં. દુઃખ દૂર કરવા અમુક મંત્ર, અમુક વિધિથી, દરરોજ ૧૦૮ વખત જપવો જોઈએ. પેલી ડોકરીએ અનેક નખરાં ને લ્હેકા સાથ સ્વામિનો હાથ પકડી પકડી, મંત્ર શીખવવા વિનંતિ કરી. મહાત્માજીએ મારા તરફ આંગળી દેખાડી કહ્યું, "પેલા બ્રહ્મચારીજી ખોટી થાય છે. ...આ મંત્ર ઉચ્ચારવું કઠીણ છે અને અશુદ્ધ રીતે ઉચ્ચારવામાં આવે તો ઉલટી ખરાબ અસરો નિપજે. (૦) માટે હું તમારી ધર્મશાળા પર આવી, બે ત્રણ દિવસ મારી નજર હેઠળ જપ કરાવીશ, જેથી તમો યોગ્ય રીતે શીખી જશો."

ચેલીઓ છુટી પડતાં, મારી આગળ આવી મને પગે પડવા લાગી, "મહારાજજી આપકી બહોત પ્રશંસા કરતા હય. એક દીન હમારે ય્હાં ભિક્ષા કરનેકી કૃપા ન કરોંગે?" મેં અદ્ધરજ હા પાડી, તેઓનું ઠરેઠેકાણું પણ જાણવાની કનવાર કીધી નહી. ત્યાં ઇસારો કરવાની ભાગ્યેજ

જરૂર જણાય છે કે, હરદ્વાર, રિષિકેશ, કાશી, પ્રયાગ વગેરે તીર્થસ્થાનોમાં ભોળી સ્ત્રીઓ અને ખાસ કરીને યુવાન હિંદુ વિધ્વાઓ, ધર્મને બહાને અનેક રીતે ઠગાય છે, દાનમાં ધન અને લાજ બન્ને દઈ આવે છે, એમ મેં અનેક વાર પ્રત્યક્ષ કર્યું છે.

ઉપલી સ્ત્રીઓના જવા બાદ સ્વામિએ મને અંદર લીધો, અને મને ખોટી કરવા માટે દરગુજર ચાહતાં કહ્યું. "જરા આ ગુલાબ જાંબુનું જળપાન કરી લ્યો. બપોરે મારી સાથે ભોજન કરી, આજે હાંજ આરામ કરજો. પછી સાંજે આપણે પ્લૅટફોર્મ પર ફરવા જઇશું." પછી જાણે અંતઃકરણ દુખતું હોય તેમ પેલી ભક્તાણીઓની ધાર્મિક વૃત્તિની તારીફ કરી, કહેવા લાગ્યા, "શું કર્યે શ્રદ્ધાળુઓને સંતોષવાં જોઇએ.........

......તમે એમને ત્યાં ભિક્ષા માટે અવશ્ય જજો. હું મારી બીજી સેવિકાઓ સાથે પણ તમારી ઓળખાણ કરાવી આપીશ..............!"

પછી અમે પાઠ કરવા બેઠા. ભંડારકરવાળું વ્યાકરણ અંગ્રેજીમાં જોઇ ગુરૂ મહારાજે નસકોરૂં ચઢાવ્યું. મને શરૂઆતથી વાંચવા કહ્યું. હજી તો બે ચાર લીટી વાંચું છું, તેટલાંમાંજ, તપસ્વીજી તપીને લાલચોળ થઇ ગયા. "અરેરે! આ મલેચ્છોએ તો હિંદુસ્તાનનું સત્યાનાશ વાળી દીધું. રહ્યું સહ્યું અમારાં પવિત્ર સંસ્કૃત સાહિત્યને પણ સેતાની બનાવી દીધું. યુરોપી કુધારાએ અમારાં અસલી આર્યન કળાકૌશલ્યની ખાના ખરાબી કરી નાખી.............."

સ્વામિએ મારા હાથમાંથી ચોપડી ઝુંટાવી લીધી અને તે ફાડી નાખવા, બાળી નાખવા કહ્યું. હું તો સ્વામિના સ્વભાવમાં આવું પરિવર્તન જોઇ ચકિત બની ગયો. પાંચ મિનિટ પર તો ભગવાનની જેમ, અયોધ્યાની ગોપીઓ સાથ મીઠી મીઠી રસિક વાતો કરતા હતા; અને આટલાંમાં રૂદ્રરૂપ કેમ બની ગયા? આહ ! એ તો માહાત્માઓના ચમત્કારજ તો ! મેં, રહેજ ખસ્યાણો પડી પૂછ્યું, "મહારાજ, આપ એટલો બધો ક્રોધ શા માટે કરો છો?"

સન્યાસીજી ચીચવઇને પુકારી ઉઠયા, "ગુસ્સો કેમ નહિ કરૂં? તમને શું ખબર કે મારૂં જીગર કેમ ચીરાઇ જાય છે! અમારાં શાસ્ત્રો અમને પ્રાણ કરતાંએ પ્યારાં છે. અને તેની આવી દુર્દશા, અમારી નજર સામે થતી જોઇ, અમારૂં દીલ કેમ નહિ બળીને ખાખ થઇ જાય? કહો!

કહો, તમો પારસીઓ ઇરાનથી કેમ નાશી આવ્યા હતા? તમારાં અગ્નિ મંદીરને આજે કોઇ ભ્રષ્ટ કરે, તો તમે ક્રોધ તો શું પણ હિંસા વગેરે કરો અને ખચીતજ તેમાંજ પુણ્ય છે........"

એમની રીસનું ખરૂં કારણ હું હજી સમજી શકયો ન હતો, તેથી વધુ શાંતિ અને નમ્રતાથી મેં પૂછ્યું, તો જણાયું કે રૂઢીચુસ્ત વ્યાકરણમાં 'રામા, રામો, રામૌ' પહેલાં આવવું જોઇએ, અને આ પુસ્તકમાં તો ભલતીજ શરૂઆત કરી છે.

મેં કહ્યું, "મહારાજ, આ વ્યાકરણ બનાવનારા સંસ્કૃતના પ્રખ્યાત સાક્ષર, મહારાષ્ટ્રના બ્રાહ્મણ, સર રામકૃષ્ણ ભંડારકર છે."

આ સાંભળીને તો વધુ બખાળી ઉઠયા અને બે પાંચ ગાળો ભાંડી, કહેવા લાગ્યા, "આ ઇલ્કાબોની જાળમાં તો આપણે ફસ્યા. શું 'બ્રાહ્મણ', નું પ્રતિષ્ઠાનામ, 'સર'ના ખિતાબ કરતાં વધુ ઉચ્ચ નથી? તો પછી આ ગલીચ નથનો લોભ શા માટે? ઇશ્વર પ્રેરિત સનાતન શાસ્ત્રને બગાડનારાઓનો નર્કમાં ઠાર થશે............."

મેં આ નાપસંદ વાત ટુંકમાં ડામી અને કોપાયમાન સ્વામિને અર્જ કીધી, "આપ કહો છો તે સૌ સહી છે. આ વ્યાકરણ હું બાજુએ મેળી દઉંછું અને આપ સૂચવો તે ખરીદી લાવું."

મહારાજ હવે શાંત પડયા. સાંજના ફરવા જતાં પોતે વ્યાકરણ અપાવશે એમ કહ્યું. અને અમે આરામ કરવા લેટયા. બપોર પછી ગુરૂજી પાછા અસલી મીઠાશભર્યા સ્વભાવમાં દાખલ થયા. પોતાના ઇષ્ટ• દેવ ભગવાન કૃષ્ણચંદ્રની મૂર્તિ સામે મને બેસાડી સાકાર ઉપાસનાક્રમ દેખાડયો. "રોજ મારાં આશ્રમમ આવો ત્યારે, આ ઉપાસના કરી, વ્યાકરણ શીખજો. સૂર્ય ભગવાન અને જરથોસ્ત દેવતા કરતાં, સોળેકળા સંપૂર્ણ શ્યામ-સુંદરની ભક્તિ વધુ કાર્યસાધક અને ફળદાયક છે. કારણ સૂરજ અને પયગમબર એ બન્નેનો પેદા કરનાર કૃષ્ણ ભગવાન છે.........."

બે ત્રણ દિવસ બાદ સ્વામિ એકાએક હરદ્વાર છોડી ગયા. અને ત્યાર પછીથી તેમની ધન નસલ જણાઇ નથી.

## પાતંજલ આશ્રમ.

વ્યાકરણ વ્યાકરણની જગ્યાએ રહ્યું અને હું નવા સાહસની શોધમાં નીકળ્યો. નાશિક છોડતી વેળા, મારા ભલા મિત્ર મી૦ ગોદરેજે, પાતંજલ

યોગ સૂત્રોનું, પાનિનિ ઓફીસમાંથી પ્રગટ થયલું પુસ્તક, છેલ્લી યાદગારી લેખે, ભેટ આપ્યું હતું. મી૦ ગોદરેજ પાતંજલ યોગ દર્શનને દુન્યાંની સૌથી મહાન વિદ્યા લેખાવતા હતા. મેં તે એકલા વાંચવાની કોશેષ કીધી હતી; પણ તેનો ભાવાર્થ સમજી શક્યો ન હતો. હરદ્વારમાં મને ખબર મળી કે, સ્વામિ તેજોનાથ પાતંજલમાં સત્તા સમાન લેખાય છે. એમને પાતંજલ દર્શનની, 'યોગચંદ્રિકા' નામની સુપ્રખ્યાત ટીકા પ્રગટ કરી છે. એમનાં નિવાસ સ્થાનનું નામ પણ, **પાતંજલ આશ્રમ** આપ્યું છે. હું એમનાં દર્શને ગયો. એક સિંધી સેવકે મને આવકાર દીધો; અને આવવાનું કારણ પૂછ્યું, જે મેં ટુંકમાં સમજાવ્યું. સિંધવાસી ખુશ થયા અને કહ્યું "તમારે નિમિત્તે અમને કાંઈક નવું જાણવાનું મળશે અને પાતંજલનું પુનરાવર્તન (revision) થશે."

થોડી વારમાં, સ્વામિએ મને અંદર બોલાવ્યો. તંદુરસ્ત, રાતામાટા, ચોટયા જેવા ટટ્ટણખાર બેઠા હતા. એમનું મૂંડાવેલું માથું તેલથી ચકચકી રહ્યું હતું. લગભગ સાઠ વર્ષની ઉમર હશે છતાં, દાઢી મુછ પણ બોડાવેલી હોવાથી, યુવાન જેવા જણાતા. એમની આસપાસ લખવાની સામગ્રી, પુસ્તકો, શબ્દકોષ વગેરે ફેલાયલું હતું. એઓ અનેક ધાર્મિક, હિંદી માસીકોમાં ચાલુ લખાણો મોકલતા હતા. વિદ્વાન, ગંભીર, અને બહુ ઓછું બોલનારા જણાતા. એમને મને पातञ्जल सूत्रपाठः નામનું પોતે છપાવેલું નાનું ચોપાન્યું આપ્યું, સૂત્રો બરાબર ઉચ્ચારે વાંચતા શીખવ્યા અને મોઢે કરી લાવવા ફરમાવ્યું.

બીજે દિવસે, હું અગ્યાર સૂત્રો કંઠ કરી ગયો. સ્વામિ રાજી થયા. પછી અમુક સુત્રોના અર્થ મારી અંગ્રેજી પાતંજલમાં (Sacred Books of the Hindus Series, Vol. IV) કરનલ બાસુએ શું કર્યો છે, તે જાણવા ચાહ્યું. મેં તથા પેલા સિંધી ગૃહસ્થે મળી અંગ્રેજીનો તરજુમો હિંદીમાં સ્વામિને કહી સંભળાવ્યો. સ્વામિએ કહ્યું, "આ તરજુમો અને સમજ અવ્યવહારૂ અને ખોટાં છે. માત્ર ભાષા શાસ્ત્રને આધારે આવા છબરડા થાય છે............જો તમારે સંસ્કૃતની મજાહ ચાખવી હોય, બરાબર યથાર્થ સમજવું હોય તો, દેશી ભાષામાં લખાયલાં ભાષાંતરો ટીકાઓ વાંચવા. અને યોગ દર્શન જેવી બાબદમાં તો વ્યવહારૂ યોગીઓની ટીકાઓ વાંચવી. જેઓને યોગાભ્યાસની બારી-

સ્ત્રીઓની માહિતિ ન હોય, તેઓના તરજુમા ભુલાવો ખવાડનારા હોય છે." આટલું સંભળાવી દશ બાર મિનિટમાં રજા આપી દીધી. હું ત્યાર પછી ચાર પાંચ દિવસ ચાલુ ઠેડવેલે વખતે ગયો અને એક પાદ પૂરો કર્યો. મને યોગચંદ્રીકાની એક પ્રત ભેટ આપી અને કહ્યું, "આમાથી સઘળી સમજ મેળવંતા રહેજો અને રોજ, નિયમિત, સૂત્રો પાઠ કરતા રહેજો." આમ કહી, આશીર્વાદ દઇ, મને મોકલી આપ્યો. ગરમીના દિવસો આવ્યા હોવાથી, સ્વામિ હિમાલયના ઠંડા ઉંચ પ્રદેશમાં જવાના હતા. મેં સાથે આવવાની માગણી કીધી પણ તે સ્વિકારાઇ નહી.

હરદ્વારમાં ઘણા સન્યાસી, વૈરાગી, ઉદાસી, નિર્મળા, નાગા, કબીરપંથી. વગેરે સાધુઓ સાથ મને પરિચય થયો અને ઘણી ઘણી રસમય અને ઉપ્યોગી વાતો જાણવાની મળી. પણ તે સઘળી વર્ણવવા બેસું તો, દાસ્તાન જોઇએ તે કરતાં વધુ લંબાણ થઇ જાય; અને આગળ વધારે જાણવા જોગ વાતો આવવાની છે, તેથી એક વધુ સ્વામિનો પરિચય પામી, આપણે હરદ્વારથી આગળ વધીશું.

## સ્વામિ ભોળાનન્દ ગિરિ.

આ જાણીતા, બંગાળી, મહાત્મા વયોવૃદ્ધ હતા. કાંકડાં ગુલાબી જેવા ભગવાંમાં સજ થયા હતા. ખરજવાંથી પીડાતા બદરંગ પગો, સફેત મોજાંથી ઢાંકયા હતા. એમનાં ગોરાં નાકપર, કચકડાંની નવીન ઢબની, ફ્રેમનો ચશ્મો ચળકતો હતો. એક સુંદર ટિબેટી ગાલીચા પર એક મોટા તકીઆને અઢેલી બેઠા હતા. આ જમાને ખાધેલ સન્યાસીની વાણીમા હાસ્યરસ અને મીઠાશ હતો. એમની વાતો સાદાઇ અને ઉપયોગિતાથી ભરપૂર હતી. પ્રકૃતિ, પુરૂષ, પરબ્રહ્મ; પ્રારબ્ધ વગેરે ગહન આધ્યાત્મિક ચર્ચાઓ, સાધારણ ગૃહસ્થાશ્રમી સ્ત્રીપુરૂષોની સમજની બાહેર હોવાથી, તેઓ એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખે છે, યા પોપટની માફક કશો પણ અર્થ સમજ્યા, યા લાભ ઉઠાવ્યા વિના, માત્ર શબ્દોચ્ચારણજ કરી જાણે છે. ભોળાનન્દ સ્વામિ સેવકોને રૂચે, પચે અને જીવન સુધરે એવા ઉપદેશો આપવામાં કુશળ જણાતા. એક ઉદાહરણ જોઇએ.

પંજાબ દેશનાં બે ગૃહસ્થો અને ત્રણ સ્ત્રીઓ સ્વામિનાં દર્શને આવ્યાં. ક્ષેમકુશળ પૂછ્યા પછી, સ્વામિએ સ્ત્રીઓને એક મેકની સગાઇ

પૂછી. પછી જે સૌથી ન્હાની હતી તેને જેઠાણીને તથા સાસુને પગે પડવા કહ્યું. પછી જેઠાણીને સાસુને પગે પડવા કહ્યું. ન્હાના ભાઇ પાસે મોટા ભાઇના તથા માતાના પાય સ્પર્શ કરાવ્યા અને મોટા ભાઇ પાસે માતાને નમન કરાવ્યું અને એમજ હમેશાં વડાંઓને માન આપવાની આજ્ઞા દીધી.

પશ્ચાત બાઇઓને સંબોધી સવાલ કર્યા, "તમે સાધુને દર્શને આવ્યાં છો, તે દક્ષિણા શું લાવ્યાં?" ભક્તાણીઓએ આપસઆપસમાં સલાહ કરી એક રૂપિયો કાઢી આપ્યો, જે સ્વામિએ મજેહથી આસન તળે સેરવ્યો, અને ઉમેર્યું કે, "આ સ્થુલ ભેટ છે, એને શું કરૂં?"

હું તો આ વેપાર જોઇ વિચારમાંજ પડયો, કે સ્વામિ એક ચાટ-લાથી ધરાયા નહિ, કે નફ્ટાઇથી બીજું દાન પણ માગે છે? ભોળાનન્દે કહ્યું, "સુક્ષ્મ દાનમાં મને તમો તરફથી એક વ્રત જોઇએ છે; બોલો આપશો? હું માગું છું કે તમો આ તીર્થયાત્રાની યાદગારીમાં ગાળ-ગલોચ છોડી દેવાની બાધા લ્યો. સાધારણપણે પણ વાતમાં 'આંધળી,' 'બહેરી,' 'મુઇ' વગેરે અપશબ્દો વાપરવા નહિ...' જો ક્રોધ આવે અને તે દેખાડવોજ હોય તો 'હત્ત તારૂં ભલું થાય તારૂં!' 'હત્ત તારે ત્યાં પુત્ર અવતરે!' 'હત્ત તું સાસરે જાય!' વગેરે રૂડા શબ્દોમા ઉદગાર કાઢવા. બોલો, આ વ્રત કબુલ છે? નહિ તો તમારી હરદ્વારની યાત્રા વ્યર્થ!"

દેરાણી જેઠાણી અને સાસુ એક મેકનું મોં જોવા લાગી. રૂપિયો ભિક્ષામાં કાઢી આપતાં તો વાર ન હોતી લાગી. પણ આવું કઠણ વચન કેમ અપાય? યોગીને દીધેલું વચન પછી કેમ તોડાય? ભોળાનન્દ, વિના ભોળાઇએ, મુછમાં હસવા લાગ્યા. (મુછ તો હતી એ નહિ!) અને ખીસા-માંથી એલચીઓ કાઢી ત્રણે મુજવાયલીઓને આપી, "લ્યો, આ મારી પ્રસાદી તમને નિર્ણયપર આવવામાં સહાયતા આપશે."

આખરે અનુભવી સાસુજી બોલ્યાં, "દીન દયાલ, કૃપા કરો! અમો સંસારમાં પડયાં છીએ. ગુસ્સો કરવાના અનેક પ્રસંગો આવે ત્યારે બોલવું તો પડે અને બોલાઇ પણ જાય. ઉમર ભરની ટેવ ઝટ કેમ છૂટશે?"

સ્વામિએ આશ્વાસન દેતાં કહ્યું, "ચાલો, ઠીક છે. એક મધ્ય માર્ગ દેખાડું? જ્યારે બી ક્રોધથી ક્રોધાવેશમાં ગાળગલોચ યા શ્રાપના શબ્દો

બોલાઇ જવાય ત્યારે પ્રાયશ્ચિત તરીકે, સાચાં હૃદયથી, એકવીસ વખત નીચલું પદ ગાવું:—

"બોલ મા, બોલ મા, બોલ મા રે,
રાધાકૃષ્ણ બીના દુજું બોલ મા."

હવે આ તોડ સાથનું વ્રત, તે બાનુઓથી ના પાડી શકાયું નહિ. અને સૌએ ગંભીરતાથી પ્રતિજ્ઞા પૂર્વક વ્રત લીધું.

સ્વમિ ખુશ થયા અને હવે પુરૂપ મંડળ તરફ ફરી ગુરૂ દક્ષિણા માગી. તેઓએ પણ ઝટ એક રૂપિયો કાઢી આપ્યો, જે સ્વિકારી, સૂક્ષ્મ દાનનો દાવો કર્યો. ભાયડાઓ ગભરાયા કે તેમને રખે બિભત્સ ભાષા તજવાનું કહે. પણ સ્વામિએ કાંઇ જુદુંજ માગ્યું. તેઓના વેપારની એકંદર (gross)આવકમાંથી રૂપિયે એક દોઢયું (પા આણો) દરવખતે ધર્માદામાં કાઢવો અને તે ગુરૂ મહારાજને નામનું ખાતું પાડી, તેમાં જમા કરવો. તેમાંથી કદી પણ ખર્ચ કરવો નહી અને રોકડ પુરાંતમાં રાખવા. પણ જયારે તેઓ ખરેખરી નાણાની ભીડમાં આવે, અને કરજ કરવુંજ પડે એવો પ્રસંગ આવે, ત્યારે કોઇ સાહુકાર પાસે પૈસા નહિ કઢાવતાં, ગુરૂ મહારાજની આજ્ઞા લઇ, તે ખાતાંમાંથી પૈસા તેઓએ ઉધાર લેવા અને કામ પુરૂં થાય ત્યારે તરત વ્યાજ સાથે તેમાં પાછા ભરી દેવા...હા, ગુરૂ મહારાજ નજદીક ન હોય ત્યારે, પૂજા કરી રહ્યા પછી, ગુરૂની છબીને કહીને પૈસા લેવા, આ સુચના તેઓએ માન્ય રાખી. ભોળાનન્દે સર્વને આશિર્વાદ આપી, વિદાય કર્યા.

આટલાંમાં એક ગુંચવાયેલી દાઢીવાલો, મેલાં લુગડાંથી ઢંકાયલો, વણજારો ઓટલે આવી ચઢયો. બે હાથ જોડી, દુરથીજ અનાડી સમાન મોટે સાદે બોલવા લાગ્યો, "ગરૂજી મા'રાજ, આપ ગુસ્સો નહીં કરો, તો એક અરજ કરૂં."

મુરબ્બી સ્વામિ જરા હસ્યા અને કહ્યું," ભઇઆ, બધું તો મારી પાસેથી છોડાવ્યું, હવે ગુસ્સો કરવાનો અધિકાર મેં અનામત રાખ્યો હતો, તે પણ તું મારી પાસેથી ખુંચવી લે છે? અરે! જરા તો દયા કર. ઠીકઠક, સેવા ફરમાવ."

પેલા ગમારે લાંબી લાંબી વાત કહી, જેનો સાર એ હતો કે તે ભુખ્યો હતો, તેની ખર્ચી ખૂટી ગઇ હતી, અને મદદ ચાહતો હતો.

સ્વામિએ એક બ્રહ્મચારીને બોલાવી, પેલાં પંજાબીઓની દક્ષિણાંમાં મળેલો રૂપિયો કાઢી આપ્યો અને જે ઘટતું હોય તે અપાવવાં કહ્યું. ગામડયો તરેહવાર ચેનચાળાથી ઉપકાર માની રસ્તે પડયો.

પછી મારી સાથ વાત કરવા લાગ્યા, અને શીખવ્યું, "જોઇ, વાતો કરવાની રીત? વાણીમાં હમેશાં મીઠાશ રાખવો જોઇએ. બહુરૂપી સંસારમાં ભિન્ન ભિન્ન જાતની ખોપરીઓ હોય છે. તે દરેકને એક સરખો ધાન ખાવાનો ઉપદેશ અપાય તો તેની કિમ્મત શી? ભકતોને તેમની શકિત પ્રમાણે પચતો પચતો પાઠ આપવો જોઇએ." પંજાબી કુટુંબનો ઉદાહરણ આગળ કરી કહ્યું "આવાં દુન્યાદારીમાં ચકચૂર જાત્રાળુઓને 'બ્રહ્મ સત્યં, જગત મિથ્યા' ની ફીલસુફી 'ભેંસ આગળ ભાગવત' જેવી નહિ લેખાય? જ્યારે ત્યાં તો સાધુના વ્રતની ધાકથી વાણીની શુધ્ધતામાં એક પગલું આગળ વધે તો કેટલા કૌટુંબિક ઝગડા મટે? વળી ગુરૂજીના નામનું અવ્યકિતગત (impersonal) ખાતું પાડવાથી એક જાતનો આવશ્યક (compulsory saving) સંઘરો થાય. જેથી મુશ્કેલીના સમયમાં વ્યાજખાઉ મારવાડીઓથી બચે. આ ગૃહસ્થીઓ શ્રધ્ધા રાખી, દરેક યાત્રાએ એમ એક એક સફળ સંસાર ભોગવવાની રીતો ગ્રહણ કરે તો, તેમનું જીવન હાલ છે તેના કરતાં વધુ સુખદાયક નહિ નીવડે?"

પછી મારી હકીકત પૂછી. જે મેં ટુંકમાં કહી સંભળાવી. હવે વખત થઇ ગયો હતો તેથી, સ્વામિ ભોળાનન્દ ગિરિએ ગજવાંમાંથી કપડાંની એક ન્હાની થેલી કાઢી. જેમાંથી બીલી ફળ (Bael fruit) ના ગરના સૂકવેલા કકડા પ્રસાદી તરીકે આપ્યા. સ્વામિ ગૃહસ્થીઓને એલચી તથા સાધુઓને બેલ ફુટની પ્રસાદી આપતા.

## સ્વામિ ભોળાનન્દની ભલામણ

કહે છે કે એક વેશ્યાએ પોતાના ધંધામાં ખૂબ ધન પેદા કર્યું, અને એની નોંધ ચિત્રગુપ્તની ચોપડીમાંથી છેકાવી નાખવા જાણે લાંચ આપવી પડતી હોય, તેમ દાન કરવાનો વિચાર કર્યો. આ વિચાર પોતાના ગ્રાહકોને દર્શાવી તેઓની સલાહ પૂછી. આ ગુણકાનો એક વિદ્વાન ઘરાક ધર્મગુરૂ હતો તેણે સૂચવ્યું, "એક મંદીર બાંધ. હું ત્યાં પૂજારી બની ત્હારાં પાપો ભૂસાવી નાખવા માટે ન્યાય દેવને અરજ કરીશ!" બીજો અસીલ એક શિક્ષક હતો, તેણે શીખામણ દીધી, "એક બ્રહ્મચર્ય આશ્રમ

ખોળ. લાવ, હું સઘળી ગોઠવણ કરી આપું. આશ્રમના ઉપરી તરીકે હું બ્રહ્મચર્યનું જ્ઞાન ફેલાવી વ્યભિચારનો ગુનાહ માફ કરાવીશ." વૈદ્ય કુળે ધર્માદા ઔષધશાળા ખોળવા સમજાવ્યું, દાણાવાળાએ સસ્તા અનાજનો સ્ટોર ચલાવવાનો બોધ દીધો. આમ સૌ નેક માણસોએ પોતપોતાના ધંધાને લગતી સલાહ આપી, પોતાની ઠીકરી તળે અંગાર ખેંચવાની પ્રયત્ન કીધી. આ ઉપરથી તે વૃદ્ધ વેશ્યાએ અંદેશો કર્યો કે બધા પોતપોતાનું અને પોતાના વર્ગનું ભલું ઇચ્છે છે તો હું એવી કેવી મૂર્ખ, કે પોતાનાંને છોડી દઇ, પારકાંનો સ્વાર્થ પંપાળું? આ ઉપરથી તેણે 'વેશ્યાઓના લાભ સાચવનારૂં મંડળ' સ્થાપ્યું અને તેના નિભાવ અર્થે સારૂં જેવું નાણું દાન કર્યું અને પોતે તે મંડળની પ્રમુખ બની, જીવી ત્યાં સુધી ગુણકા બ્હેનો તરફથી માનચાંદ મેળવ્યું.

આ અર્થસૂચક દૃષ્ટાંટ સંભળાવી સ્વામિજી મહારાજે હાસલે મતલબ દોરી, "જુદા જુદા સંપ્રદાયવાળાંઓ તમને ભિન્ન ભિન્ન માર્ગ દેખાડશે અને પોતાના મતનાં લોકની સંખ્યા વધારવા, યા 'એક પારસી ગ્રેડ્યુએટને અમારા પંથમાં વટલાવ્યો'ની બડાઇ મારવા, યા તમો પાસે પોતાનો કાંઇ સ્વાર્થ સંધાવવા હજારો ખેંચતાણ કરશે, ત્યારે શું ઉચિત નથી કે તમે તમારાજ **સ્વધર્મ**ને વળગી રહી તેમાંજ તમારી શક્તિ ખર્ચો?"

હું હવે રોજ સ્વામિ ભોળાનન્દ આગળ જવા લાગ્યો. મેં બ્રહ્માનન્દ સ્વામિ સાથના મારા વાદવિવાદની વાતો કહી અને બ્રહ્માનન્દે સૂચવેલી તપજપ કરવાનો મારો વિચાર જોઇ સ્વામિએ તેને પુષ્ટિ આપી. એકાંત સ્થળમાં મૌન સાધવા અને જપ કરવા કહ્યું, ફરક માત્ર એટલો કે ઓંકારના જપને બદલે 'તમારો યથા અહુવૈર્યો યા કોઇ બીજો તેવોજ મહા વાક્ય અથવા ખુદાનું કોઇ નામ' જપવા કહ્યું. વળી વધુમાં સૂચવ્યું કે નોકર ચાકરની ઉપાધિમાં પડશો નહિં. સ્વયં પાક એટલે હાથે રાંધી ખાવું અને રોજ બે ચાર મૈલની ખુલ્લી હવાની સહેલ કરવી. યોગ્ય કુટી વગેરેનો બંદોબસ્ત કરાવી આપવાનું પોતે માથે લીધું.

## પંડીત શર્મા.

એક સવારે, રોજની રૂઢી પ્રમાણે, વ્હેલો ઉઠીને, શાંત બેસી, ગઇ કાળના બનાવો ઉપર હું ચિંતન કરતો હતો, તેટલામાં કોઇ જાણીતા

અવાજે મારૂં નામ પૂકાર્યું. બારણું ખોલીને જોઉં છું, તો બનારસ યુનિવરસીટીવાળા મારા નવા મિત્ર પંડીત રામચંદ્ર શર્મા, 'ગુડ માર્નીંગ' કરતા, હસ્તે ચ્હેરે દાખલ થયા. મેં એમને હર્ષભેર આવકાર દીધો અને વિસામો આપવા ઘટતી આગતા સ્વાગતા કરી. આપણે આગળ જોઇ ગયાં તેમ બનારસમાં આ પંડીતજીએ મારી પ્રેમપૂર્વક સેવા કીધી હતી. સ્વામી ગોવીંદતીર્થ સાથે બદરીનાથનાં બરફમાં ગુપ્ત રહેતા તેમના ગુરૂદેવનાં દર્શને હું જનાર હતો એ વાતથી પંડીત શર્મા વાકેફ હતા, અને એમને પણ મારી સાથે આવવાની તીવ્ર ઇચ્છા હતી. આ કારણે ઉનાળાની લાંબી રજાનો લાભ લઇ, આજે (તા. ૬ થી મે ૧૯૨૪) બદરીનાથ જવા તૈયાર થઇ એઓ આવ્યા હતા. સ્વામી ગોવીંદતીર્થની લુચ્ચાઇની વાત સાંભળી પંડીતજીએ અફસોસ કર્યો પણ બદરીનાથ જવાનો નિશ્ચય તો કાયમ રાખ્યો. પંડીતજીએ મને સાથે આવવા કહ્યું. હવે હરદ્વાર આવ્યા પછી બે ત્રણ સન્યાસીઓએ મને એકાંત સ્થળે નચિંતાઇથી જપ ધ્યાન વગેરે કરવાની મજબુત સલાહ આપી હતી અને હું પણ તે 'લડ્ડુ' ચાખી જોવા માંગતો હતો. પં. શર્માને મેં કહ્યું, "તમારે માટે કોઇ યોગ્ય સાથ હું શોધી કાઢીશ અને જો નહીં મળશે તો હું પોતે તમો સાથ બદરીનાથ આવીશ."

## હરકી પૈડીમાં સ્નાન.

પંડીતજી મને 'હરકી પૈડી'ના ઘાટ પર સ્નાન માટે લઇ ગયા, ફરી એક વાર મેં 'હું હિંદુ નથી તે કોઇ વાંધો તો નહી લે' કરી પૂછી જોયું અને કાશીના આ બ્રાહ્મણે જ્યારે ખુદ હા પાડી ત્યારે મેં ખુશાલ સ્નાન કર્યું. ભાગીરથી ગંગાની આ સુંદર શિતળ ધારામાં અંગોળ કરવું એ ખરેજ એક મોજ હતી. અહિંસાને પરમ ધર્મ માની લાંના પંડાઓએ માછલીની રક્ષા કરી છે જેથી મોટી મોટી દોઢ બે ફીટ લાંબી માછલીઓ સ્નાન કરતા યાત્રીઓ સાથે ભય વગર ગેલ કરે છે. આપણાં શરીર સાથે ખુશાલ અથડીને નાસી જાય છે. શોખીન જાત્રાળુઓ ઘઉંના આટાની દમોરીઓ પાણીમાં નાખી માછલીઓને કુદાવે છે, આ દેખાવ ઘણો આનંદ દાયક છે.

સ્નાન આટોપી પંડીતજીએ કેશર્યા રંગનું રેશમી પિતાંબર પહેર્યું અને રામાયણમાંથી ચોકસ પાઠ કર્યો. પછી અમે ગંગાજીનાં મંદિરમાં

દેવ દર્શને ગયાં. મારે માટે કોઇએ કાંઇ પૂછ્યું નહીં.

સાંજે હું પંડીતજીને સ્વામિ ભોળાનન્દની મુલાકાતે લઇ ગયો. સ્વામિ બદરી કેદારના યાત્રીઓને બધી સમજ આપતા અને મજુર વગેરેની ગોઠવણ પણ કરી અપાવતા. એક બંગાલી વકીલ બદરીનાથ જવાના હોવાથી સ્વામિની મદદ માગવા આવ્યા હતા. સ્વામિએ પંડીત શર્માને બંગાલી વકીલ સાથે સહયાત્રી બનાવી દીધા. બન્નેના એકત્ર સામાન માટે એક કુલીનો બંદોબસ્ત કરાવી આપ્યો અને એક ખાત્રીદાર પંડાને બોલાવી આ બન્ને વિદ્વાન જાત્રાળુઓની સર્વ સુખ સગવડ સાચવવા આજ્ઞા દીધી. સાથે શું લઇ જવું, શું ખાવું પીવું, યાત્રાની વિધિ વગેરે બધી પૂરે પૂરી સમજ આપી. વકીલ બાબુ અને પંડીતજી બન્ને ઝટ એક મેક સાથે જુના મિત્રોની માફક ભેળાઇ ગયા અને સ્વામિજીને પગે પડી પાંચ રૂપિયા દક્ષિણા દઇ, પોતાને ડેરે ગયા.

## યાત્રાની તૈયારી.

વૃદ્ધ પંડીતજી આજે એક નિશાળીઆના જેટલી ઉલટમાં પાછલી રાતના સાડા ત્રણ વાગે જાગૃત થયા અને મને પણ ઉઠાડ્યો. શૌચથી નિવૃત્ત થઇ, નાનકડું ફોલ્ડીંગ ફાનસ સળગાવી અંધારે અંધારે અમે સ્નાને ગયા. આ બુઢ્ઢાજીનો ઉત્સાહ અને ઉનાળાની પાછલી રાત એટલે અમને સરદી યા ન્યુમોન્યાનો ખ્યાલ વટીક ક્યાંથી હોય ! ગરમીમાં બરફ વધુ પીગળતું હોવાથી મે જુન મહિનામાં ત્યાં ગંગાજીનું પાણી ઘણું ઠંડું હોય છે. ધ્રૂજતા ઝડપી ઉચ્ચારે પંડીતજીએ ગંગા, ગોદાવરી, નર્મદા વગેરે પવિત્ર નદીઓનાં નામ સ્મરણ કરી ત્રણ ગોટા લગાવ્યા અને તેમને જોઇને મેં પણ કર્યું. ટુવાલથી દીલ લુછી નાખતાં, આહ! લોહી રગોમાં ખુશાલીથી કુદવા લાગ્યું. જો આવી ઉલટમંદ સંગત ન હતે તો હું કદી હુપેન ગેહમાં અર્દવિસુરનાં અંગોળની મોજ નહિ મેળવતે. પછી પંડીતજીએ ઝડપ ઝડપમાં રામાયણનો પાઠ કરી લીધો અને ધર્મશાળાપર જઇ બીસ્તર બાંધવા માંડ્યું. લગભગ પોણી ચારસો માઇલની પહાડોની પગ મુસાફરી માટે આ ભણેલા પંડીતે માત્ર બંગાળી અર્ધા મણ જેટલોજ અસ્બાબ લીધો હતો. એક ઉની બરતુસ, એક હુંફાલી શૉલ, કસવાલું ડબલ છાતીનું ફ્લેનલનું એક બન્યાન, બે સુતરાઉ ખમીશ, બે ધોત્યાં, એક રેશમી પિતાંબર, એક

વકીલ કહે, " મહારાજ, એ તે કેમ બને? મારો તો ધંધોજ પડયો."

હવે સ્વામિએ પંડીત રામચંદ્ર તરફ ફરી સહમતિ માગી, "કેમ, બરાબર છેની! પંડીતજી આપની તો સૂનાવો, કાંઇ સેવા ફરમાવો."

રામચંદ્રે પોતાનો હેવાલ ટુંકમાં સમજાવ્યો. રામનાથે ઉપદેશ શરૂ કર્યો, " પંડીતજી, હવે તમે વૃદ્ધ થયા છો. એકલાજ છો, તો હવે નોકરીથી ફારેગ કેમ નથી થતા? બસ ઘરે બેસી હવે ભજન પૂજન કરો અને લોકને સત્ય બોલવાનો ઉપદેશ કરો."

પંડીતે ખુલાશો કર્યો, " કાશી વિશ્વવિદ્યાલયની જે સેવા હું, મારી જરૂર જોગાજ, ટુંક પગારમાં બજાઉં છું, તેનેજ મારૂં ભજન પૂજન ગણું છું. રોજ મારૂં નિત્ય કર્મ, પાઠ, પૂજા નિયમિતપણે કરૂં છું. આખો દિવસ વિદ્યાર્થીઓની સેવા અને રજામાં બદરીનાથની યાત્રા એથી વધુ સારૂં શું હોય? ' રીતાયર ' થવું એટલે શું આળસુ અને નિરૂપયોગી બનવું? વળી ' સત્ય બોલો ' એનો શું અર્થ? સત્ય શાને કહેવું? વ્હેવારૂ સત્ય અને આદર્શ સત્યમાં ફરક હોય છે......"

બ્હોળી રોકાણવાલા સ્વામિને આ સઘળી ફીલસુફી સાંભળવાનો સમયજ કયાં હતો? આજુબાજુ બીજાં અર્ધી દજન ભકતો ખોટી થતાં હતાં. રામનાથે પંડીતજી તથા વકીલ સાહેબને આશીર્વાદ દીધા. એટલાંમાં રામનાથના મંત્રીજીએ મારે માટે પૂછપરછ ચલાવી. પંડીતજીએ કહ્યું, "આ એક વિદ્વાન જીજ્ઞાસુ છે."

મંત્રીએ પ્રશ્ન કર્યો, "એઓ કઇ ન્યાતના છે "? તેટલાં રામનાથજીએ તરત મંત્રીને દબાવી દીધો અને કહ્યું, " સાધુની જાતપાત કેવી? જીજ્ઞાસુ એજ એની જાત." પછી પાછા અમો સઘળાને આશીર્વાદ દઇ છોડયા.

ત્યાંથી વકીલ સાહેબ અમુને પોતાના પિતા રાય સાહેબ જાનકી પ્રસાદને મળવા લઇ ગયા. રાયસાહેબે મારી હકીકત ઘણો રસ લઇને સાંભળી. અને મને કહ્યું. " ત્યાં રિષિકેશમાં બે બહુ આગળ વધેલા

સાધુઓ મારા ધ્યાનમાં છે, જેઓ તમારી શંકાઓનું સંતોષકારક સમાધાન કરશે. જો તમારી ઇચ્છા હોય તો મેલાપ કરાવી આપું." મે આ સૂચના મોટા ઉપકાર સાથે સ્વિકારી. રાયસાહેબે આવતી કાલે મને બોલાવ્યો. પંડીતજી બદરીનાથ માટે ઉપડવાની ધાંધલમાં હોવાથી અમે રાયસાહેબથી છુટા પડયા.

બપોરે આશરે અઢીને સુમારે સર્વ યાત્રીઓ તૈયાર થયાં, પહાડી મજુરોએ બોજા પીઠે વળગાડયા. એક બુઢી બંગાળી સ્ત્રીને ટોપલીમાં બેસાડી, એક પહાડી મજુરે તે ટોપલી ખભે લટકાવી. આ પહાડી મજુરો મજબુત મહેનતુ અને પ્રમાણીક હોય છે. ફરી એકવાર 'જય બદરી વિશાળકી'નાં જય ઘોષથી ધર્મશાળાનો કંમપાઉંડ ગાજી રહ્યો. સૌ એકમેકને મળી લઇ સ્નેહાલિંગન દઈ છુટાં પડયાં. વંજારની પાયદળ કુચ શરૂ થઇ. માઇલ એક ગયાં, કે મજુરોએ બોજા ઉતારી પાડયા. કારણુ ત્યાં 'તેહરી રિઆસત' તરફથી જાત્રાળુઓની રક્ષા અર્થે એવી ગોઠવણુ રાખી છે કે દરેક મજુર પાસ તેહરી સરકાર કર લે છે. સૌને મજુરીનાં દર અને શરતો, કાયદા, વગેરે, એક કારકુન વાંચી સંભળાવે છે. વળી મજુરોને સ્પષ્ટ કહેવામાં આવે છે, કે યાત્રીઓને કોઇબા તરેહનો ધોકો પુગાડશો તો તુરંગની શિક્ષા થશે. યાત્રીનાં સામાનનો વજન અને તેની વિગત વગેરે હકીકતો સાથની એક સરકારી 'પાસ' યાત્રીને આપવામાં આવે છે. તેની એક નકલ મજુરને મળે છે, અને એક પ્રત સરકાર રાખે છે. હરદ્વારથી બદરીનાથ જઇ મેલચૌરી સુધી એક પક્કા મણુ (૮૦ રતલ) જેટલો સામાન, ચાલીસ, પચાસ રૂપીઆમા એક મજુર લઈ જાય છે.

આ કર નાંકાં toll terminus પરથી પાસ લઇ યાત્રીઓનો સંઘ આગળ વધ્યો કે મેઘરાજાએ તેઓને હિમાલયના ઉંબરમાં દાખલ થતાં જાણે આછું મીઠું કીધું. મારી પાસે છત્રી નહોતી, તેથી લક્ષ્મણ ઝુલા સુધી વળાવા જવાનો વિચાર માંડી વાળી, પંડીત રામચંદ્રને, વકીલ બાબુને તથા યાત્રીઓને મળી ભેટી આશીર્વાદ દઇ લઇ તેઓની મેં રજા લીધી. અને 'જય જય, જય જય કરતાં છુટાં પડયાં.

# યોગની કોલેજ.

બીજી સવારે ૭ વાગામાં રાયસાહેબ જાનકીપ્રસાદ સાથે રિષિકેશથી દક્ષિણે. ત્રણ માઇલ પર, ગંગા કિનારે આવેલાં, વિરભદ્ર મહાદેવના મંદીર પાસે 'સાર્વજનીન યોગ વિદ્યાલય'માં સ્વામિ સત્યાનંદની મેં મુલાકાત લીધી. સ્વામિનું શરીર બંગાળ દેશનું છે. અંગ્રેજી ભણેલા છે. હઠ યોગની સારી માહિતી અને અભ્યાસ ધરાવતા કહેવાય છે. Mr. W. Y. Emans Vines, M. A., B. Sc. D. Litt. તથા બીજા યુરોપી ગ્રહસ્થોએ, તેમજ બાબુ યુગલકિસોર શ્રીવાસ્તવ ડેપ્યુટી કલેકટર, હરદોઇ, જેવા અમલદારોએ એમનાં યોગબળની, પોતાની સમજ અનુસાર પરિક્ષા કરી, ભારે પ્રશંસા કરી છે. કહે છે કે, મી. વાઇન્સે સ્વામિને અમેરિકા જઇ હિંદી યોગ વિદ્યાનો પ્રચાર કરવાની સલાહ આપી, તથા તે માટે સઘળી વ્યવસ્થા અને સ્વામિજીની મહેનતના બદલામાં ૧ લાખ રૂપીઆ અપાવવાની ઉદાર માંગણી કરી હતી. પણ તે સ્વામિજીએ ઉપકાર સાથ ના પાડી હતી. શિષ્યો ગુરૂને પોતાને ત્યાં બોલાવે એ એમનાં સદ્ગુરુ નહિ કહેવાય, એમ સ્વામિનું માનવું હતું. પાછળથી એમના વખાણનારાઓની વિનવણીથી સ્વામિએ ઉપર દર્શાવેલાં સ્થાનમાં એક યોગની કોલેજ સ્થાપી. સરકારે સ્વામિને ૨૭, વિંઘા જમીન એવી શર્તે મફત આપી કે આ યોગવિદ્યાલય સાર્વજનિક બનાવવી. સ્વામિએ ત્યાં એક પાકું મકાન તથા બીજાં કાચાં મકાનો, ગૌશાળા વગેરે માટે બંધાવી કાઢયાં છે. કોલેજનો ક્રમ ત્રણ વરસનો રાખ્યો છે. અને દરેક ઉમેદવાર પાસે રૂપિયા ત્રણસો પહેલેથી અંગ પર લેવામાં આવે છે, અને આ રૂપિઆમાંથી સાધકનો ત્રણ વરસનો ખાવાપીવા તથા વસ્ત્રોનો ખર્ચ કરવામાં આવે છે. સ્વામિનું કહેવું એવું છે કે એ પૈસામાંથી કોલેજ કાંઇપણ ફાયદો ઉઠાવતી નથી પણ પહેલેથી લઇ લેવાની મતલબ એવી છે કે, ખાવાપીવાની ચિંતા જેને આખુ સતાવ્યા કરતી હોય તેનાથી યોગાભ્યાસ થઇ શકે નહિ. વળી હઠ યોગનો અમલ કડક અને રૂખો સુકો છે, જેથી સાધકો એચાર ૭ મહિનામાં અધીરા બની જાઇ કંટાળે છે. જો ૩૦૦) રૂ. પહેલેથી તેણે ભરી દીધા હોય છે તો, તે સઘળા છોડી દઇ, સાધક અભ્યાસ તજી દેવાની ઉતાવલ કરતો નથી.

આ કોલેજમાં બે જાતના વિદ્યાર્થીઓ લેવામાં આવે છે, નિવાસી

અને પ્રવાસી. જેઓ આ આશ્રમમાં રહી, ત્યાંના નિયમો પાળી, સ્વામિજીની નજર હેઠલ યોગનો અભ્યાસ કરે છે તેઓ નિવાસી કહેવાય છે. અને પ્રવાસી સાધકોને ટપાલ મારફતે યોગની પ્રક્રિયાઓ શીખવવામાં આવે છે. ક્રમમાં આસન, શરીર સોધન, અધ્યાત્મ વિદ્યા, શરીર સંયમ, પ્રાણાયામ, ખેચરી મુદ્રા, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ વગેરે વિષયો ગોઠવવામાં આવ્યા છે. અને પ્રવાસી સાધકોની રાહબરી માટે સ્વામિએ હિંદી ભાષામા अनुभुत योग साधन નામની નાની ચોપડી પ્રગટ કરાવી છે. ત્રણસો રૂપિયા અગાઉથી અનામત મૂકીને યોગ વિદ્યા શીખનારો હજી કોઇ સ્વામિને મળ્યો નથી. કોલેજમાં ત્રણ ચાર વિદ્યાર્થીઓ હાલમાં જોડાયા છે. જેઓ સઘળા મફ્ત શીખે છે. અને બદલામાં આશ્રમની સેવા જેવી કે રાંધવા સીધવા, સાફસુફ કરવા, ગૌશાળા ચલાવવા, વગેરે કારોબાર તેઓ સ્વામિને કરી આપે છે.

ત્યાં એક યુરોપીઅન ક્વોર્ટર બનાવવાની પણ યોજના કલ્પાઇ છે, જેનાં ઉપરી તરીકે મી૦ વાઇન્ઝ કામ કરશે. અને તેઓ સ્વામિની મદદ સાથે ગોરાઓને પૂર્વની રૂઢી અનુસારનું યોગ સાધન શીખવશે. મી૦ વાઇન્ઝ હાલમાં આ પ્રચાર અર્થે અમેરિકા ગયા છે, જ્યાંથી ચેલા, ચેલીઓની એક પહેલી ટોળકી, ચુંટી લાવનાર છે.

મેં આખો દિવસ સ્વામિજીની સતસંગમાં બહુ આનંદથી ગાળ્યો. સ્વામિ બડા બલીદરાજ હોવાથી સાંભળનારાઓ પર પહેલો છાપ સારો બેસાડી શકે છે. અમે અનેક વિષયો ઉપર વાતો ચલાવી, સ્વામિએ મને પોતાની કોલેજમાં જોડાવાનો આગ્રહ કર્યો. અને મારી મરજી હોય તો યુરોપીઅન ક્વોર્ટરમાં પણ મારે માટે એક અપવાદ રૂપે સગવડ કરી આપવાની કૃપા દર્શાવી. જો કે સ્વામિજીની વાતચીત આકર્ષક જણાતી હતી, છતાં એમની રહેણી કરણી મને કોઇ પણ રીતે પ્રભાવશાળી જણાઇ નહિ. એમની વિચાર શ્રેણી કંઇક વિચિત્ર હતી, જે બધી વિસતારવાની જગ્યા નથી. છતાં એક પોઇન્ટ નમુના રૂપે ત્યાં નોંધીશું. તે વેળાના રાજદ્વારી મામલા વિષે ચર્ચા કરતાં, સ્વામિજી કહેવા લાગ્યા કે "પ્રાચીન કાળમા જ્યારે પ્રજા પ્રગટીકરણના નીચલા તબકકા પર હતી, ત્યારે ઋષિમુનીઓને દુનિઆદારીનાં, તથા રાજદરબારનાં કામો પણ સંભાળવા પડતા. જ્યારે પ્રજા આગળ વધી, ત્યારે આ પવિત્ર પુરૂષો રાજ-

ખટપટનાં મેલાં કામોમાંથી છુટયા અને લગામ ગ્રહસ્થીઓને સોંપી, અરણ્યોમાં એકાંત ભક્તિમાં ઘુટાયા અને નિત્ય પ્રાર્થના કરવા લાગ્યા કે, 'હે પરમાત્મા અમારા દેવરૂપી ભારત સંતાનોને આધિભૌતિક ગલીચ કામોથી છોડવ, કે જેથી તેઓ નિર્વિઘ્ન ત્હારી પૂજા ભક્તિમાં નિરંતર આનંદ લૂટે'. કહે છે કે માહાત્માઓની આ અર્જ ભગવાને સ્વિકારી અને કૃપા કરીને મુસલમાન, અંગ્રેજ વગેરે ઉતરતા દરજાની પ્રજાને આ હલકું કામ સોંપી હિંદની ઉચ્ચ આર્ય પ્રજાની આધ્યાત્મિક ઉન્નતીનો માર્ગ મોકળો કરી આપ્યો".

ત્યાં મારી તરફ આંગળી કરી સ્વામિએ આગળ ચલાવ્યું. "પરમેશ્વરે તમો પારસીઓ, જેઓ (૧/૪) 'પાવ' ઋષિઓ છો તેઓ પર તો મહેર કરી આગાઉથીજ આ ગંદાં કામમાંથી દૂર કર્યા......મને અચંબો લાગે છે કે પરમાર્થ નિષ્ટા (Spirituality)નો દાવો કરતા **માહત્મા ગાંધી** શા માટે વળી પાછું આ Politics નું નીચ કામ પ્રજાને ગળે ઓળવવા ખટપટ કરી રહ્યા હશે ........"

વિરભદ્રમાં આખો દિવસ રહી સાંજ ખાઇપી રાયસાહેબ તથા હું ઘરે આવ્યા.

## હેડ માસ્તર સંન્યાસી

બીજે દિવસે રાયસાહેબ મને 'શાંતી આશ્રમ'માં સ્વામિ સ્વાત્મારામ તિર્થની મુલાકાતે લઇ ગયા. આ મદ્રાસી સન્યાસી પૂર્વાશ્રમમાં એક હાઇ સ્કુલના હેડ માસ્તર હતા. શરીરે તંદુરસ્ત ને ફરએ જણાતા, સ્વામિ સત્યાનંદ કરતાં વધુ ગંભીર અને પ્રભાવશાળી દેખાતા. રાયસાહેબે ટુંકમાં મારી ઓળખ કરાવી અને મારી યાત્રાનો ઉદ્દેશ દર્શાવ્યો. અને સ્વામિએ ખાત્રી ભર્યા મક્કમ શબ્દોમાં ઉત્સાહભર મારી પર પ્રભાવ નાખી કહ્યું. "હું તમને તમારી બુદ્ધિ અને તર્કને આધારે ઇશ્વરનું અસ્તિત્વ, સૃષ્ટિની રચનાનાં કારણ તથા યોજના પરોક્ષ અને અપરોક્ષ બંને રીત પુરવાર કરી આપી તમારૂં સમાધાન કરીશ. હા, માણસની સમજ શક્તિ આ વિષય સિદ્ધ કરવા માટે પુરતી છે. તમને તમારા ન્યાયથી (Logically) ખાત્રી કરી આપું, તો તો બસ કે નહિ?" સ્વામિનાં આ નિશ્ચયાત્મક કથનથી મારા પર તાત્કાલિક અસર સારી થઇ, હું બહુ ખુશ થયો. સંધ્યાકાલ થઇ ગઇ હોવાથી સ્વામિજીએ અમને

પ્રસાદી દાખલ બબ્બે પાકાં બેલ ફ્રુટ ખવાડી રજા આપી.

અમે ઘર જતાં રસ્તામાં સ્વામિ સત્યાનંદ, ને સ્વામિ સ્વાત્મારામ એ બન્નેના ગુણ દોષોનાં તોળની ચર્ચા ચલાવી. અમે જોયું કે બંને પુરા તો નથી, બન્ને ભણેલા છે, મને ભણાવવા રાજી છે. મને ચેલો બનાવવા આતુર જણાય છે, સત્યાનંદ ખુલ્લાં દીલના અને ભરભડીઆ છે. સ્વાત્મારામ મીંઢા ને પ્રપંચી જણાય છે. સત્યાનંદ હઠ યોગના ઉપદેશક છે, જ્યારે સ્વાત્મારામ વેદાંતી છે. સત્યાનંદના આશ્રમમાં ૩૦૦ રૂપીઆ અગાઉથી આપી દઇ, બંધાઇ જવું પડે એવું છે; તથા તેમની કોલેજમાં તેમની તાબેદારી ને કાબુમાં રહેવું પડશે. જ્યારે સ્વાત્મારામ ઉપરથી પોતે ભિક્ષા લાવીને ખવાડવા ખુશી છે, એમને ત્યાં કોલેજના જેવો મુકરર કાર્યક્રમ નથી. સ્વાત્મારામને એકજ શિષ્ય છે, જે અંગ્રેજી ભણેલો ને ચંચળ છે. જ્યારે સત્યાનંદના ચેલાઓ અભણ ને અણઘડ જણાય છે. વળી હઠ યોગની ક્રિયાથી શરીરને નુકશાન થવાના સંભવ સાંભળ્યા છે. જ્યારે વેદાંત વિચારમાં આવો કશો ભય નથી. સામતી રીતે લેતાં રાયસાહેબની તથા મારી પસંદગી સ્વામિ સ્વાત્મારામ ઉપર ઉતરી.

હ્યાં મારે મારી એક નબળાઇ નોંધવી છે, બનારસમાં જોશી રામયત્નએ ભવિષ્યવાણી ભાખી હતી કે નવમી દશમી મે ૧૯૨૫નાં દિવસે મને ગુરૂ પ્રાપ્ત થશે. હવે બન્યું પણ એવું હતું કે સત્યાનંદ તથા સ્વાત્મારામને હું તારીખ નવમી દશમી મે એજ જઇ મળ્યો હતો. આ ઉપરથી મેં નક્કી અનુમાન દોયું કે આ બેમાંથી એક મારો ગુરુ થશે. વધુ ખાત્રી માટે મેં ધર્મશાળા પર જઇ એક સિક્કો કાઢી છાપ કાંટો કરી જોયો, અને તેમાં સ્વામિ સ્વાત્મારામની તરફેણમાં સિક્કો પડયો. આ ઉપરથી બીજે દિવસે હું રાયસાહેબ જાનકીપ્રસાદ સાથે સ્વામિ સ્વાત્મારામની મુલાકાતે ફરીથી ગયો. આજે સ્વામિજીએ પોતે આસન પ્રાણાયમ કેમ કરે છે, તે પ્રક્રિયાનું પ્રદર્શન કરી દેખાડયું. અને છેવટે પોતાનો 'પ્રોગ્રેસ' વર્ણવતાં કહ્યું, "મને સંપૂર્ણતાએ પુગવાને માત્ર એક વર્ષ બાકી છે. જ્યારે હું નિર્વિકલ્પ સમાધી સિધ્ધ કરી શકીશ." વધુમાં જણાવ્યું કે "મારો હમણાનો તબક્કો પણ કાંઇ જેવો તેવો ગણાય નહિ. એ તો મારા પૂર્વ જન્મના પૂણ્યોનોજ પ્રતાપ હશે." આમ પોતાનેજ મોઢે પોતાનાં બાકાં ફુંકી રાયસાહેબને ઉપદેશ દેવા

લાગ્યા, "મનુષ્યોએ ગમે એવી જીંદગી ગુજારી હોય પણ મરણ કાળે જો તે શ્રીકૃષ્ણનું સ્મરણ કરે અને તેનીજ યાદમાં ૐ નાં ઉચ્ચારો સહિત પ્રાણ છોડે તો તે મોક્ષ પામે એમાં કશો શકસુબેહ છેજ નહિ. રાયસાહેબ તમો હવે વૃદ્ધ થયા છો, કાલ કોણે જોઇ છે, માટે જો હવે રાતદીન બસ પ્રણવ મંત્ર રટયા કરો તો વાહવાહ ! મોક્ષ તમારા હાથની હથેલીમાંજ છે." એઓથી સ્વામિએ રાયસાહેબને કેટલાંક સહાયક મંત્રો લખાવ્યા, તેનાં ઉચ્ચારો શીખવ્યા અને તેની વિધિ એવી દેખાડી કે આ મંત્રો મનમાં ઉચ્ચારતાં એવી સ્પષ્ટ કલ્પના કરવી કે જાણે હમણાંજ સાક્ષાત સોળે કળા સંપુર્ણ શ્રીકૃષ્ણચંદ્ર ભગવાનના દર્શન કરી રહ્યા છીએ. ને એઓ શ્રી સાથ વાર્તાલાપ કરીએ છીએ અને ભગવાન પ્રસન્ન થઇ માથાં પર હાથ મેળી મોક્ષનું વરદાન દે છે. આ પ્રમાણે જોશભેર સ્વસૂચના (Auto-suggestion) દિવસમાં અનેકવાર કરતાં રહેવું. આ ઉપરથી રાયસાહેબ પ્રફુલ્લિત બની ગયા, અને મોક્ષ મેળવવાની હોંસમાં ઝટ ૧૦) રૂપીઆની નોટ સ્વામિજીના ચરણોને અર્પણ કરી તથા ઉપકારથી ઉભરાતા ગદગદ કંઠે કંઇ ભાંગાતૂટા અસ્પષ્ટ શબ્દો ઉચ્ચારી ચૂપ રહ્યા.

હવે સ્વામિએ મારી તરફ ફરી મને કહ્યું, "તમારી શંકા નિવારણ અર્થે તો તમારે અમુક વખત મારી સાથે રહી ગાળવો પડશે અને કડક સાધન સાધવાં પડશે." મેં તૂર્ત મારી ખુશી દેખાડી અને કહ્યું, "મહારાજ હું તૈયાર છું." અને એમની રજા લઇ હું તૂર્ત હરદ્વાર મારૂં આસન લેવા ગયો.

હરદ્વારમાં મારા મિત્ર લાલા વાસદેવને મેં સઘળી વાત કહી. તેમને મને પોતાની સહાનુભૂતિ આપી અને સૂચવ્યું, "આજથી તમો પક્કા સાધક બનો છો એટલે હવે આ બધા સામાનની ઉપાધિ તમને પરવડે નહિ. માત્ર એકાદ બે બદલવાનાં વસ્રો, એકાદ બે ઓઢણાં પાથરણા, અને ઘણોજ ઓછામાં ઓછો જરૂરી અસબાબ સાથે રાખવો જોઇએ." આ ઉપરથી મેં મારી હેન્ડ બેગ, બીજાં વસ્ત્રો, પુસ્તકો, વગેરે બંધ કરી દઇ, ડોકટર પીતાંબર પંતને ત્યાં રાખવા મેલ્યાં. ડોકટર પિતાંબર તો અજબ થયાં અને ચેતવણીના ચાર શબ્દો કાનમાં ફૂંકયા, "અંધારામાં ભૂસકો મારતા રખે, આંખ કાન ઉઘાડા રાખી ફરજો. અંધ શ્રદ્ધાને આધીન થતા ના. કંઇ કામકાજ હોય તો જરૂર ફરમાવજો."

# મારી કસોટી.

ચેલા થવાની ઉલટમાં ને ઉલટમાં ત્રણ જોડી કપડાં, અને બે કામળા, દાંતનો બ્રશ, લાકડાંનો ૪ પૈસાવાળો નીઝ્યો અને એક કોરા-પાનાની ચોપડી લઇ હું હરદ્વારથી રિષિકેશ સુધી ચૌદ માઇલ ચાલતો ગયો. શાંતિ આશ્રમમાં જઈ સ્વામિજીને પગે પડયો. સ્વામિએ પોતાના ચેલા, બ્રહ્મચારી રામસ્વરૂપને બોલાવી તેની ઓરડીમાં મારા ઉતારાની ગોઠવણ કરવાની આજ્ઞા દીધી. રામસ્વરૂપે મને સુવા સારૂં એક લાકડાનો બાંકડો આપ્યો પણ મેં કહ્યું કે હું જમીન પસંદ કરીશ. ત્યારે રામ-સ્વરૂપે મારૂં ધ્યાન ખેંચ્યું કે રિષિકેશમાં આ મોસમમાં મોટા મોટા વિંછીઓ બહુ નીકળે છે, માટે ત્યાં સઘળા જમીન પર સુવાનું ઇચ્છાજોગ ધારતા નથી. આ ઉપરથી મેં બાંક પર આસન પાથર્યું.

સ્વામિએ મને પૂછ્યું, "તમારા ખાવાના માટે શો બંદોબસ્ત કરશો ?" મેં કહ્યું, "મહારાજ, મારી પાસે પૈસા છે, હું રોજ ઉપાહાર ગૃહમાં જઇ જમી લઇશ."

સ્વામિએ કહ્યું. "ના, તેમ નહિ બને. યોગના સાધકે ભિક્ષાન્ન પર રહેવું જોઇએ. હું અને બ્રહ્મચારી તમારે માટે પણ ભિક્ષા માંગી લાવીશું જે તમારે ખાવું."

મેં કહ્યું "મહારાજ તમને તકલીફ........."

સ્વામિએ મને અધવચ્ચેજ અટકાવી કહ્યું, "તકલીફ બકલીફ કાંઇ નહિ. ખરો ગુરૂ તેજ જે ચેલાની સાધનાવસ્થામાં સેવા કરે....લ્યો આજે તો આ બે બીલીફળ (Bael fruit) ખાઇ લ્યો. આપણે ત્યાં દિવસમાં એકજ વખત ભોજન લઇએ છીએ. વળી આજનો પહેલો દિવસ છે, એટલે જરા હલકા રહો તો સારૂં."

પછી સ્વામિએ મારાં જીવનનું વૃતાંત સાંભળવા ચાહ્યું જે મેં ટુંકમાં કહ્યું. સાંજે સ્વામિ તથા બ્રહ્મચારી ધ્યાનમાં બેઠા. હું પણ અમસ્થો બેસી રહ્યો કારણ સ્વામિએ કહ્યું કે બીજે દિવસે સ્નાનાદિ કર્યા પછી મને સાધન દેખાડવામાં આવશે.

બીજી સવારે સાત વાગે અમે ત્રણે જણા નદીએ ન્હાવા ગયા. મારા વાળ લાંબા હોવાથી હું રોજ ભીજવતો ન હતો. નદીનું પાણી અત્યારે બહુ ઠંડું હતું જેથી મેં લોટે લોટે પાણી અંગપર નામવા

માંડ્યું કે સ્વામિએ પુકાર કર્યો, "પાણીમાં ડુબકી માર. બ્હીએ છે કેમ ? યોગી એમ થશે કે ?"

આ છેલ્લા નાના વાકયે મને ઠીક ચટકો લગાડયો. મેં તરત ડુબકી મારી અને જોશભેર હાથ પગ હીળવી દશ બાર ફીટને છેટેથી પાણીની સપાટી પર પાછો આવ્યો. સ્વામિ કહેવા લાગ્યાં, "હું તો અ દ્દેશામાં પડયો કે આ પારસી જળમાંજ સમાધિ પામશે કે શું. તને બાહેર આવતો જોઇ અમો ખુશ થયા...તમે તો અચ્છું તરી જાણો છો."

નદીથી આશ્રમપર જતાં સ્વામિએ 'આત્મવિશ્વાસ' પર ભાષણ આપ્યું. "માણસમાં ગુપ્ત (latent) શક્તિ અપાર છે. બીકણ માણસો પોતાની (under estimate) કિંમત ઓછી આંકે છે. પરાક્રમી સહાસિક, પુરૂષોમાં અઠાગ આત્મશ્રદ્ધા હોય છે તેથી તેઓનાં મહાકાર્યો ચમત્કારના વર્ગમાં મેલાય છે. બીકણોને બાહેરનાં હડસેલા (stimulus) ની જરૂર રહે છે. જુવો તમને આવું સુંદર તરતાં આવડતું હોવા છતાં, ઠંડાં પાણીથી બ્હીતા હતા. અને પછી તમે કેવા enjoy કરવા લાગ્યા. આ સતસંગનું પરિણામ છે........"

## મારૂં સાધન, એક લાખ અહુનવર.

આશ્રમ પર આવી સ્વામિએ મને સિધ્ધાસન શીખવ્યું. અને સાધારણ પ્રાણાયામ જેમાં રેચક, કુંભક, પૂરક, કુંભક સમાંતરે લેતાં શીખવ્યું. દશ પ્રાણાયામથી શરૂ કરી શનૈઃ શનૈઃ સંખ્યા અને કુંભકનો સમય વધારતા જવા સૂચવ્યું. આસન પણ જેટલી મિનિત પલાંઠી બદલ્યા વગર બેસી શકાય તેટલું બેસી તેમાં પણ ધીમે ધીમે વધારો કરવો. જપમાં ॐ हृम नमो भगवते सूर्याया स्वाहा આ મંત્ર રોજ ૧૦૮ વાર સૂર્ય તરફ મોં કરી જપવા ફરમાવ્યું. જપનો મહિમા હું કાશી, પ્રયાગ, હરદ્વાર વગેરે સઘળે ઠેકાણે સાંભળતો આવ્યો હતો. વળી જરથોસ્તી ધર્મમાં પણ અમુક માંથ્ર અનેકવાર પઢવાનું ફરમાન છે, માટે કાંઇ ફાયદોજ હશે એવું અનુમાન કરી મેં એક લાખ અહુનવરે યથા વિધિ પઢવાનો સ્વામિની સંમતિથી આરંભ કર્યો. હિમાલયની તપોભૂમી, અનુકુળ સમય, સ્વામિ સતસંગનો ઉત્સાહ એ સર્વ સંજોગો સહાયક જણાયા.

## બીજી કસોટી.

દશ સાડાદશને સુમારે સ્વામિ તથા બ્રહ્મચારી બન્ને ઝોળી હાથમાં ઓળવી ભિક્ષા માટે તૈયાર થયા. મેં પણ સાથે જવા માગ્યું, પરંતુ ક્ષેત્રોમાં માત્ર ભગવાંધારી સાધુઓનેજ સદાવ્રત મળતું હોવાથી, મને લઇ જઇ શક્યા નહીં. બન્નેની ઝોળીમાં ઍલ્યુમિનિયમનું એક વાટું હતું. દાળ, ચાવળ, રોટલી, બે ત્રણ જાતની તરકારી, છાસ, જલેબીના ટુકડા, લાડુ, બાફેલા આખા ચણા, કેળાં, ખરબુચાં, કાકરી વગેરે ફળોના કાપેલા છાળ સાથના ટુકડા વગેરે આમટું ગામટું સર્વ ખુરચણ એકજ પાત્રમાં મિશ્ર હતું, અને વળી અધુરામાંપૂરૂં સ્વામિએ આશ્રમમાં આવી વાટાંમાં આખો હાથ બોળી, રોટલીના ટુકડા તેમાંજ કીધા. અને બધું ભચડી મસળીને એવું તો ગલીચ રીતે એકાકાર કર્યું, કે જો હું યોગી બનવાની ધુનમાં ન હતે તો સ્વામિના દીલપર તરતજ ઓકી ભરતે. મને સુગ તો ઘણી લાગી પણ તેનું પ્રદર્શન ન કરતાં, મન મક્કમ રાખી બધું ખાઇ લીધું. આ ખાસ મારી પરિક્ષા કરવા સ્વામિએ કર્યું હતું.

પછી અહંકાર, અભિમાન તજવાનો તથા જીભ પર કાબુ વધારવાનો પ્રસંગોપાત ઉપદેશ દીધો. "તજવા કહેવાથી તજાતું નથી. પણ યોગ્ય સતસંગમાં રહી ટેવ પાડવાથી અહંભાવની નિવૃત્તિ થાય છે. અલ્પાહાર કરવો, સ્વાદેન્દ્રિયના ગુલામ નહિ બનવું, અને જે મળ્યું તે, ૐ બ્રહ્માર્પણું કરી આરોગવું એ યોગીઓ માટેનો નિયમ છે. આ કારણથીજ સાધુઓને ભિક્ષા કરી ખાવાની આજ્ઞા છે.

ભોજન પછી સ્વામિ પોતાની ઓરડીમાં આરામ કરવા ગયા. ધાબાં (terrace) પર જવાના દાદર હેઠળ એક નાનકડી ઓરડી સ્વતંત્ર હોવાથી સ્વામિએ પોતા માટે રાખી છે.

## ઍરકો સન્યાસી

'શાંતિ આશ્રમ' એક શ્રિમંત શેઠે પોતાને ખરચે બંધાવી સ્વામિ નિરંજન દેવ સરસવતીને અર્પણ કર્યું છે. નિરંજન દેવનો એક નેપાલી ચેલો ત્યાં રહે છે. તે મને મળવા આવ્યો. મને આવકાર દીધો અને કાંઇ જોઇતું કરતું હોય તો જણાવા કહ્યું. પછી પાટલી પર માત્ર એક

પાતળી કામળી જોઇ અચરતીથી પૂછ્યું, " તમારી પાસે બસ આટ-લુંજ પાંથરણું? અને તકીઓ ક્યાં છે?"

મેં જરા ઉકસાઇ લઇ કહ્યું. "યોગના ઉમેદવારને ગાદલાં ઓસીગાંની શી જરૂર?" નેપાલી બાબાએ બ્રહ્મચારી તરફ અર્થ-સૂચક ચ્હેરો કરી, ટહોરમાં સ્હેજ હસ્યા; જાણે એવું કહેવા માંગતા હોય ને કે,"જરા આગળ તો ચાલો, જોઇશું!"

આ સન્યાસી આસરે ૨૫ વર્ષની વયના ગબરૂ ખુબ-સુરત જવાન હતા. એમનાં વસ્ત્રો સુંદર ખુલ્લા ભગવાં રંગનાં હતાં જે તેમનાં ગોરાં શરીર પર દીપી નીકળતાં. દાઢી, મુછ, માથું સાફ તુર-તનું મુંડાવેલું જણાતું. સોનાની ફ્રેમનો ફક્કડ ચશ્મો એમના ચ્હેરાની રોણુક વધારતો હતો. પગોમાં court shoes ચકમકી રહ્યાં હતાં. વાતચીતમાં તાઝીમ અને દરબારી છટા હતી. જાણે નેપાલનો કોઇ રાજકુંવર હોય એવા લાગતા. એમના ગુરૂ નિરંજનદેવ પણ એવાજ રૂઆબી અને ભપકાદાર કહેવાય છે. અને તેમના ચેલાઓમાં કેટલાંક **પારસીઓનાં** પણ નામો ગણાય છે, નેપાલીએ પોતાના ગુરૂદેવની ખુબ તારીફ કીધી અને તેમની મુલાકાત અવશ્ય લેન્તે એમ આગ્રહ કર્યો. મને પોતાનો ગુરૂભાઇ બનાવવા ઘણા આતુર જણાતા. આ નેપાલી સન્યાસી કશું પણ સાધન કરતા જણાતા નહી. બસ ન્હાઇ ધોઇ, ધોત્તા-ધાત્તા થઇ ફરતા. એક શ્રીમંત શેઠને ત્યાં રોજ બે વખત જમવા જતા અને આખો દિવસ આરામમાં ગુજારતા.

## ખેડુત સન્યાસી.

હવે મેં જરા શાંતી આશ્રમમાં નજર ફેંકવા માંડી, આશ્રમ ગંગા કિનારે એક પાકું બેઠા બંગલા જેવું છે. અને મથાળે એક પોખાલ ટેરેસ છે. ત્યાંથી ગંગા નદીનું તથા આસપાસનાં પર્વતોનું દૃષ્ય રમણિક લાગે છે. એક પાકી દિવાલ સાંથનાં કંમ્પાઉંડમાં બીલી ફળ, પપઇ, કેળાં, બોર, વગેરેનાં ફળઝાડો, તથા ફુદીનો, તુલસી, અને મરચાંનાં ક્યારા, તથા મોગરાનાં છોડવાઓ સારી હાલતમાં રાખેલા જણાય છે. એક મજુર જેવા દેખાવનો સાધુ આ બાગની રક્ષા અને મસાગત સ્વેચ્છાથી કરે છે. તેની સાથે દોસતી પાડતાં જણાયું કે સંયુક્ત પ્રાંતનાં બલ્યા જિલ્લાનો તે એક ખેડુત છે. વરસના સાત આઠ મહીના પોતાની

ધણીયાતી જમીન પર ખેતી કરે છે, અને ઉનાળામાં સાધુનાં વસ્ત્રો ઓઢી રિષિકેશમાં સાધુ તરીકે જીવન ગુજારે છે. ત્યાં આખો દિવસ ગામમાં ફરી ખાવાપીવાનું, વસ્ત્રો, પુસ્તકો, અને નગદ નાણું ભિક્ષામાં સંઘરી લાવે છે. પંદર, પચીસ રૂપીઆ એકઠા થાય કે મનીઓરડર મારફતે પોતાનાં સ્ત્રી, પુત્રો પર રવાના કરે છે. આ બીના મારા જાણવામાં એવી રીતે આવી કે આ પરમાનંદ સાધુ એક દિવસ મારી પાસે મની ઓરડરનો ફૉર્મ ભરાવા આવ્યો. ત્યારે તેણેજ, પૂછતાં બધી વાતો કહી. તેણે કોઇ પણ ગુરૂ કર્યો નથી અને પરમાનંદ નામ પોતેજ ધારણ કરી લીધું છે. કહેતો કે "શું કરૂં મારાં તેર ચૌદ બાળ બચ્ચાં છે અને હમણા ખેતરમાં ઝાઝું કામ હોતું નથી. તેથી ચાર મહીના જ્યાંથી ત્યાંથી માંગી લાવી કુટુંબનું પાલન કરૂંછું". રિષિકેશમાં એવા અનેક સાધુઓ આમ ધંધો ચલાવે છે.

## એક આશક સાધુ.

શાંતી આશ્રમ તો કાંઇ વિચિત્ર સાધુઓનું સંગ્રહસ્થાન જેવું છે. જેમાં બ્રહ્મચારી મગનાનંદ તો વિલક્ષણ છે. એઓ માટે શું વિશેષણો લગાડવાં તે હું સમજી શકતો નથી. એઓ કાળા, ઉંચા, પાતળા, અને ભાગ્યેજ ખુબસુરત છે. એમના ચાવણ્યા બેસી ગએલાં, અને ડોળા લખોટા જેવા બહાર નીકળી આવેલા છે. એક મેલા ભગવાં રંગની ઘૂંટી સુધી પહોંચે એવી લાંબી, કફનીમાં તદ્દનજ ખેતરમાંના ચાડીઆ (Scare-crow) જેવા લાગતા. શ્રી કૃષ્ણનાં મોટા ભક્ત કહેવાતા હતા, અને રોજ સવારે ગીતા પાઠ એવા તો વિચિત્ર રાગડાથી Sing Song ઢબે લલકારતા. કે હું તો ખૂબ પેટ પકડીને હસતો, અને બ્રહ્મચારી રામસ્વરૂપ તો એમની નકલ કરી ખૂબ રમુજ ઉડાવતો. કંઇ અજબ જેવો રાગ, કંઇ વિચિત્ર લહુઆ જેવી ચેષ્ટા! જાણે ભજનમાં મસ્ત બની ગયા હોય તેમ ઘડીકમાં લેટી જતા, તો ઘડીકમાં એક મેલા અબંતર જેવા ટકીઆને છાંતીએ ચાંપી ચાંપીને ગોયા બાળ કૃષ્ણને રમાડતા હોય તેમ Lustfully ચુંબનો લેતા. આજુબાજુનાઓની તો તેને પરવાહ હતીજ નહિ. એમનો ભેસાસુર અવાજ સ્વામિ સ્વાત્મારામના કોમલ કાનોને બહુ ખડકતો હતો, બીજા સાધુઓને પણ હરકત પડતી

હતી, અને વારંવાર મગનાનંદને તાણો મારતા. પણ કૃષ્ણ પ્રેમની નિસામાં છાકટ બનેલા આ બ્રહ્મચારીજીને લોકના બોલવાની સહેજ પણ તૂંભા હતી નહિ. મને તો આ નવાઇ જોઇને ગમ્મતજ પડતી. કાળી કમળીવાળા રામનાથ સ્વામિ આ મગનાનંદને અચ્છી રીતે ઓળખતા હોવાથી પોતાના ક્ષેત્રમાથી તેને અન્ન અપાતુ બંધ કર્યુ. કારણ કે આ બ્રહ્મચારીજી (!) એક ભીખારડી પર પણ કૃષ્ણના જેટલાજ મોહીત થઇ પડી, પોતાના દીલમાં ઉભરાતા પ્રેમનો વરસાદ વરસાવતા. "રામનાથે અન્ન બંધ કર્યુ તો મારા કૃષ્ણ ભગવાન કેવા છે? એ વહાલો થોડો મને તજી દેશે, જુઓને, મને કાંઇએ આવડતુએ નથી છતાં આ વાંસળી મોં પર ધરૂં છું કે ખૂદ શ્યામસુંદર બંશીધર પોતેજ તેમાંથી શૂર તાણે છે." આમ કહી કૃષ્ણની માફક એક પગ વાંકો કરી વાંસળી હોઠ પર ધરી અને એવોતો બેસુર અવાજ કાઢી નાચવા લાગ્યો, કે મને ઝટ મદારીના રિંછનું સ્મરણ થયું, અને હું કળવાઇ કળવાઇને ધૂમ હસ્યો. હુંજ એકલો આ દિવાના સાથ દીલસોજીથી વાતો કરતો હોવાથી તે મારા પર ખૂશ હતો. અને મને બધી વાતોથી વાકેફ કરતો. તેણે બસો, ત્રણસો, રૂપીઆ એકઠા કરી આરસ પહાણની ઠાકોરજીની મૂર્તી જયપુરથી બનાવાવી મંગાવી હતી તથા રિષિકેશમાં એક નાનું મકાન કોઇ એમની ભક્તાણીએ બંધાવી આપ્યું હતું. જ્યાં બેચાર દહાડામાં અહીંથી રહેવા જવાના હતા. મૂર્તી ઘણા દિવસ થયા આવી ન હોવાથી મગનાનંદે મારી પાસે જયપુર એક પત્ર લખાવ્યો હતો. મગનાનંદ હવે સદાવૃતવાળાઓથી સ્વતંત્ર બની પોતે પણ એક મંદીરનો માલેક બની, પોતાની માસુકને છડે ચોક સાથે રાખી રહેવા લાગ્યો. અને રિષિકેશ આવતાં જાત્રાળુઓને પોતાની વિચિત્ર વાંસળીને પ્રતાપે રીઝવી ઠીક કમાઇ કરતો.

## એક દલાલ સન્યાસી.

રિષિકેશનાં ગંગા આશ્રમમાં કોઇ મહા વિદ્વાન બંગાળી સન્યાસી આવી ઉતરવાની ખબર અમને મળવાથી રામસ્વરૂપ તથા હું તે મહાપુરૂષનાં દર્શને ગયા. આ સંન્યાસી સાથે એમના બે શ્રીમંત બંગાલી સેવકો સહ કુટુંબ આવ્યા હતા. સન્યાસીની આંખ આવી હોવાથી, લીલા રંગની અંધારી પેહરી હતી. નાદરૂસ્ત તબયતને કારણે તેઓ માત્ર દર્શન

દઈ પાછા અંદર પોતાના ઓરડામા ચાલી ગયા, તેમના સેવકો બાહેર અગાસીપર અમારી સાથે બેસી રહ્યાં. એટલાંમાં એક બીજા બંગાળી સન્યાસી, સ્વામિ આત્માનન્દ અમો પાસે આવ્યા. એમની જીભ કાતરની માફક ચાલતી હતી. આત્માનન્દ રિષિકેશના એક જુના કાગડા હતા. એઓ અંગ્રેજી સારૂં છાંટી જાણતા. પાંચદશ અંગ્રેજી, સંસ્કૃત, ચૂંટી કાઢેલા ઉતારા (quotations) એવા તો ધડધડાત કહી સંભળાવતા કે સાંભળનારાઓ તો અંજાઇજ જતાં. આત્માનન્દે અમને પૃછ્યું, "ક્યાં રહો છો?"

અમે ઉત્તર દીધો, "સ્વામિ સ્વાત્મારામતીર્થ સાથે શાન્તિ આશ્રમમાં."

"ઓહો! ધન્ય છે તમારાં સુભાગ્યને! પેલા દાદરની નીચેની કુટીવાલા આત્મજ્ઞાનના રાક્ષસ (Giant of spirituality) નાં ચરણો આગળ તમો યોગાભ્યાસ કરો છો? અધ્યાત્મ યોગના પર્વતની સૌથી ઉંચી શીખરે પહોંચેલા યોગીઓનાં સીરોમણી, યોગેશ્વર મહારાજ છે. તમારા ગુરૂદેવને મારૂં નમન કહેજો." પછી પેલા જ્ઞાનના પ્યાસા શ્રીમંત શ્રદ્ધાળુઓ તરફ ફરી બંગાળી ભાષામાં સ્વામિ સ્વાત્મારામ વિષે એવાતો સહુરાધાતી વીશેષણો વાપર્યા કે આ ભાવિક ગૃહસ્થો અમને હાથ જોડી પ્રાર્થના કરવા, "બ્રહ્મચારીજી મહારાજ, આપના ગુરૂદેવના દર્શન અમને નહીં કરાવી આપો?"

અમે ખુશી દેખાડી અને આ આતુર ભાઇ તુરત તૈયાર થયા દક્ષિણા અર્થે ત્રણ પાકી કેરી અને એક મોટું કસ્તુરી ખરબુચું સાથે લીધું. અમો આશ્રમમાં આવ્યા. મેં વ્હેલો વ્હેલો જઇ સ્વામિને ખબર કીધી કે ભક્તો દર્શને આવ્યા છે. સ્વામિ લેટેલા હતા તે ટટાર થઇ બેઠા અને હુ પેલા બંગાલીઓને અંદર લાવું તેટલામાં તો જાણે સમાધિ ચઢી ગઇ હોય તેમ ગંભીર ડાચું કરી, આંખો મીંચી, પુતળાં મિસાલ બની બેઠા. બ્રહ્મચારી રામસ્વરૂપ તો લાંબા સહવાસથી સ્વામિનું આ પાખંડ જાણતા હતા તેથી મુછમાં હસવા લાગ્યા. મને જરા નવાઇ જેવું લાગ્યું બાપડા ભક્તો અંગુઠા પર ધીમે ધીમે આવ્યા. ફળો સ્વામિનાં ચરણો આગળ ધર્યાં અને જરા દૂરથીજ પગે લાગી ચૂપચૂપ ભોંયે પલાંઠી વાળી બેઠા. સ્વાત્મારામ તો ન હાલે કે ચાલે! ભક્તો

વિદ્વાન હોવાથી નમતું તોલતા હતા નહિ. અમારી ચર્ચામાં એટલો બધો રસ વધી ગયો કે સ્વામિનાં બીજા બે ત્રણ ભણેલા સંન્યાસી મીત્રો ચર્ચામાં જોડાયા. દિવસો સુધી આમ શાસ્ત્રાર્થ જોશભેર ચાલ્યો. નહિ પૂરવાર કરી શકાય એવી સંખ્યાબંધ દલીલો એક પછી એક બાજુ મેળાતી. આખરે સ્વામિએ એક નવો ટુકડો અજમાવ્યો. એઓ હવે કહેવા લાગ્યા કે "તર્ક બે જાતની હોય છે, એક વ્યવહારિક અને બીજી પારમાર્થિક. તમે માત્ર વ્યવહારિક તર્કનોજ આધાર લો છો અને પારમાર્થિક તર્ક ખીલવવા યોગાભ્યાસની જરૂર છે......" મેં કહ્યું કે "જો આવુંજ છેવટ લાવવાના હતા તો તમે પહેલેથીજ આ બે જાતની તર્કોનો ખુલાશો કેમ નહિ કર્યો?" સ્વામિએ હવે કહ્યું કે "હું તમો સાથ વધારે તકરાર કરી શકતો નથી. નહિ તો તમારી તકરારોથી અમો સન્યાસીઓની શ્રદ્ધા પણ ડગમગી જશે." આમ કહી નીચલો દૃષ્ટાંત સૂનાવ્યો:—

"એક વેળા શ્રીકૃષ્ણભગવાન પોતાના શિષ્યોને ઉપદેશ દેતા હતા તેટલાં, ચારવાક નામનો એક મહાન નાસતિક આવતો જણાયો એટલે કૃષ્ણએ પોતાના ચેલાઓને આજ્ઞા દીધી કે આ માણુસને આપણા વાડામાં પગ પણ મૂકવા દેશો નહિ. નહિતર એ આપણ સઘળાંઓની શ્રદ્ધા તોડી નાખશે."

મેં જવાબ દીધો "મહારાજ ક્ષમા કરશો મને આ દાખલાની માહિતી નથી, પણ જો આ વાત ખરીજ હોય તો શ્રી કૃષ્ણભગવાનને ભાગ્યેજ ધન્યવાદ આપી શકાય. હું તો એવું ધારતો હતો કે ભગવાનને તમો ખુદ પરમાત્માના સાક્ષાત અવતાર લેખો છો તેથી તમો એમ કહેશો કે ભગવાન તો એવા સમર્થ હતા કે એક ચારવાક તો શું પણ સેંકડો ચારવાકોનાં નાસતિકપણાને ક્ષણુ વારમાં ભૂલાવી દે. તમારૂં કથન તો ભગવાનની દૂર્બળતા દર્શક છે. જેઓની શ્રદ્ધાનો પાયો અડગ ખડક પર રચાયલો હોય તેઓએ નાસતિકોની તકરારોથી બ્હીવું કેવું? વળી હું નાસતિક તો નથીજ. હું તો સંદેહવાદી છું મેં પહેલે દિવસથીજ તમને પહેલોજ સવાલ કર્યો હતો કે સાધારણ તર્કને સમજ શક્તિથી ઇશ્વરનું અસ્તિત્વ તથા સૃષ્ટિની રચના અને યોજના સમજી શકાય, કે કોઇ બુદ્ધિની પરેની શક્તિ જોઇએ? ત્યારે તમે ભાર મૂકીને કહ્યું હતુ

કે તમારી તર્ક (logic) ને આધારે પરોક્ષાપરોક્ષ હું સઘળું સાબિત કરી આપીશ. અને હવે તમો પારમાર્થિક તર્કનું બહાનું રજુ કરો છો...!"

સ્વામિએ મને હવે હિમાલયમાં આવેલાં ઉત્તર કાશી જવાની સૂચના દીધી ને કહ્યું કે "ત્યાં બહુ આગળ વધેલા યોગીઓ નિવાસ કરે છે અને મને ઉમેદ છે કે તેઓ તમારી શંકાઓનું નિવારણ કરી શકશે."

બ્રહ્મચારી રામ સ્વરૂપે તો હવે રોકડું જ પરખાવ્યું. અને સ્વામિના અનેક ઢોંગ પાખંડો ખુલ્લાં કરી સંભળાવ્યા અને તે પણ મારી સાથે ઉત્તર કાશી જવા તૈયાર થયો.

## રિષિકેશ નિવાસ

સાધુ સન્યાસીઓના રાગદ્વેષ, તેઓની અંદરોઅંદરની મારામારી, અંદરખાનેની અદેખાઇ, ઇર્ષા, તેઓની નબળી નીતિ, તેઓની સંકોચીત વિચારશ્રેણી, અને તેઓના વિકારોના દાખલાઓ રિષિકેશમાં ડગલે ને પગલે મળી આવતા હતા. કહે છે કે જગત કશાંથી ખાલી નથી. હશે! ખચીત જ દંભ અને પાખંડથી તો ખાલી નથીજ. હું વારંવાર વિચાર કરતો હતો કે શું કોઇ સાચા જ્ઞાની, સદાચરણી, સામર્થવાન, સત્યપ્રેમી સાધુ હશેજ નહિ? અને હોય તો તેઓ ગુપ્ત શા માટે સંતાઇ રહ્યા હશે? એમ કાંય હશે કે સેંકડો શ્રદ્ધાળુઓ જે વ્યક્તિમાં જ્ઞાન, પવિત્રાઇ, યોગબળ આરોપે છે, ખુદ તેજ વ્યક્તિ મારી તપાસમાં નિષ્ફળ જણાય છે. શું પેલા કહે તેમ મારા અંદર સદ્ગુરુ પ્રાપ્તિ માટે અનુકુળ નહિ હશે? શું મારામાં સાચાં આત્મજ્ઞાન માટેનો અધિકાર હજી ખીલ્યો નહિ હશે! હોયબની......પરંતુ આ સદ્ગુરુ લેખાતા સાધુઓની અનીતિ, પાખંડો, દુર્બળતા પ્રત્યક્ષ અનુભવવાનું મજકુર શ્રદ્ધાળુઓના નસીબમાં ન હોય, યા અંધ વિશ્વાસને પરિણામે તેઓમાં ગુરૂને પીછાણવાનો અધિકાર પ્રગટ્યો ન હોય, એ પણ સંભવીત હશે.

રિષિકેશના મહંત સાહેબ અને કાળીકમળીવાળા રામનાથ બાબા વચ્ચેનો વિખવાદ તે સમયે એવો તો જાગી નીકળ્યો હતો, કે આખા રિષિકેશભરમાં દિવાલે દિવાલ નિંદા જનક જાહેરનામા (Posters) સન્યાસી મહાગુરુઓનાં પ્રમાણ પત્ર (Certificate) રૂપ દીપી નીકળતાં હતાં. તેઓના ઝગડા કોર્ટ દરબારે ચઢ્યા હતા અને આ ત્યાગ મૂર્તિઓ મજ-

માનોનાં હજારો રૂપીઆ આવી જાહેર રીતે બરબાદ કરી, વકીલ બૅરિસ્ટરોના આશિર્વાદ મેળવતા !

## એક એમ. એ. ( M. A. ) થએલા અવધુત

મુંબઇના એક ગૃહસ્થ જાત્રાળુ શાંતિ આશ્રમમાં મને મળવા આવ્યા. તેઓ પણ રિષિકેશના સન્યાસીઓનો કડવો અનુભવ વર્ણવી, માત્ર એક એમ. એ. (M. A.) થએલા અવધુતનીજ હદબહારની પ્રશંસા કરતા હતા. આ જાત્રાળુ મહારાષ્ટ્રના હતા, તેમજ ગ્રેડ્યુએટ અવધુતની માતૃ ભાષા પણ મરાઠીજ હતી. હું આ અવધુતને છેલ્લા થોડા દિવસ થયાજ ઓળખતો થયો હતો. મારા અનુભવ પ્રમાણે આ અવધુત **'અરસ પરસની સ્તુતિ સભા'**ના એક સભાસદ હતા. પેલા દલાલ સન્યાસી, અમારા સ્વામી સ્વાત્મારામ અને બે બીજા અંગ્રેજી જાણનારા સાધુઓથી આ સ્તુતિ-સભા બની હતી. અવધુત પોતાને લૉજીક અને ફીલોસોફીમાં એમ. એ. (M. A.) થયેલા જણાવતા. એમનો દેખાવ પણ વિદ્વાન જેવો લાગતો. એમનું કપાળ પહોળું હતું, અને માથાં ઉપર પૂર્ણિમાના ચંદ્ર જેવું તાલ પડ્યું હતું. એક કચકડાંના ચશ્માને ઘડી ઘડી નાક પરથી ઉતાર મુક કરી ઇતરાતા હતા. ભેદભર્યું (mystic) ડાચું કરી તરેહવાર ફીલસુફી હાંકતા. જરા જરામાં 'મારા મિત્ર ડેપ્યુટી કલેકટરને' વચ્ચે લાવતા. દહેરાદુનના ડેપ્યુટી કલેકટર એમના મુરબ્બી (Patron) બન્યા કહેવાય છે. તેઓએ રામનાથ બાબાને હુકમ કર્યો છે કે આ ત્યાગી (!) અવધુતજી માટે બદરીનારાયણની યાત્રાનો યોગ્ય બંદોબસ્ત કરી આપવો. એક શ્રીમંત યાત્રી બાઇ સખાવત તરીકે અવધુતને બદરી નારાયણ લઇ જવા તૈયાર થયાં હતાં. પણ પકકા રામનાથ બાબાએ અવધુતને હાથ તાલી આપી કે, "એક વધુ શ્રીમંત બંગાળી કુટુંબ પુરી સામગ્રી સાથે બદરીકેદાર જવા પાંચ, સાત, દિવસમાં આવનાર છે, તેઓ સાથે તમારો સાથ જોડી આપીશ, જેથી તમો માંગો છો તેવો આરામ અને સગવડ મળી શકશે." આમ કરવાનું કારણ એ હતું કે યાત્રા માટે પાલખી, અને નોકર વગેરેની સગવડો સારૂ રામનાથ બાબા પાસે રૂપીઆ ત્રણસો, ચારસોનો ખર્ચ કરાવવાની માંગણી કરી હતી.

મેં અવધુતને પૂછ્યું, "તિતિક્ષુ સાધુને નોકર ચાકર અને ઘોડા પાલખીઓની શી જરૂર ?"

ત્યારે અવધુતજીએ મારી ભૂલ ભાંગી, "એક યોગીએ આવાં કામમાં પોતાની શક્તિ ખર્ચી નાખવી જોઇએ નહિ. યાત્રામાં માઇલો સુધી ચાલવામાં, આસન ઉપાડવામાં, અને ગલીચ ધર્મશાળાઓમાં અગવડ ભરી રાતો ગુજારવામાં, તથા જે મળ્યું તે કાચું પાકું ખાઇ લેવામાં બળ બરબાદ જાય તો જપ તપાદિ યોગ સાધન માટે શકિત શિલક કયાંથી રહે?......"

ખરેજ, મફતનું મળવું હોય, ત્યારે આવી દલીલો કાં નહિ ઉપયોગી થઇ પડે? પણ આ બાજુ ચતુર રામનાથ હતા એટલે છેવટે, જ્યારે ઘણું મોડું થઇ ગયું ત્યારે, અવધુતજી પર કહેવડાવ્યું કે, "પેલુ બંગાળી કુટુંબ આવી શક્યું નથી માટે દલગીર છું, કે બીજી કશી ખાસ ગોઠવણ હું કરી શકતો નથી." જોઇ લ્યો હવે અવધુતજીનો ચહેરો! ખીજવાઇને હવે નાથજીની તરેહવાર નિંદા બીભીષ્ટ ભાષામાં કરવા લાગ્યા.

મેં સૂચવ્યું, "તમારા મિત્ર ડેપ્યુટી કલેકટરને કહેવડાવો, તેઓ ઝટ કંઇ બંદોબસ્ત કરી આપશે."

પણ અવધુત ચુપ રહ્યા અને આખરે બદરીનાથ જવાનુ માંડી વાળ્યું.

અવધુત, રામસ્વરૂપ તથા મારી આગળ ગુરૂ ભકિતનું મહત્વ વારંવાર સંભળાવતા. "સંપૂર્ણ તાબેદારી અને પૂર્ણ શ્રદ્ધા રાખવી. પાશ્ચિમાત્ય જ્ઞાન અભ્યાસ પૂર્વક ભૂલી જવું. આત્મજ્ઞાનમાં ન્યાય (Logic) ને અભરાઇએ મેળવું."

બ્રહ્મચારી રામસ્વરૂપે કહ્યું, "એ સઘળું ઠીકજ છે. પણ ગુરૂઓ તેવા પુરા મળે ત્યારેને?"

અવધુતજીએ કહ્યું, "તમે ગુરૂની પરીક્ષા કેમ કરી શકો? અજ્ઞાન, જ્ઞાનીનું તોલ કેમ કરી શકે? ગુરૂની પરીક્ષા કરવાની વાત, એજ તમારૂં અભિમાન અને ઉદ્ધતાઇ છે."

તાલ્યા રામસ્વરૂપે તાલ્યા અવધુતને ઓળખી કાઢી મરાઠીમાંજ અવધુતની ખુલ્લા શબ્દોમાં ઝાટકણી કાઢી. વાત એમ હતી કે સ્વામિ સ્વાત્મારામે રામસ્વરૂપને આસન, પ્રાણાયામ, અને જપ નિયમિત કરવાની આજ્ઞા દીધી હતી, પરંતુ રામસ્વરૂપ જ્યારથી સ્વાત્મારામના, પાખંડો પામી ગયો, ત્યારથીજ તેણે સાધન છોડી દીધું હતું. સ્વાત્મારામ પોતાને

મોઢે હવે રામસ્વરૂપને કહી શકતાં ન હતાં, તેથી અવધુતને સૂચવ્યું કે રામસ્વરૂપને ગુરૂભક્તિ અને ગુરૂસેવા શીખવે. આ ઉપરથી રામસ્વરૂપે ચણાની બે ફાડ કરી, અવધુતને પોતાનું ગલીચ નાક એમની બાબદમાં ખોસવું નહિ, પગ તળે બળે અને લંકા હોલવવી નહિ, બીજાની દલાલી કરવા નીકળવું નહિ, વગેરે કહી સ્વાત્મારામના તથા અવધુતના અનેક પાખંડો તેના મોઢાં ઉપરજ ખુલ્લાં પાડયાં, બાપડા અવધુતને તો ભોંય ભારી પડી ગઇ. તેણે સ્વાત્મારામ આગળ સઘળી ફરીયાદ કરી. સ્વાત્મારામે રામસ્વરૂપને આશ્રમ છોડી જવા સૂચવ્યું. હવે બે દિવસમાં રામસ્વરૂપ તથા હું હિમાલયનાં પેટામાં પોણોસો માઇલ ઉત્તરે જવા તૈયાર થયા.

હવે અહિંઆ એક બીજી ગમત જોવાની મળી. કાળી કામળીવાળા રામનાથ સાથે અવધુત લડી પડયા. હાવકા અને સામર્થ્યવાન રામનાથે પોતાની ગંભીરાઇ અને મોભ્મો જાળવી રાખ્યો. જ્યારે એમ. એ. કહેવાતા અવધુને પોતાની પદવીને શોભા નહિ મળે એવી ભાષા અને ખવાસ દેખાડયો. પરિણામ એ આવ્યું કે અવધુત બાપડા બીજેજ સવારે રિષિકેશ છોડી ગયા.

હવે સ્વાત્મારામ સ્વામિને પણ રિષિકેશ છોડવાનું મન થયું. અને અમને દહેરાદુન સુધી વળાવવા આવવાની ઇચ્છા દર્શાવી કે જેથી દહેરાદુન સુધી જવાનાં પોતાના પૈસા બચી જાય !

## મને વટળાવવાનો પ્રયત્ન.

સ્વાત્મારામ, રામસ્વરૂપ, તથા હું બીજે દિવસે દહેરાદુન જઇ પહોચ્યા. ત્યાંના આર્યસમાજ મંદીરમાં અમે ઉતારો લીધો. સાંજે કેટલાક આર્યસમાજીઓ સ્વામિનાં દર્શને આવ્યા. સ્વામિનો વેદાંત ઉપદેશ તેઓને ગળે ઉતર્યો નહિ એટલે ગરમા ગરમ વાદવિવાદ ચાલ્યો. આ ઉપરથી બન્ને સંપ્રદાયની ખામી ખૂબીની મને ઠીક ઝાંખી થઇ. પરિણામમાં બન્ને મત કાચાં જણાયાં. સમાજ મંદીરના ઉપરી સન્યાસીજીએ મારી દિયા ખાતી ઢબે દીલસોજીથી મારી હકીકત સાંભળી અને છેવટે ઉપાય એ સૂચવ્યો કે "વેદાંત અને યોગનાં ફાંફાં છોડી દઇ, ઉત્તર કાશી જવાનું માંડી વાળી ત્યાંજ રહો. આ તમારી દાઢી, જટા વગેરે મુંડાવી નાખો. અમે તમને શુદ્ધ કરી જનોઇ પહેરાવ્યે."

મેં ઉત્તર વાળ્યો, જરથોસ્તી સૂદરેહ કુસ્તી કરતાં તમારી યજ્ઞોપવિત (જનોઇ) વધુ ફાયદાકારક છે એમ મારી ખાત્રી કરી આપશો, તો મોટી ખુશી સાથે અને જાહેર રીતે હું આર્યસમાજી થઇશ."

મેં વધુ પૂછયું, "શું પારસીઓ આર્ય નથી? 'આર્ય' શબ્દ પંથદર્શક છે, યા ભૌગોળિક સંજ્ઞા છે?" જ્યારે સ્વામિએ પારસીઓ પણ આર્ય છે એમ સ્વિકાર્યું, ત્યારે મેં પૂછયું કે, "હું આર્ય તો છું, તો તમે વળી મને વધુ આર્ય કેમ બનાવશો?" સ્વામિએ કહ્યું, "હું તમો પાસે વેદ ધર્મ અંગિકાર કરાવવા માંગું છું તેનું મુખ્ય કારણ એ છે કે માત્ર વેદજ ઇશ્વરપ્રણિત શાસ્ત્ર છે. બીજાં બધા શાસ્ત્રો વેદ ઉપરથી ઉછીના યા ચોરી લેવાયલાં છે."

મેં પૂછયું, "ઇશ્વર છે, વેદ ઇશ્વરવાણી છે, અને અવસ્તાના ગાથા ઇશ્વરોક્ત શાસ્ત્ર નથી એમ પૂરવાર કરી આપવાની કૃપા કરશો?"

સ્વામિએ ઉત્તર દીધો, "એ તો સ્વયંસિદ્ધ છે, એને પ્રમાણની શી જરૂર? એ તો અંતર શ્રદ્ધાથી માનીજ લેવું જોઇએ."

મેં પૂછયું, "......કે અંધ શ્રદ્ધાથી માની લેવું જોઇએ? જો માત્ર શ્રદ્ધાનોજ ઉપયોગ કરવો હોય તો હું મારી શ્રદ્ધાથી એમ કાંય નહિ માની લઉં કે જરથુસ્ત્રનાં ગાથા ઇશ્વર પ્રેરિત છે? સ્વામિજી, કંઇ વધુ સંગીન દલીલ આપી શકશો? જેમ તમો શ્રદ્ધાથી તમારાં શાસ્ત્રને ખેદા તરફથી સીધાં ઉતરી આવેલાં માનો છો, તેમ પારસીઓ, મુસલમાનો, ખ્રીસ્તીઓ, વગેરે પણ શ્રદ્ધાથી પોતાના શાસ્ત્રને પણ દેવવાણી તરીકે માની લે છે, તો પછી આ શુદ્ધી, સંગઠનની ખટપટમાં શા માટે પડો છો? 'હિંદુ'ની વ્યાખ્યા ચોટલીવાળાં જનોઇ પહેરેલાં બે પગાં પ્રાણી કરતાં કંઇ ઉચ્ચતર ક્યારે કરશો? શું બધાંને નામના હિંદુ બનાવવામાં કોમકોમ વચ્ચે રાગદ્વેષ વધતો નથી? શું તમો બધા હિંદુઓ શુધ્ધ અને ચોકખા બની ગયા છો કે અમારી શુદ્ધી કરવા નીકળ્યા? આ અમારા સ્વામિને તો શુદ્ધ કરી આર્ય બનાવો. આજેજ વેદાંત અને આર્ય મતોની ચર્ચા થઇ, તેમાં સ્વામિ સ્વાત્મારામની દલીલોના સમાધાનકારક ઉત્તરો તમારેથી આપી શકાયા નથી......પહેલાં સઘળા હિંદુઓને શુદ્ધ બનાવો, ખુદ તમો પોતે ખરી રીતે શુદ્ધ બનો, પછીજ બીજાની શુદ્ધીની વાત કરો........"

સ્વામિ સ્વાત્મારામે આર્ય સમાજના સ્વામિને કહ્યું, "ભગવન, આપ કોણની સાથે દલીલ કરો છો? આ સંદેહવાદી નૈયાયિક ઉલટી તમારી શ્રધ્ધા પણ ડગમગાવી દેશે."

## મસુરી.

બીજે દિવસે રામસ્વરૂપ તથા હું બધાને મળી ભેટી મસુરી જવા મોટરમાં ઉપડયા. દહેરાદુનથી રાજપુર, સાત માઇલ સુધી માત્ર એક રૂપીઆમાં મોટરમાં જવાય છે. રાજપુરથી એક ટંડેલ મારફતે એક મજુર ઉત્તર કાશી જવા નવ રૂપીઆમાં ઠરાવ્યો. આ મજુર અમારો બોજો ઉપાડશે, અમને પાણી લાવી આપશે, તથા રાંધી આપશે. મસુરીથી ઉત્તર કાશી પંચોત્તેર માઇલનું છેટું છે. ત્યાંનો દેખાવ ગંભીર અને દબદબાભર્યો હતો. ઉનાળાની મોસમ અને બપોરનો વખત એટલે થાક તો લાગતી, પણ ઉત્સાહ અને પહાડી શીતળતાએ બદલો વાળ્યો. સાંજના મસુરી જઇ પુગતાં અમો આર્ય સમાજની ધર્મશાળામાં ઉતર્યા. મજુરને પોતાનું કંઇ કામ હોવાથી તથા અમને પણ મસુરી જોવાની ઇચ્છા હોવાથી અમો અહીયાં ત્રણ રાત રહેવાનું ઠેરવ્યું. ત્યાં આજે ઠંડી ઠીક લાગતી.

## એક ખાઘરા સન્યાસીનો નિષ્ફળ આપઘાત.

મસુરીમાં અમને સ્વામિ પુરુષોત્તમાનંદ પુરી સાથે પરિચય થયો. આ સાધુ શ્રી રામકૃષ્ણ મિશનનાં તીનેવળીના મઠના અધિષ્ટાટા હતા. આ મહંતાઇથી કંટાળી મઠ હંમેશને માટે છોડી દઇ ઉત્તરાખંડમાં ભ્રમણ કરતા હતા. સ્વામિ અંગ્રેજી તથા સંસ્કૃત ભાષાઓ ઉપર સારો કાબુ ધરાવતા. દેખાવે પાતળા, ઠીંગણા, અને પગે સહેજ ખોડા હતા. બધી રીતે તો મજાના હતા, પણ એમની સ્વાદેન્દ્રિય એમના ઉપર બહુ કાબુ ધરાવતી હતી. અતિ આહાર કર્યાથી અજીર્ણ અતિસારથી ચાલુ પીડાતા. સાધુ તંદરોસ્ત હોય, ત્યારે તો સઘળાં માન આપે. એકાદ બે દિવસ કદી માંદા પડે તો લોક પ્રેમ પૂર્વક સેવા કરે, પણ આવા અનિયમિત અને અચરકચર ખાનારા સાધુ જ્યારે વારંવાર મરડો, અતેસાર, વગેરેથી ખરડાઇ લપટાઇ કુક્કરની માફક મેલાંમાં રગડોળાઇ પડયા હોય, ત્યારે તો કોઇ તેને પાણી આપવા પણ આગલ જાય નહિ પુરુષોત્તમાનંદ પોતાની કહાણી વર્ણવતા હતા કે એક વેળા, તેઓ.

સંખ્યાબંધ પેટ આવ્યાથી એટલા બધા તો અશક્ત થઇ ગયા હતા કે એમનું ગરીબ જીવન એમને અસહ્ય થઇ પડયું હતું. અને જરા તટાર થયા ત્યારે નદીમાં નંખાવી દઇ આપઘાત કરવાની કોશેષ કીધી હતી. પણ મરવા કોઇને ગમે ? હાથ પગ અછાડપછાડ કરી, બૂમો પાડી, જેમ તેમ જીવ બચાવ્યો.

શરીરે ઘા અને આબરૂમાં ગોબા પડયા છતાં ભણેલા સન્યાસીની આડત ગઇ નહી.

## આપઘાતની બીજી ભયંકર કોશેષ.

સ્વામીએ ફરી જે ગમે તે ખાવા માંડયું. ફરી સંગ્રહણીનો રોગ લાગુ પડયો. ફરી મળમૂત્રમાં લપેટ ચપેટ થવાયું અને હવે તો મરવાનો દ્રઢ નિશ્ચય કર્યો. જંગલમાં જઇ નિરાશ સન્યાસીએ ઘાસ, સુકાં પાંદડાં, ડાંખળીઓ વગેરેની એક મોટી ચીતા રચી. વચ્ચો વચમાં મૃગાસન પાંથર્યું, પોથી વસ્રો વગેરે બાજુએ મેળી આસન પર બેઠા. ગીતા–પાઠ કર્યો અને હરી ૐ હરી ૐ કરી કાંડી સળગાવી. ઘાસ પાંદડાં ચરચર બળવા લાગ્યાં. સ્વામીનાં રૂંવાં પણ ચચરી ઉઠયાં. હવે સ્વામિ ગભરાયા. અગન સહન થઇ શકી નહીં અને લંગોટભર બાહેર કુદી પડયા. એમનું સર્વસ્વ જગી ગયું. આટલું આટલું થયું છતાં પણ સ્વામિનું ખાઘરાપણું નહી ગયું. ઇન્દ્રિયની ગુલામીનો આ એક અંતિમ દાખલો છે. સ્વામિ બીજી બધી રીતે ભલા અને નીતિમાન છે. આ દષ્ટાંત મનોવિજ્ઞાન શાસ્ત્રિ (Psychologist) ને ખાસ રસ પડે એવો છે.

## દેશ સેવાનો કડવો અનુભવ.

મસુરીમાં અમને જેલમાં જઇ આવેલા એક અસહકારી નેતા સાથે પિછાણ થઇ. કેદખાનાની સખ્ત મજુરી અને ઘાતકી વર્તણુથી એમનાં શરીર અને મનપર ગંભીર ખરાબ અસર થઇ હતી. શરીરની દુરસ્તી કાંઇક મેળવી, હવાફેર માટે મસુરી આવ્યા હતા.

આ દેશસેવકે બ્રહ્મચારી રામસ્વરૂપ તથા મને સંબોધી પૂછયું, “તમો કાંઇ દેશ સેવામાં શા માટે પ્રવૃત થતા નથી ?”

બ્રહ્મચારીએ પોતાની જીવનરેષા નીચે પ્રમાણે દોરી, “હું મહારાષ્ટ્રમાં જન્મી, મેટ્રીક સુધી અભ્યાસ કરી, બ્રહ્મદેશમાં એક વ્હોરા વેપારીની નોકરીમાં જોડાયો. ત્રણ વર્ષ સુધી નોકરી કરી રૂ. ૩૦૦ એકઠા

કીધા. કલકત્તામાં એક વધારે સારી નોકરીની ખબર મળતાં રંગુનથી કલકત્તા ગયો. આ વેળા ત્યાં રાજદ્વારી ચળવળ ખુબ જોશભેર ચાલતી હતી, કેટલાકોની સમજાવતથી નવી નોકરી જતી મેળી રાજ ખટપટમાં જોડાયો. પેલા ત્રણસો રૂપ્યા ત્યાંની નાનકડી સમિતિના ખજાનચી પાસે અનામત મૂકયા, જે ખજાનચીભાઇએ દેશસેવામાં (!) વાપરી નાખ્યા. પ્રમુખને ફર્યાદ કીધી ત્યારે ઉપરથી કહેવામાં આવ્યું કે "તેમાં શું થયું! દેશસેવા માટે તો સર્વસ્વ પણ અર્પણ કરી દેવું જોઇએ." વધુ સહવાસથી માલમ પડયું કે પ્રમુખ પણ સ્વાર્થી અને સત્તાપ્રેમી હતો. બંગાળી બંગાળીઓ મળી ગયા હતા અને દેશસેવાને બહાને લૂટાણું ચલાવતા. મારા આદર્શોને ક્રુર આંચકો લાગ્યો, હું નાસીપાસ બની ગયો અને સાધુવેષ મારે હાથેજ ધારણ કરી લઇ બંગાળથી પગે ચાલતો રિષિકેશ આવ્યો, અને સ્વાત્મારામ સ્વામિનો ચેલો બન્યો. હાં પણ સ્વાર્થ અને પાખંડ......... !"

બ્રહ્મચારીનું હૈયું ભરાઇ આવ્યું અને એક ઠંડો નિસાસો મૂકી ચુપ રહ્યો.

મને પગથી માથાં સુધી શુદ્ધ સફેદ, હાથની બનાવેલી, ખાદીમાં સજ્જ થયલો જોઇ દેશભક્ત બોલ્યા, "તમે તો સેવા ક્ષેત્રમાં પ્રવેશ થઇ ચૂકેલા જણાવો છો. તમો શા ઉદ્દેશથી હિમાલયના ભિત્તરમાં જાઓ છો?"

મેં ઉત્તર દીધો, "હા, હું **સ્વરાજ** મેળવવા હિમાલયમાં જઉં છું. વિકારોની ગુલામીથી હું કચડાયલો છું. તેઓને મારા કાબુમાં આણી મારૂં સામરાજ્ય જમાવવા મહ્યો છું. પહેલે હું પોતે ગુલામીમાંથી છૂટું તો પછી બીજાંઓને છોડવી શકું ને? વિદેશી બ્રિટિશોના જુલ્મ કરતાં મારા દેશીઓ, મારા સંબંધીઓ, અને મારા વિકારોનો જુલ્મ અતિ ઘણો અસહ્ય છે. જુવોને, બાપડા બ્રહ્મચારી રામસ્વરૂપ પર પેલા બંગાળી આગેવાનોનો જુલ્મ! યોગ્યતા અને અધિકાર વિનાની દેશસેવા વ્યર્થ અને નુકશાનકારક સમજું છું."

દેશસેવક મી૦ સીતારામે આ કથનનો ભાવ સ્વિકાર્યો. પોતે પણ સાધુ બનવાના વિચારો સેવતા હતા, એટલે આ વાત વધુ લંબાવી નહી. પણ એક બાબત ઉપર મારૂં ખાસ ધ્યાન ખેંચ્યું કે C.I.D. છુપી

કીધા. કલકત્તામાં એક વધારે સારી નોકરીની ખબર મળતાં રંગુનથી કલકત્તા ગયો. આ વેળા ત્યાં રાજદ્વારી ચળવળ ખુબ જોશભેર ચાલતી હતી, કેટલાકોની સમજાવતથી નવી નોકરી જતી મેળી રાજ ખટપટમાં જોડાયો. પેલા ત્રણસો રૂપ્યા ત્યાંની નાનકડી સમિતિના ખજાનચી પાસે અનામત મૂકયા, જે ખજાનચીભાઇએ દેશસેવામાં (!) વાપરી નાખ્યા. પ્રમુખને ફર્યાદ કીધી ત્યારે ઉપરથી કહેવામાં આવ્યું કે "તેમાં શું થયું! દેશસેવા માટે તો સર્વસ્વ પણ અર્પણ કરી દેવું જોઇએ." વધુ સહવાસથી માલમ પડયું કે પ્રમુખ પણ સ્વાર્થી અને સત્તાપ્રેમી હતો. બંગાળી બંગાળીઓ મળી ગયા હતા અને દેશસેવાને બ્હાને લૂટાણું ચલાવતા. મારા આદર્શોને ક્રુર આંચકો લાગ્યો, હું નાસીપાસ બની ગયો અને સાધુવેષ મારે હાથેજ ધારણ કરી લઇ બંગાળથી પગે ચાલતો રિષિકેશ આવ્યો, અને સ્વાત્મારામ સ્વામિનો ચેલો બન્યો. ત્યાં પણ સ્વાર્થ અને પાખંડ........!"

બ્રહ્મચારીનું હૈયું ભરાઇ આવ્યું અને એક ઠંડો નિસાસો મૂકી ચુપ રહ્યો.

મને પગથી માથાં સુધી શુદ્ધ સફેદ, હાથની બનાવેલી, ખાદીમાં સજ્જ થયલો જોઇ દેશભક્ત બોલ્યા, "તમે તો સેવા ક્ષેત્રમાં પ્રવેશ થઇ ચૂકેલા જણાવો છો. તમો શા ઉદ્દેશથી હિમાલયના ભિત્તરમાં જાઓ છો?"

મેં ઉત્તર દીધો, "હા, હું **સ્વરાજ** મેળવવા હિમાલયમાં જઉં છું. વિકારોની ગુલામીથી હું કચડાયલો છું. તેઓને મારા કાબુમાં આણી મારૂં સામરાજ્ય જમાવવા મથું છું. પહેલે હું પોતે ગુલામીમાંથી છૂટું તો પછી બીજાઓને છોડવી શકું ને? વિદેશી બ્રિટિશોના જુલ્મ કરતાં મારા દેશીઓ, મારા સંબંધીઓ, અને મારા વિકારોનો જુલ્મ અતિ ઘણો અસહ્ય છે. જુવોને, બાપડા બ્રહ્મચારી રામસ્વરૂપ પર પેલા બંગાળી આગેવાનોનો જુલ્મ! યોગ્યતા અને અધિકાર વિનાની દેશસેવા વ્યર્થ અને નુકશાનકારક સમજું છું."

દેશસેવક મી૦ સીતારામે આ કથનનો ભાવ સ્વિકાર્યો. પોતે પણ સાધુ બનવાના વિચારો સેવતા હતા, એટલે આ વાત વધુ લંબાવી નહી. પણ એક બાબત ઉપર મારૂં ખાસ ધ્યાન ખેંચ્યું કે C.I.D. છૂપી

પોલીસવાળાઓ તમારી હીલચાલપર બારીક નજર રાખે છે માટે સંભાળમાં રહેજો. જો કાંઇ ગડબડ હોય તો તરત ફલાણા ગૃહસ્થને ખબર કરજો તેઓ ઘટતી મદદ કરશે. મેં તેમનો ઉપકાર માન્યો અને ઘણાં પ્રેમથી અમો છૂટા પડયા.

## હિમાલયમાં બીજો પ્રવેશ.

બીજી સવારે સકાળે સ્વામિ પુરુષોત્તમાનન્દ, બ્રહ્મચારી રામસ્વરૂપ, પહાડી મજુર ધનસીંગ અને હું મસુરીથી ઉપડયા. ૧૯૨૪ ના જુન મહિનાની ૧૧ મી તારીખ, મસુરીના પહાડની સૃષ્ટિ શોભા, પવનની શીતળ મંદ લ્હેરી અને વિદ્યા પ્રેમી સ્વામિની ગીતા, ઉપનિષદ, રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનન્દ વગેરેની સુવાર્તાઓ, જાણે આજે પણ મારી નજર સામે તાજીછે. રસ્તે જતાં પાંચ છ અંગ્રેજ જવાન સ્ત્રીપુરૂષો–અમને ભેટયાં. આ આનંદી ટોળકીએ, "સલામ, સાધુ બાબા !" કરી અભિનંદન દીધું. પોતેજ વાત છેડી. અમે અંગ્રેજીમાં ઉત્તર વાળ્યા. આમાની એક અંગ્રેજ કન્યા મસુરીમાં ગુજરાતી ભાષાનો અભ્યાસ કરે છે. તેણી નડયાદ તરફથી આવી છે. મારી સાથે ગુજરાતીમાં વાત કરવાની તેણીને બહુ ગમત પડી. એક રમણિક ખુણામાં અમો સઘળાંઓની એક ભાઇએ કેમેરાથી તસ્વીર ઉતારી લીધી. લંગડા સ્વામિ ધીમેથી ચાલતા હોવાથી આ અંગ્રેજ ટોળકી આગળ ચાલી ગઇ.

મસુરીથી ૬ મૈલ ઝાલકી ચટ્ટી પર અમે થોભ્યા. સ્નાન વગેરે આટોપી, ખીચડી, ઘી, ગોળ અને તાજાં જરદાળુને ઇન્સાફ આપી, અર્ધો કલાક આરામ કરી પાછું ચાલવા માંડયું. સાંજે બીજા ૯ માઇલ કાપી ધનોલટી પહોંચ્યા. પેલી અંગ્રેજ મંડળીએ તો પાઇનની ઘટામાં ખુલ્લાંમાંજ પડાવ નાખ્યો હતો અને હસીખુશીથી મેજબાની કરતાં હતાં. ત્યાંના ડાક બંગલાઓમાં એક શ્રીમંત પહાડી કુટુંબ ઉતર્યું હતું: અમે દેશી ધર્મશાળાનો આસરો લીધો.

બીજી સવારે સકાળે કુચ પાછી શરૂ કરી. ધનોલટીમાં ફળ બાગો છે. તાજાં જરદાળુ, મગે વરસનાં સફરજન (apples) વગેરે ખરીદયાં. હવે દૃષ્ય બદલાયું. દૂરની દ્રષ્ટિ મર્યાદા પર હિમ શીખરોનાં દર્શન થયાં. આગળ પાછળ આજુબાજુ સઘળે પહાડજ પહાડ. પહાડોમાં છૂટાં છવાયાં ગામડાં અને ખેતરો નજરે પડતાં. દાદરનાં પગથયાં માફક જેમ

(terraced fields) ચઢ ઉતરનાં ખેતરો નાટકની રંગભૂમિ (amphi-theatre) જેવો દેખાવ રજુ કરતાં બોલબોલતાંમાં ૮ મૈલ કાપી **કાનાતાલ** ચટ્ટી પર અમો જમવા થોભ્યા.

ધનસીંગને દૂકાનપરથી સીધુ અપાવી અમો અર્ધા મૈલપરના ઝરામાં સ્નાને ગયા. પુરુષોતમાનન્દ થાકેલા હોવાથી અમારી સાથે આવ્યા નહી. નહાઇ કપડાં ધોઇ સૂકાવી અમે ઉપર આવ્યા, ને જોઇએ તો ધનસીંગ અને સ્વામિ મરાઇ પડયા હતા. કારણ કે સ્વામિએ ધનસીંગને પાદડાં પરથી કાચું ઘી ખાઇજતાં પકડયો હતો. ધનસીંગ કહે, "સ્વામિએ મને ગાળ દીધી માટે હવે હું તમારી સાથે આવતો નથી."

સ્વામિ કહેવા લાગ્યા, "ત્હારા કાંઇ ભાર પડયા છે! અમે અમારૂં આસન ખભે નાખીને લઇ જશું."

મેં જોયું કે રૂપ્યા પાંચ તો ધનસીંગના ટંડેલને અંગપર આપી દીધા હતા. બાકીના ચાર ઉત્તર કાશી પહોંચતાં આપવાના હતા. હજી તો ૨૫ માઇલ પણ પૂરા થયા નથી. ૫૦) માઇલ બાકી રહ્યા છે. વળી સ્વામિનું શું જાય છે! પૈસા તો મારા ખરાબ થશે. અને મારો સામન ખભે મારી પચાસ માઇલ ચાલવાની મારી ઇચ્છા બીલકુલ ન હોતી, તેથી મેં ફીલસુફી ચલાવી. ધનસીંગને બે આના આપી બીજું ઘી મંગાવી લીધું, કજ્યો પટાવ્યો.

આજે આખા દિવસમાં ૧૪–૧૫ માઇલ ચાલ્યા. છેક સાંજ પડી ગઇ ત્યારે **ભલડાના** ચટ્ટી પર જઇ પૂગ્યા.

બીજી સવારે પાછું ચાલુ મૂકયું. અમારૂં કામ શું બસ રોજના ૧૫–૨૦ માઇલ ચાલવું, ખાવું પીવું ને સુઇ જવું! રસ્તે એક આર્ય સમાજી, વાનપ્રસ્થી લક્ષમણદાસ મળ્યા. એઓ પણ ઉત્તરકાશી જતા હતા. ઉંચા, મજબુત, લોહીયાર, લક્ષમણદાસ મોટા તાર્કિક અને નૈયાયિક હતા. એમની સાથે રાવલપીંડીના પંડીત રામરખા સેત્રામાં હતા. રામરખાએ ચકરોટાના જંગલનાં લાકડાંનો સરકારી ઇજારો રાખ્યો છે.

પંડીતજીએ બપોરનું ભોજન અમો સઘળા માટે પોતે કરાવ્યું અને ધનસીંગને પણ પેટ ભરીને શાક, રોટલી, દાળ, ચાવલ જમાડયાં. આજે અમો ખુબ ચાલ્યા અને સાંજ પડતાં ૧૯–૨૦ માઇલ કાપી કાઢયા. **નકોરી** ચટ્ટી પર રાત વાસો કરી બીજી સવારે આગળ વધ્યા.

## ઉત્તર કાશી.

વાનપ્રસ્થીની વાચાલ સંગતમાં સહેલાઈથી ઉત્તર કાશી જઈ પહોંચ્યા. ઉત્તર કાશી તેહરી રિયાસતનો એક મુખ્ય કસ્બો છે. ગંગા ભાગીરથીને પશ્ચિમ કાંઠેની ખીણમાં આ પવિત્ર ધામ છે. ત્યાં ટપાલ ઑફીસ, ઑસ્પીટાલ, હાઇસ્કુલ, ધર્મશાળાઓ અને મંદીરો છે. સાધુઓ માટે ઘણાં આશ્રમો અને અન્નક્ષેત્રો પણ છે. ત્યાં ઠંડી, ગરમી મધ્યમ હોવાથી બારેમાસ સહેલાઇથી રહી શકાય છે.

લાંબા નિવાસ માટે કોઈ યોગ્ય આશ્રમ શોધી કાઢીયે તે દરમ્યાન પહેલી રાતે તો કાળીકમળીવાવાની ધર્મશાળામાં ઉતારો લીધો.

### ઝઘડાળુ વાનપ્રસ્થી.

રાતે પંડીત રામરખાએ લક્ષ્મણદાસની ઓળખ આપતાં કહ્યું. "એઓ ઉચ્ચ કુળના છે. એમનો એક પુત્ર એમ. એ. થઇ સારી સ્થિતિમાં છે. શાસ્ત્રો પ્રમાણે પંચાવન વર્ષની ઉમરે ગ્રહસ્થાશ્રમ વટાવી વાનપ્રસ્થાશ્રમની ઉચ્ચતર પાયરીએ એઓ ચઢ્યા છે. એઓ સર્વ સુખ સંપન્ન હતા. સ્ત્રી, પુત્ર, ધન, યશ, સર્વ તજી ધર્મની આજ્ઞા પ્રમાણે સ્વેચ્છાથી આશ્રમ બદલ્યું છે. યોગ્ય સમયે એઓ સન્યાસી થશે."

બીજી સવારે સાત વાગામાં લક્ષ્મણદાસે કહ્યું. "ચાલો સાધુઓનાં દર્શને જઇએ." પુરૂષોત્તમાનન્દ, રામસ્વરૂપ અને હું એમની સાથે ગયા. એમનો દેખાવ, એમની વય, એમની વિદ્યા અને એમના વાતોડ્યા સ્વભાવને કારણે એઓ સહેજમાં અમારા આગેવાન બન્યા.

માટે બાંધેલું છે. જેને ગમે તે વગર રજાએ આવીને રહે છે. કોઇ ખાસ રખેવાળ હોતો નથી. જે જુનો સાધુ હોય તે વડપણ ભોગવે છે. મકાન તથા અંદરનો ચોગાન સાફ સ્વચ્છ રહે છે. એક માળ પણ છે: સામટી રીતે રહેવા લાયક છે.

અમો આશ્રમમાં પહોંચ્યા ત્યારે ઘણા ખરા બધા સાધુઓ પોત પોતાની ઓરડીમાં ધ્યાનમાં બેઠા હતા. તેઓને ન છેડતાં, એક સન્યાસી જેઓ કાંઇ લખતા હતા, તેમના ઓરડામાં લક્ષમણદાસ પહેલા ઘુસ્યા.

"ॐ नमो नारायणाय।" કહી લક્ષમણદાસે પોતાની aggressive policy પ્રમાણે લડાયક પહેલ કીધી, "ભગવાન આપ શું લખો છો? અમને થોડુંક વાંચી સંભળાવો."

નમ્ર ભિક્ષુ ગૌરીશંકરે ઉત્તર દીધો, "सर्व तंत्र सिधान्त पदार्थ लक्षण संग्रह નામનું ન્હાનું પુસ્તક લખું છું. શાસ્ત્રોમાં આવતા સંસ્કૃત લોગતો (technical terms)ની સંસ્કૃત વ્યાખ્યા આપું છું" આમ કહી થોડુંક વાંચી સંભળાવ્યું.

"આ શબ્દનો તો એમ અર્થ થવો જોઇએ અને તે શબ્દનો તો તેમ અર્થ થાય...તમો તો તમારા સાંપ્રદાયિક મત મુજબ અર્થ લગાવો છો..." વગેરે ચર્ચાજનક બાણો લક્ષમણદાસે છોડયાં.

ડાહ્યા સાધુએ મુંગે મોઢે સાંભળી લીધું એટલે વાત ત્યાંજ અટકી.

અમારી ટોળી આગળ વધી. કાશી વિશ્વનાથનાં મંદીરમાં અમો પહોંચ્યા. ત્યાં એક વિલક્ષણ બ્રહ્મચારી મળ્યા. જયોરજ પાંચમાં જેવી દાઢી મુછ જોનારનું પહેલું ધ્યાન ખેંચતી. માથાપરની ચોટલીને તેલ લગાડી કાંઇ વિચિત્ર આકારમાં ઓળી હતી. એક સફેદ કફની ઘુંટીઓ સુધી લબડતી અને એમની જીભ પંજાબ મેલની ઝડપે ચલતી.

આ નંગ અને લક્ષમણદાસ સાથે મળ્યા એટલે જોઇ લ્યો ફજેતા! અમે તેમને નમસ્તે કર્યું અને આ શબ્દે પહાડી ખાવાનુ મગજ સ્હેજમાં ચસ્કાવી મેલ્યું. કારણ આર્ય સમાજીઓ એક બીજાને સલામ કરતાં 'નમસ્તે' કહે છે અને આ orthodox જુના વિચારના ધર્માંધને આર્ય સમાજની જબરી સુગ હતી. "હું આઝાદ છું, હું નિર્ભય છું, હું કોઇની પરવાહ કરતો નથી, હું મસ્ત છું" વગેરે સપાટા ચલાવી ઉંચા ડોળા-કરી નાટકી ઢબે એકાદ બે સંસ્કૃતશ્લોક લલકાર્યાં. લક્ષમણદાસ

પણ આ ધાંધળથી હું કાંઇ જેવા હતા નહી. એમને બે ત્રણ કડક પણ સભ્ય શબ્દોમાં ટીકા કીધી, અને ટુંક વખતમાં વિશ્વનાથજીનું મંદીર 'તું તાં અને ત્હારી મ્હારી' નાં મંત્રોથી ધમધમી રહ્યું. મંદીરના પૂજારી, પંડિત વગેરે સઘળા આઝાદ બાબા તરફથી નીકળ્યા અને આર્ય સમાજ સામે પોતાનો કહેર ખાલી કીધો. પંડિતો અને સાધુ સાધુઓ એકમેકની સાડી બાડી કાઢે, વિરૂધ મતવાળાઓનાં છીદ્રો ઉઘાડાં પાડે ત્યારે બન્ને સંપ્રદાયની નબળી બાજુઓ સ્પષ્ટ રીતે જાણવાની મળે. હું ધારતો હતો કે હિમાલયમાં રહેનાર સાધુઓ સહનશીલ, શાંત અને સભ્ય હશે પણ મનુષ્ય સ્વભાવ તો સઘળે સમાનજ જણાય છે.

ઉત્તર કાશીમાં હું ચાર મહિના રહ્યો. ત્યાં હું પાતંજલ યોગ દર્શન શીખ્યો. મેં મૌન તથા જપનો પ્રયોગ અજમાવ્યો. ત્યાં જાત જાતના સાધુઓને મળ્યો.

## એક અસહનશીલ યોગી.

ઝઘડાળુ વાનપ્રસ્થ લક્ષમણદાસ હવે પોતે પણ કજીઆઓથી કંટાળ્યા જણાતા. મને કેહવા લાગ્યા, "હવે હું બોલીશ નહિ. તમેજ વાતો કરજો અને હું સાંભળીશ." આવી મૌન પ્રતિજ્ઞા સાથ અમો કૈલાશ આશ્રમના અધિષ્ઠાતા પ્રખ્યાત સ્વામિ શંકરાનન્દની મુલાકાતે ગયા.

ભાગીરથી ગંગાથી સ્વામિની કુટી આશરે દોઢસો ફીટ ઉંચી હતી. બાહેર ઓટલા પર એક મૃગાસન પર આ બંગાળી યોગી બીરાજ્યા હતા. ભરેલા ગાલ, ભરાવદાર દાઢી અને ભભૂતિ ભરી જટાથી એમનો ચ્હેરો દમામદાર જણાતો. આ વૃધ્ધ યોગી આજે લગભગ વીસ વર્ષ થયાં હિમાલયમાંજ રહે છે. એમની ખ્યાતિ ચોમેર પ્રસરી છે, અને ગંગાપટના બધા સાધુઓ એમને માન આપે છે અને એમના ગુણ ગાય છે. જેમ કુતરાંઓમાં, જેમ ધંધાદારીઓમાં, જેમ ધર્મગુરૂઓમાં તેમ સાધુ સાધુઓમાં પણ અદેખાઇ અંટસ સર્વવ્યાપી હોય છે. આમ છતાં પણ જ્યારે બીજા સાધુઓ સ્વામિ શંકરાનન્દની સ્તુતિ કરે ત્યારે એમનામાં કાંઇ વિશેષતા હશેજ એમ મેં અનુમાન દોર્યું. લક્ષમણદાસનું અનુમાન પણ એવુંજ જણાતું અને તેથી શંકરાનન્દ સાથે સત્સંગ કરવાનું કામ મને સોંપ્યું હતું.

શંકરાનન્દ પાસે એક બીજા આધેડ બંગાળી ગૃહસ્થ બેઠા હતા. એક પાટલી પર કાંઇક સંસ્કૃત પુસ્તકો હતાં. એક ઉઘાડી ચોપડીમાં કુંડળીઓ જણાઇ. જ્યોતિષને લગતું સ્વામિ જાણતા હશે એવું ધારી લઇ મેં **'પ્રારબ્ધ. અને પુરૂષાર્થ'** નો પ્રશ્ન ઉચ્ચર્યો. તુરતજ સ્વામિના મુખમાંથી સંસ્કૃત શ્લોકો સાથના ખુલાસાઓનો પ્રવાહ છૂટયો. એમના હિંદી ભાષાના ઉચ્ચારો બંગાળી ઢબના પહોળા હોવાથી હું બધુ બરાબર સમજી શકયો નહી. એટલે એ સવાલને લગતો એક ઉપસવાલ પૂછી હું ચૂપ રહ્યો

એટલામાં લક્ષમણદાસની નજર સ્વામિ બાજુની ભીંત અને તેના ગોખલા પર ગઇ. બાળકૃષ્ણ મુરલીધરનું એક સુંદર ચિત્ર, તાજાં પુષ્પ ચંદનાદિ શૃંગારથી સુશોભિત બનાવેલું ગોખલામાં બીરાજતું હતું. અને દીવાલપર સાહીથી નીચલો લેખ લખાયો હતો:

संप्रज्ञात समाधि भावना विशेषः । भावना नाम भाव्यस्य विषयान्तर परिहारेण चेतसि पुनःपुनर्विवेशनम ॥ समाधि सिद्धिरीश्वर प्रणिधानात ॥

ઘોરમાં ત્રણ ફીટ નીચે દટાયા હોય તો ત્યાંથી પણ બોલી ઉઠે એવા લક્ષમણદાસથી હવે વધુ વાર ચૂપ રહેવાયું નહીં, પેલા લેખ તરફ આંગળી કરી લક્ષમણદાસે 'ઇશ્વર પ્રણિધાન'નો અર્થ પૂછયો.

સ્વામિ શંકરાનન્દે આખા મુદ્રાલેખનો અર્થ સમજાવવા માંડયો, "ભાવના એટલે ચિંતન. ચિંતનનો વિષય શ્રીકૃષ્ણાદિ ઇષ્ટ મૂર્તિ. બીજા વિષયોપરથી ધ્યાન ખસેડી માત્ર ઇષ્ટપરજ ચિત્ત એકાગ્ર કરવું, જેથી સંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત થઇ શકે."

આ ઉપરથી 'મૂર્તિપૂજા' ઉપર ગરમાગરમ શાસ્ત્રાર્થ શરૂ થયો. લક્ષમણદાસની તર્ક ન્યાયાનુસાર, મક્કમ અને પ્રૌઢ (dignified) હતી. જ્યારે- સ્વામિનું કહેવું પ્રત્યક્ષ સ્વાનુભવપર રચાયું જણાતું, "ખાલી તર્ક આળસ્યસૂચક છે. યોગાભ્યાસ કરી જુવો, પ્રત્યક્ષં કીં પ્રમાણં ?"

લક્ષમણદાસે કહ્યું, "ભગવન, તમો કહો છો તે સાધન ગૌતમ બુદ્ધ, સ્વામિ દયાનન્દ સરસ્વતિ વગેરે મહાપુરૂષોએ અજમાવ્યું છે અને જાહેર કર્યું છે કે આ કહેવાતી સંપ્રજ્ઞાત સમાધિ સાધકનાં મનની પ્રતિક્રિયા (reflex action of one's own mind) સ્વકલ્પતાનું

પ્રતિબીંબ છે. એમાં સત્ય (reality) નથી, સત્યાભાસ છે. જગતમાં જન્મ લીધો તો જગતની વસ્તુઓ પરથી ચિત્ત શા માટે હટાવી દેવું? આ જીવનના ઉદ્દેશનું ખુલ્લું ઉલંઘન છે. અને સંસાર કાયરતા (cowardice) છે............"

શંકરાનન્દ આ ઉપરથી છેડાઈ પડયા, "તું આર્ય સમાજી જણાય છે, તું નાસ્તિક છે,......" વગેરે ઉદ્ગારો કાઢીને ઉઠીને કુટીમાં ચાલી ગયા.

મારી નજરે આ એમની સાંભળેલી કીર્તિને છાજતું નહિ હતું. અંગ્રેજી, સંસ્કૃત, બંગાળી ભણેલો વૃદ્ધ યોગી વીસ વર્ષના યોગાભ્યાસ પછી પણ આવી મોઘમાદાર શાસ્ત્રચર્ચામાં સહનશીલતા ધરાવી ન શકે અને ક્રોધાયમાન બની પોતાની ઓરડીમાં ચાલી જાય એ શું દેખાડે છે?

ખયર! મેં હવે ઠંડું પાણી નાખવાનો પ્રયત્ન કીધો. પેલા બંગાળી ગૃહસ્થને અંગ્રેજીમાં સમજાવ્યો. લક્ષમણદાસ તથા અમો તરફથી માફી ચાહી, સાથે સાથે કહી દીધું કે અમો ચારે જણા જુદા-જુદા છીએ. અમારાં મન પણ જુદાં છે અને અમને લક્ષમણદાસ સાથે ઝાઝું લાગતું વળગતું નથી. બાબુએ સ્વામિને આ બધું કહ્યું, સ્વામિ બાહેર આવ્યા અને અમોએ વિવેકપૂર્વક રજા લઈ, ચાલતી પકડી.

ઉત્તર કાશીની ધર્માંધ અને સ્વમતાગ્રહી વાતાવરણ લક્ષમણદાસને અનુકુળ જણાઇ નહી અને બીજેજ દિવસે ચકરોટા જવાનો નિશ્ચય કર્યો, મેં લક્ષમણદાસની સાથ અને સત્સંગ ચાહી પણ એમને કહ્યું, "હું હજી ભમતો છું, આવતી શીવરાત્રીપર હું સન્યાસ દિક્ષા ગ્રહણ કરીશ અને જ્યારે એક જગ્યાએ સ્થિર થઇશ ત્યારે તમને બોલાવી સાથે રાખીશ..................."

પછી મને 'ભસ્ત્રિકા પ્રાણાયામ'ની પ્રક્રિયા દેખાડી જે શરીર સ્વાસ્થ માટે ઉપકારી છે એમ સમજાવ્યું, અને સ્વતંત્ર શોધક વૃત્તિ ચાલુ રાખવા સૂચવ્યું.

લક્ષમણદાસ બીજી સવારે ઉત્તર કાશીથી વિદાય થયા, અને સ્વામિ પુરૂષોત્તમાનન્દ પણ અદૃષ્ય થઇ ગયા, અમો સઘળાને લક્ષેશ્વર મહાદેવવાળું આશ્રમ પસંદ પડયું હતું. લંગડા પુરૂષોત્તમાનન્દે સાથે જવાને

અટલે પહેલેથી ત્યાં પૂગી જઇ સૌથી સરસ ખોળીનો કબજો લીધો. જેવું જગતને મિથ્યા માનનારાઓને પણ જગત મીઠી માલમ પડે છે.

## ઉત્તરકાશીમાં મારો કુટી નિવાસ.

બ્રહ્મચારી રામસ્વરૂપ તથા હું લક્ષેશ્વર જવા નીકળ્યા પણ રસ્તે ધનસીંગ મળ્યો. તેણે લક્ષેશ્વરની અગવડો વર્ણવી અને અમુને ગંગા કીનારેની એક કંપાઉન્ડ સાથની સોજી કુટી દેખાડી. અમને તે વધુ પસંદ પડી. અમે પાસે રહેતા સાધુને પૂછી તેમાં ઉતર્યા. ધનસીંગને ચાર આના આપી કુટી સાફ કરાવી લીધી, ૧૦ ફીટ લાંબી ૬ ફીટ પહોળી અને ૬ ફીટ ઉંચી, આ ઓરડીને માત્ર એકજ બારણું હતું. હવા જવા આવવા બીજું કશું બારી બાકોરું હતું નહી, વાડામાં પચાસ ઉપર કેળ, ત્રણ પીચ (peach)નાં ઝાડો અને બીજાં અનેક ઝાડો હતાં. ગુલ્લરનાં એક મોટાં વૃક્ષની નીચે પત્થરનો ચબુતરો મઢી લીધો હતો જે ઉપર મેં આસન લગાવ્યું. આખો દિવસ હું સાંજ ખુલ્લામાં કાઢતો. માત્ર રાત્રે કુટીમાં સુવા જતો હતો.

દેહરાદૂનથી ઉત્તરકાશી જવા નીકળ્યો ત્યારે હું એમ ધારતો હતો કે સીમલા હીલ્સમાં આવેલાં કોટઘર જેવું ઉત્તરકાશી હશે. ત્યાં રોજ બરફનાં દર્શન થશે અને આરોગ્યવર્ધક પાઇન અને દેવદારનાં જંગલોમાં સ્વામિ રામતીર્થ માફક આઝાદીથી ભટકીશ. પહાડોની ટોચપર જઇ 'ગીતા રહસ્ય' વાંચીશ. નદી કીનારે બેસી કલાકો સુધી અદરતા વાણીના પવિત્ર મંત્રો ઉચ્ચારી સ્નાન બોખ્તગી કરીશ. પણ આ ગણત્રી ભૂલભરેલી માલમ પડી. કારણ ઉત્તરકાશી એક ખીણમાં આવેલો કસબો છે, જેની ઉંચાઇ માત્ર ૨૦૦૦ ફીટ છે. બન્ને બાજુએ ઉંચા પર્વતો આવેલા હોવાથી દષ્ટિમર્યાદા ઘણી સાંકડી છે. ટુંકમાં પ્રાકૃતિક દેખાવ કોઇ પણ રીતે આકર્ષક કહેવાય નહી. ત્યાંની આબોહવા ગરમ છે અને શિયાળામાં પણ ત્યાં બરફ પડતું નથી એટલે બારે માસ સહેલાઇથી રહી શકાય છે.

ઉત્તરકાશીમાં અનેક મંદીરો, ધર્મશાળાઓ, અને અન્નક્ષેત્રો છે. એક હાઇસ્કુલ, એક હૉસ્પીટલ, એક તાર અને ટપાલ ઑફીસ પણ છે. ત્યાં સો બસો સાધુઓ ચાલુ રહે છે. સાધુઓ માટે એક પુસ્તકાલય છે જેમાં સંસ્કૃત, હિંદી વગેરે ભાષાનાં ધાર્મિક પુસ્તકોનો સંગ્રહ છે.

## પાતંજલ યોગ દર્શન.

સ્વામિ શંકરાનન્દ પાતંજલ યોગમાં નિપુણ છે એમ હું સઘળેથી સાંભળતો આવ્યો હતો. પણ એઓ હાલમાં કેટલાં વર્ષ થયાં કોઇને શીખવતા નથી એમ પણ બધા કહેતા હતા. છતાં મેં સ્વામિ શંકરાનન્દ આગળ પાતંજલ શીખવા જવાની ઇચ્છા બ્રહ્મચારી રામસ્વરૂપ આગળ દર્શાવી. બ્રહ્મચારીએ તો સાથે આવવા સાફ ના પાડી અને લક્ષ્મણદાસ સાથની તકરાર યાદ આપી કહ્યું, "એઓ અસહનશીલ અને ક્રોધી છે. તમને ઝાડુ આપશે... વગેરે."

મેં કહ્યું, "મારે તો જ્ઞાન મેળવવું છે પછી તે જ્ઞાનનો રખેવાળ ગમે તેવો હોય, મારે તેની સાથે શું કામ? વળી હું જીજ્ઞાસુ છું, તો સ્વામિ ના પાડશે તો મારૂં શું જવાનું છે? એક તક (chance) તો લઇ જોવી જોઇએ."

બીજે દિવસે હું એકલો સ્વામિ શંકરાનન્દ આગળ ગયો. એમને પગે પડયો અને શરૂઆતમાંજ પાછું કહી દીધું, "લક્ષ્મણદાસ વાનપ્રસ્થ સાથે મને કશો સંબંધ નથી. મને કોઇપણ સંપ્રદાય તરફ વિરોધ નથી, કારણ હું હજી કોઇ પણ સંપ્રદાય તરફે નિશ્ચયાત્મક બન્યો નથી. હું કેવળ જીજ્ઞાસુ છું."

પછી સ્વામિ તેજોનાથવાળી પાતંજલ સૂત્રોની ચોપડી સાથે લઇ ગયો હતો તે દેખાડી, વિપર્યય અને વિકલ્પ વૃત્તિનો ભેદ પૂછ્યો; અને મેં ઉમેર્યું, "હું પાતંજલ યોગ દર્શન શીખવા આતુર છું" અને મારો ટુંક પરિચય આપ્યો.

ભલા સ્વામિએ ઝટ એકે બોલે હા પાડી અને કૈલાશાશ્રમની પુસ્તકશાળામાંથી યોગ મણીપ્રભા લાવવાની આજ્ઞા દીધી. રોજ બપોરે હું એમનાં ચરણે પાતંજલનું અધ્યયન કરતો. એક કલાકમાં સરાસરી એક સૂત્રની સમજ અને ટીકા થતી. જેમાં વ્યાસ, વાચસ્પતિ, ભોજ વાર્તિક વગેરેનાં મત ઉપરાંત પોતા તરફનો પણ ખુલાસો કરતા.

હું રોજ સૂત્રોનો પાઠ કરી જતો. સ્વામિ જે સમજાવતા હતા તે હું મારી કુટીમાં આવી વિસ્તારપૂર્વક ગૂજરાતીમાં લખી કાઢતો. તે ઉપર મનન કરતો હતો. મારાં મનમાં ઉત્પન્ન થતી મુશ્કેલીઓ શંકા-

બદલે પહેલેથી ત્યાં પુગી જઇ સૌથી સરસ ખોળીને કબજો લીધો. જોયું જગતને મિથ્યા માનનારાઓને પણ જગત મીઠી માલમ પડે છે.

## ઉત્તરકાશીમાં મારો કુટી નિવાસ.

બ્રહ્મચારી રામસ્વરૂપ તથા હું લક્ષેશ્વર જવા નીકળ્યા પણ રસ્તે ધનસીંગ મળ્યો. તેણે લક્ષેશ્વરની અગવડો વર્ણવી અને અમુને ગંગા કીનારેની એક કંપાઉન્ડ સાથની સોજી કુટી દેખાડી. અમને તે વધુ પસંદ પડી. અમે પાસે રહેતા સાધુને પુછી તેમાં ઉતર્યા. ધનસીંગને ચાર આના આપી કુટી સાફ કરાવી લીધી, ૧૦ ફીટ લાંબી ૬ ફીટ પહોળી અને ૬ ફીટ ઉંચી, આ ઓરડીને માત્ર એકજ બારણું હતું. હવા જવા આવવા બીજું કશું બારી બાકોરૂં હતું નહી, વાડામાં પચાસ ઉપર કેળ, ત્રણ પીચ (peach)નાં ઝાડો અને બીજાં અનેક ઝાડો હતાં. ગુલ્લરનાં એક મોટાં વૃક્ષની નીચે પત્થરનો ચબુતરો મઢી લીધો હતો જે ઉપર મેં આસન લગાવ્યું. આખો દિવસ હું સાંજ ખુલ્લાંમાં કાઢતો. માત્ર રાત્રે કુટીમાં સુવા જતો હતો.

દેહરાદૂનથી ઉત્તરકાશી જવા નીકળ્યો ત્યારે હું એમ ધારતો હતો કે સીમલા હીલ્સમાં આવેલાં કોટઘર જેવું ઉત્તરકાશી હશે. ત્યાં રોજ બરફનાં દર્શન થશે અને આરોગ્યવર્ધક પાઇન અને દેવદારનાં જંગલોમાં સ્વામિ રામતીર્થ માફક આઝાદીથી ભટકીશ. પહાડોની ટોંચપર જઇ 'ગીતા રહસ્ય' વાંચીશ. નદી કીનારે બેસી કલાકો સુધી અવરતા વાણીના પવિત્ર મંત્રો ઉચ્ચારી સ્વાન બોન્દગી કરીશ. પણ આ ગણત્રી ભૂલભરેલી માલમ પડી. કારણ ઉત્તરકાશી એક ખીણમાં આવેલો કસબો છે, જેની ઉંચાઇ માત્ર ૨૦૦૦ ફીટ છે. બન્ને બાજુએ ઉંચા પર્વતો આવેલા હોવાથી દૃષ્ટિમર્યાદા ઘણી સાંકડી છે. ટુંકમાં પ્રાકૃતિક દેખાવ કોઇ પણ રીતે આકર્ષક કહેવાય નહી. ત્યાંની આબોહવા ગરમ છે અને શિયાળામાં પણ ત્યાં બરફ પડતું નથી એટલે બારે માસ સહેલાઇથી રહી શકાય છે.

ઉત્તરકાશીમાં અનેક મંદીરો, ધર્મશાળાઓ, અને અન્નક્ષેત્રો છે. એક હાઇસ્કુલ, એક હૅાસ્પીટલ, એક તાર અને ટપાલ ઑફીસ પણ છે. ત્યાં સો બસો સાધુઓ ચાલુ રહે છે. સાધુઓ માટે એક પુસ્તકાલય છે જેમાં સંસ્કૃત, હિંદી વગેરે ભાષાનાં ધાર્મિક પુસ્તકોનો સંગ્રહ છે.

## પાતંજલ યોગ દર્શન.

સ્વામિ શંકરાનન્દ પાતંજલ યોગમાં નિપુણ છે એમ હું સઘળેથી સાંભળતો આવ્યો હતો. પણ એઓ હાલમાં કેટલાં વર્ષ થયાં કોઇને શીખવતા નથી એમ પણ બધા કહેતા હતા. છતાં મેં સ્વામિ શંકરાનન્દ આગળ પાતંજલ શીખવા જવાની ઇચ્છા બ્રહ્મચારી રામસ્વરૂપ આગળ દર્શાવી. બ્રહ્મચારીએ તો સાથે આવવા સાફ ના પાડી અને લક્ષ્મણદાસ સાથની તકરાર યાદ આપી કહ્યું, "એઓ અસહનશીલ અને ક્રોધી છે. તમને ઝાડુ આપશે...વગેરે."

મેં કહ્યું, "મારે તો જ્ઞાન મેળવવું છે પછી તે જ્ઞાનનો રખેવાળ ગમે તેવો હોય, મારે તેની સાથે શું કામ? વળી હું જીજ્ઞાસુ છું, તો સ્વામિ ના પાડશે તો મારૂં શું જવાનું છે? એક તક (chance) તો લઇ જોવી જોઇએ."

બીજે દિવસે હું એકલો સ્વામિ શંકરાનન્દ આગળ ગયો. એમને પગે પડયો અને શરૂઆતમાંજ પાછું કહી દીધું, "લક્ષ્મણદાસ વાનપ્રસ્થ સાથે મને કશો સંબંધ નથી. મને કોઇપણ સંપ્રદાય તરફ વિરોધ નથી, કારણ હું હજી કોઇ પણ સંપ્રદાય તરફે નિશ્ચયાત્મક બન્યો નથી. હું કેવળ જીજ્ઞાસુ છું."

પછી સ્વામિ તેજોનાથવાળી પાતંજલ સૂત્રોની ચોપડી સાથે લઇ ગયો હતો તે દેખાડી, વિપર્યય અને વિકલ્પ વૃત્તિનો ભેદ પૂછયો; અને મેં ઉમેર્યું, "હું પાતંજલ યોગ દર્શન શીખવા આતુર છું". અને મારો ટૂંક પરિચય આપ્યો.

ભલા સ્વામિએ ઝટ એકે બોલે હા પાડી અને કૈલાશાશ્રમની પુસ્તકશાળામાંથી યોગ મણીપ્રભા લાવવાની આજ્ઞા દીધી. રોજ બપોરે હું એમનાં ચરણે પાતંજલનું અધ્યયન કરતો. એક કલાકમાં સરાસરી એક સૂત્રની સમજ અને ટીકા થતી. જેમાં વ્યાસ, વાચસ્પતિ, ભોજ વાર્તિક વગેરેનાં મત ઉપરાંત પોતા તરફનો પણ ખુલાસો કરતા.

હું રોજ સૂત્રોનો પાઠ કરી જતો. સ્વામિ જે સમજાવતા હતા તે હું મારી કુટીમાં આવી વિસ્તારપૂર્વક ગૂજરાતીમાં લખી કાઢતો. તે ઉપર મનન કરતો હતો. મારાં મનમાં ઉત્પન્ન થતી મુશ્કેલીઓ શંકા-

ઓની નોંધ રાખતો પણ સ્વામિ સાથ તેની ચર્ચા કરતો ન હતો. કારણ કે હું બ્હીતો હતો કે રખે સ્વામિને મારા વિચારો પસંદ ન આવે અને રોષે ભરાઇ 'શીખવવાનું' છોડી દે. ચારે પાદ પૂરા થયા પછી એમની આજ્ઞા લઇ હું વાદવિવાદ કરનાર હતો. શંકરાનન્દ મારી સાથે કદીબી ગુસ્સે થયા નહી. બહુ ઉત્સાહ અને મેહનત લઇ સમજાવતા હતા. હું એમને પૂરતું માન આપતો હતો. વળી એઓ મારાં ખાનગી જીવનપર પણ તકેદારી રાખતા હતા. વખત બેવખતે મારી કુટી આગળથી ચક્કર મારી જતા હતા. અને મને હમેશાં કાંઇને કાંઇ વાંચતો, લખતો, ધ્યાન કરતો જોઇ ખુશ થતા હતા.

હું વારંવાર એમની કાંઇ સેવા કરવાની માગણી કરતો હતો પણ એઓ તે સ્વિકારતા હતા નહિ. કૈલાશાશ્રમના પોતે ઉપરી હોવા છતાં, ક્ષેત્રમાંથીજ અન્ન ભિક્ષા લાવી આરોગતા. કુટીનું બધું કામ પોતે જાતે કરતા. પોતાનાં નિત્ય ક્રમમાં ચૂસ્ત અને નિયમિત રહેતા. એમનાં શરીરને વાયુની પીડા હતી પણ ઔષધપાણી કરતા નહિ. "ઓહ! આ તો પ્રકૃતિ છે" કહી, દુઃખને ઝાઝું ગણકારતા નહિ.

એકાદશી વગેરે અનાધ્યાયના દિવસે અમો પાઠ કરતા નહિ, ચંદ્રગ્રહણની રાત્રે સ્વામિએ જાગરણ કર્યું અને ગ્રહણ સમાપ્ત થવે ગંગા સ્નાન કર્યું, આ કારણથી એમની તંદુરસ્તી બગડી, અને સારા થાય તે અગાઉ ગોકુળ અષ્ટમીને દીને વળી પાછું જાગરણ, કીર્તન વગેરે કર્યું તેથી વધુ બીમાર પડયા, આ કારણથી મારા યોગપાઠ બંધ થયા, છેલ્લો સિદ્ધિપાદ રહી ગયો. પછી એમની સલાહથી હું ગંગોત્રી, કેદાર, બદરી વગેરે જઇ શિયાળામાં નીચે ઉતરી ગયો.

## બીજા સન્યાસીનો આપઘાત.

આઠ દશ મહિના પછી મને ખબર મળી કે સ્વામિ શંકરાનન્દ વાયુની ચાલુ બીમારીથી કંટાળી જઇ ગંગા નદીમાં આત્મહત્યા કરી મરણ પામ્યા. કહે છે છેલ્લે દિવસે પોતાની કુટીનાં બારણા પર (chalk) સફેતાથી લખી ગયા હતા કે આજે શરીર જળાર્પણ થશે.

સંપ્રજ્ઞાત સમાધિની ભાવના સાથ આ વૃદ્ધ યોગીએ જળ સમાધિ સ્વેચ્છાએ લીધી એ બીનાએ મને ઘણો વિચારના વમળમાં ગુંગળાવ્યો.

આટલાં આટલાં વર્ષો સુધી કડક તપશ્ચર્યા, ત્યાગ, વૈરાગ અને યોગ-સાધન કર્યા પછી........અરે ! પછી . ......આવું પરિણામ ! મહાન પ્રખ્યાત યોગીમાં બીજાંનાં મત સાંભળવાની આટલી બધી અસહનશીલતા, શારીરિક દુઃખ ખમવાની અશક્તિ ! શું અનેકાનેક માનવંત ગ્રહસ્થીઓનાં જીવન આપણને ઉચ્ચતર નમુના નથી દેખાડતા ? આવો યોગ શા ખપનો ? આપણે સ્વામિ પુરૂષોત્તમાનન્દના આપઘાતોના નિષ્ફળ યત્નો જોયા. સ્વામિ શંકરાનન્દના આપઘાત વિષે જાણ્યું. અને આ ઉત્તરકાશી નજદીક પ્રખ્યાત સ્વામિ રામતીર્થે પણ આત્મહત્યા કરી હતી.

## સ્વામિ રામતીર્થનો આપઘાત.

ઉત્તર કાશીની હાઇ સ્કુલના પ્રીનસીપલ મી૦ કેવલરામ, જેઓ ફીલોસોફીના વિષયમાં M. A. હતા, તેમને સ્વામિ રામતીર્થ સાથ ધાડો પરિચય હતો. કેવલરામ રામતીર્થના મોટા વખાણનારા હતા. કેવલરામે રામ તીર્થના છેલ્લા દિવસો પરની મનોવૃત્તિ ખેદ અને અફ્સોસ સાથે અવલોકી હતી. નાસીપાસી અને નાઉમેદીએ એમનાં મન પર ગંભીર ગલબો કર્યો હતો. જીવન એમને અસહ્ય થઇ પડયું હતું. આગલો ભાવ પ્રધાન ઉત્સાહ ખંડિત (intermittent) થઇ ગયો હતો. અને આખરે ભર જવાન વયે આ વિદ્વાન સન્યાસીએ આપઘાત કરવામાં છુટકારો માન્યો હતો. એમનું ચારિત્ર લખનારાઓએ આ બીના સ્પષ્ટ કરી નથી. પણ એમનાં છેલ્લાં છેલ્લાં પત્રો જે રામતીર્થ પબ્લીકેશન લીગ તરફથી પાછળથી પ્રગટ થયાં છે તેમાં નિષ્પક્ષપાત નુકતેચીનને નાસીપાસી અને નાઉમેદીના સુર ખુલ્લા સંભળાય છે. પાછળથી જ્યારે હું કાશમીરમાં એમના સહવાસી આનંદસ્વામિને મળ્યો ત્યારે તેમને પણ સ્વામિના આપઘાતની બીનાને ટેકો આપ્યો હતો. હશે જે હોય તે. આપણે આગળ ચાલતાં બીજા સન્યાસીના આપઘાત જોઇશું.

## એક શીલંપટ સાધુ.

અમે જે કુટીમાં રહેતા હતા, તેની બાજુના ત્રણ ઓરડા મહાદેવગીરી નામના એક બુઢ્ઢા પહાડી સાધુએ રોકી રાખ્યા હતા, અગાઉ આ કુટીમાં આનંદગીરી નામના સન્યાસી રહેતા હતા, આ બુઢ્ઢા પહાડીએ આનંદગીરીની સારી સેવા કીધી હતી. આનંદગીરીનું શરીર છૂટવે ત્યાંના

બીજાં સાધુઓએ આ પહાડી સેવકનું માથું મૂંડયું, જનોઇ ઉતારી લીધી અને કાનમાં મંત્ર ફુંકયું કે લ્યો આ પહાડી એકદમ સન્યાસી થઇ ગયો. બાહેરનો પટ ગેરૂથી સ્હેજે રંગી કાઢયો પણ અંદર-પટ જેવોને તેવોજ રહ્યો, એમનું જીવન એક સાધુ કરતાં ભીખારીને વધુ મળતું આવતું હતું.

એમના હાથ ધ્રૂજતા, મોઢામાંથી લાળ ગળતી. જેમ તેમ ચાલતો છતાં તેની વિષયવાસના તો જવાન જેવી સતેજ હતી. માગી માગીને ખુબ ભિક્ષા લાવતો અને રોજ ગામની હલકી સ્ત્રીઓને કુટીમાં એકઠી કરી જમાડતો, તેઓ સાથે પહાડી બોલીમાં ઠઠ્ઠા મશકરી અને હાથચાલાકી કરતો. આખાં ગામની બધી ખબર-નીંદા લાવતો અને બધે ફેલાવતો. સારે નસીબે અમે ગયા પછી થોડા દિવસમાં ચોમાસું શરૂ થયું અને મહાદેવગીરી પોતાના જન્મ ગામમાં કુટુંબી ખેતીવાડીની રક્ષાર્થે ઉત્તર કાશીથી ૨૦ માઇલપર ચાલી ગયો. પોતાની ઓરડીઓને મોટાં તાળાં મારી ગયો પણ ઉદારવૃત્તિ દેખાડી અમને વાડામાંનાં ઝાડનાં ફળો સોંપી ગયો.

## આપઘાતનો એક વધુ નિષ્ફળ પ્રયત્ન.

સ્વામિ બૃજાનન્દ સરસ્વતિ સંયુક્ત પ્રાંતના એક જાણીતા કસબાના પ્રતિષ્ઠિત પંડિત હતા, ધુરંધર વૈયાકરણી અને ચૂસ્ત ક્રિયાકાંડી હતા, ઉમરે આશરે પંચાવન વર્ષના હતા, એમનો છેવટનો ધ્યેય ગંગોત્રી જઇ, પાંડવોની જેમ, સ્વેચ્છાએ બરફમાં ગળી, શરીર ત્યાગ કરવાનો હતો. પોતાના વખાણનારાઓ અને શિષ્યસેવકોને આ શુભેચ્છા એમને જાહેર કીધી. કસ્બાના ભાવિક જનોએ એક મોટી સભા બોલાવી, પંડિતજીના ગુણાનુવાદ ગાયા; પંડિતજીને પાલખીમાં બેસાડી ઢોલતાસા સાથે સરઘસ રૂપે ફેરવ્યા અને અતિ માન, પ્રેમ અને ભક્તિભાવથી એમને વિદાય કર્યા. કેટલાક એમને ગંગોત્રી સુધી વળાવા (મેળવા) ગયા. પંડિતજીએ સન્યાસ દિક્ષા ગ્રહણ કરી, કાશાય વસ્ત્રો સજી, સ્વામિ બૃજાનન્દ સરસ્વતિનો યોગપટ ધારણ કર્યો, ગંગોત્રી ગયા, ઇરાદાપૂર્વક મરી જવા માટે આહાર તજ્યો, વસ્ત્રો તજ્યાં, સાથે આવનારાઓને પાછા મોકલ્યા અને પોતે ગૌમુખનાં ગ્લેશ્યર તરફ આગળ વધ્યા. ગ્રહસ્થાશ્રમમાં પંડિતજીએ સુખ સગવડ અને અયશ આરામવાળી કોમળ જીંદગી

ગુજારી હતી અને હવે એકદમ ૧૦,૦૦૦ ફીટ ઉપરની સખ્ત પહાડી વાતાવરણ એમનાથી સહન થઇ શકી નહિ, શરીર છોડવા જેટલું દઢ મનોબળ એકઠું કરી શકયા નહિ અને બાપડા ફજેત પડી પાછા ગંગોત્રી આવ્યા.

સ્વામિને પોતાની દુર્બળતા પર ઘણી લજ્જા લાગી પણ બાપડા કરે તે પણ શું ? આખરે ઉત્તર કાશી આવી લાલા શરણદાસની કુટીમાં રહ્યા. મરવું તો દૂર રહ્યું પણ અન્નક્ષેત્રોમાંથી ભિક્ષા લાવવી, પોતાના વસ્ત્રો, કુટી વગેરે ધોઇ ધોઇ સાફ રાખવાં, એ પણ આ આરામ પ્રેમી પંડિત સાધુથી બનતું નહી. વળી અંતરગળથી પીડાતા હોવાથી એમનાથી ઝટપટ ટેકરાપર ચઢ ઉતર કરી શકાતું નહિ. ઉત્તર કાશીમાં સંસ્કૃત વિદ્યાર્થીઓને ખબર પડી કે મહા વૈયાકરણી આવ્યા છે એટલે ઘણા પંડિતો એમની મુલાકાતે આવ્યા અને એમને માટે ખાવા પીવા વગેરેની વ્યવસ્થા કરી આપી. સ્વામિ સ્વભાવે નમ્ર, અને અમીરી દીલના હતા.

## પારસીને સંસ્કૃત વ્યાકરણ નહિ શીખવાય !

મારી સાથ મુલાકાત થતાં એમને મને વ્યાકરણ શીખવાનો આગ્રહ કર્યો અને શીખવવાનું પોતે માથે લીધું. મેં લપએરીમાંથી લઘુ કૌમુદી ઉછીકું લીધું અને હવે રોજ એક કલાક સ્વામિ બૃજાનન્દ આગળ પણ જવા લાગ્યો. ટુંક વખતમાં મને માલમ પડયું કે આગળ વધેલા પંડિતોને એઓ શીખવી શકે એવા હતા, પણ વ્યાકરણ શરૂ કરનાર વિદ્યાર્થી સાથ ધીરજ રાખી શકતા ન હતા. વળી વધુમાં બન્યું એમ કે કેટલાક ધર્મચૂસ્ત સાધુ બ્રાહ્મણોએ વાંધો ઉઠાવ્યો કે પારસીને વ્યાકરણ નહિ શીખવાય. સ્વામિ બૃજાનન્દે સ્વામિ શંકરાનન્દનો હવાલો આપ્યો કે ત્યારે પારસીને પાતંજલ સૂત્રો કેમ શીખાડવામાં આવે છે. આ ઉપરથી બૃજાનન્દના રસોઇયાએ હડતાલ પાડી જેથી બૃજાનન્દે મને વ્યાકરણ શીખવાનું છોડી દીધું.

બૃજાનન્દ જરથોસ્તી ધર્મ વિષે ઘણા સવાલો કરતા હતા, અવસ્તા કલામો સાંભળી કહેતા, "ઓહો ! આ તો અપભ્રંશ સંસ્કૃત છે." અને પોતાની મરજીમાં આવે એવા અર્થ કરતા હતા.

## બાર વર્ષ ગુરૂ સેવા કરવાનો કરાર.

પછી મને હિમાલયમાં આવી રહેવાનું પ્રયોજન પૂછ્યું. મેં તે વિગતે વર્ણવ્યું. સ્વામિ કહેવા લાગ્યા, "તમારાં અનુમાનો સાધુ સમાજને અન્યાય કરતારાં છે. જો તમો તમારે વતન જાઓ અને બધાને કહો કે તમને કોઇ યોગ્ય સદ્ગુરૂ મળ્યો નહિ તો મુંબઇના સજ્જનો અમો સઘળાને નાલાયક સમજે. ચાલો હું તમને પરમેશ્વરના પરોક્ષાપરોક્ષ સાક્ષાત્કાર કરાવી આપું. સૃષ્ટિ રચનાનાં કારણ અને તેની યોજના તથા માણસજાતનું આ જગતમાં શું (mission) કર્તવ્ય છે એ સર્વ બાબત આરસીમાં જુઓ તેમ સ્પષ્ટ દેખાડું તો, બોલો, શું આપશો?

હું વિચારમાં પડયો કે આ સારું કરનારા સાધુ કેવા! છતાં મેં ઉત્તર દીધો. "સ્વામીજી મહારાજ, આપ જાણો છો તેમ મેં બે વર્ષ ઉપર થયાં વધુ પૈસા કમાવાનું તજી દીધું છે. મારી પાસ જે કાંઇ હોઢ બે હજાર રૂપીઆ છે તે આપને ચરણે અર્પણ કરવા તૈયાર છું. ઉપરાંત મારાં શરીર અને મનની શક્તિ વડે જે સેવા મારાથી થઇ શકે તે સઘળી કરવા કબુલ થાઉ".

આ ઉપરથી સ્વામિએ એવો લેખીત કરાર માગ્યો કે મારે એમને મારૂં સર્વ ધન જે હમણા છે અને હવેનાં બાર વર્ષમાં જે મળે તે સઘળું અર્પણ કરવું તથા બાર વર્ષ સુધી એમની પૂરેપૂરી ખરાં મનની સર્વ પ્રકારની બની શકતી સેવા કરવી, અને તેના બદલામાં એઓશ્રી મને પ્રત્યક્ષ અને પરોક્ષ વ્યક્તિગત અનુભવ તથા અનુમાન દ્વારા પરમાત્માનાં દર્શન અને સૃષ્ટિઓ, બ્રહ્માંડોની રચના, તેની યોજના અને કાર્યોનું સર્વ જ્ઞાન મારી સમજમાં પૂરેપૂરૂં ઉતરે એવું આપે.

એક અજાયબ જેવો કરાર (contract) સૂચવાયો હતો. હું પાંચ મિનિટ વિચારમાંજ પડયો. બાર વર્ષનું બંધન! અને પાછળથી કાંઇ પોકળ જણાયું તો?

મેં નમ્રભાવે કહ્યું, "મહારાજ, મારે એક નાજુક સવાલ પૂછવો છે, જો આપ ખોટું નહિ માનો તો પૂછું."

એમની આજ્ઞા મળતાં મેં પ્રશ્ન કર્યો, "પરમાણુથી પરમાત્મા સુધીનું સઘળું પૂરેપૂરે સાચું જ્ઞાન, જે આપ મને માત્ર બાર વર્ષની

અતિ ટુંક મુદતમાં આપવાની માગણી કરો છો તે સઘળું જ્ઞાન આપે પ્રાપ્ત કર્યું છે કે? જો હોય તો તે સઘળું આપવાની આપમાં શકિત અને છૂટ છે કે? અને ત્રીજું તે સઘળું ગ્રહણ કરવાની કાયનાત મારામાં છે કે યા આવશે કે?"

આ સાંભળતાંજ સ્વામિના ચ્હેરામાં થયલો ફેરફાર પ્રગટ દેખાયો. એઓએ વળતું પૂછ્યું, "તેમ હોય તો પણ તમને કેમ ખબર પડશે? તમે શી પરિક્ષા કરી શકશો?"

મેં હાથ જોડી કહ્યું, "સ્વામિજી, આપનું કહેવું કંઇક અંશે ઉચિત છે. પરંતુ 'સોનુ જોઇએ કસી ને માણુસ જોઇએ વસી' એ ઉક્તિ પ્રમાણે મને માત્ર ૭ મહિના આપ સાથે વસવાની, વગર બંધનની પરવાનગી આપો, તો હું મારી બની શકતી રીતે નિરાંતે તોલ કરૂં અને હા નાના નક્કી અનુમાનપર આવું. મારાથી બનતી તલાશ કર્યા પછી પણ હું જોવું કે હું ઠગાયો છું તો મને તેનું જરાએ દુઃખ નહિ લાગશે, પણ જો એકદમ અંધારામાં ભુસ્કો મારૂં તો મને પણ સંતાપના સંભવ રહે અને કોઇ બાળક સુધાં મને ગધેડામાં ખપાવે. માત્ર ૭ મહિનાની મહેતલ આપો. એક વખત મેં હા પાડી તો પછી જુઓ કે મારી શી તાબેદારી અને શી સેવા! લેશ માત્ર પણ કચાશ પડવા દઉં નહિ."

ત્યાંની હાઇ સ્કુલના પ્રિનસિપલ કેવલરામ એમ. એ. જેઓ આ સઘળી વાતચીતના સાક્ષી હતા તેમને મારાં કહેવાને પૂરતો ટેકો આપ્યો, "સ્વામિજી, આ એક કેવળ (sincere) નિષ્કપટ જીજ્ઞાસુનાં લક્ષણ છે. એમની માગણી તદ્દન વાજબી છે. એમને ૭ મહિના તમારી સાથે રાખી જરૂર અજમાવો. તમને પણ એની પાત્રતાનો બોધ થશે."

સ્વામિને હવે કશું બોલવાની જગ્યા રહી નહિ, ત્યારે માગણીનો અસ્વિકાર કરતાં બે કારણો આપ્યાં, "પહેલું તો તમે પારસી છો તેથી વેદ તમને શીખવાય નહિ. અને વેદાભ્યાસ વિના પરમાત્માની પિછાણ અસંભવ છે. બીજું કારણ એ કે તમો તીવ્ર સંશયાત્મક છો, અને શાસ્ત્રમાં કહ્યું છે કે संशयात्मक विनश्यति। એટલે કે શંકાશીળનો નાશ થાય છે. તમો પહેલેથી સેવટ સુધી સંશયવાલા છો તેથી તમારો કદી શુક્રવાર થાય નહિ."

આ વિપરિતતા (inconsistency) જોઇ મી. કેવલરામ છેડાઇ પડયા અને મને અંગ્રેજીમાં કહેવા લાગ્યા, "આ સાધુ દંભી છે, નિષ્કપટપણે અને ગંભીરાઇથી વાતો કરતા નથી, તમને બનાવે છે, તમારી ભોળાઇનો ખોટો લાભ લેવા માગે છે. આ સન્યાસીમાં પોતાનુંજ જ્ઞાન હતે તો ગંગોત્રીની હીમ સમાધિનો વાહીયાત ખ્યાલજ કરતે નહિ. એનામાં જોઇતું મનોબળ હતે, તો સ્વેચ્છાથી શરીર ત્યાગ સહેલાઇથી કરી શકતે પણ તમે વધુમાં એમ જોયું કે એમની ફીલસુફી પ્રમાણે તો તમને આ જન્મમાં વેદાધિકાર મળી શકેજ નહિ તો પછી બાર વર્ષના સેવા કરાર શા કામના? બધું પોળ છે. તમો કોઇ પણ રીતે બંધનમાં ફસી પડતા ના એવી મારી સાચી સલાહ છે."

મેં મી૦ કેવલરામનો ઉપકાર માન્યો. અને મેં સ્વામિને પૂછ્યું, 'સંશયાત્મક' શબ્દનો શું અર્થ કરો છો? જે બીના ધ્યાનમાં ન ઉતરે, સમજમાં ન આવે તે બાબે પ્રમાણિકપણે શંકા ઉઠાડી પૂછપરછ (A spirit of honest doubt and inquiry) એવો અર્થ થાય છે કે કાંઇ બીજો સાંકેતિક (technical) આશય છે? જો સંશયાત્મક શબ્દની મતલબ કાંઇ બીજી હોય તો સમજાવો, શું ભગવાન રામચંદ્રે વશિષ્ઠ મુનિને પૂછેલા પ્રશ્નો, ભગવાન શ્રીકૃષ્ણના કહેવા પર અરજુને ઉઠાવેલી શંકાઓ અને માગેલી સાબેતીઓ, વિવેકાનન્દે શ્રીરામકૃષ્ણ પરમહંસ પાસે માગેલી પૂરવારી, જીજ્ઞાસુના સવાલો અને સંદેહો જો શંશયાત્મક વિનશ્યતિના ન્યાય પ્રમાણે નાશને લાયકના હોય તો તેનું પરિણામ આવેલું, કેઠેથી દેખાડી આપશો? ઉલટું પુરાણ અને દંતકથાઓમાં આપણે જોઇએ છીયે કે શંકાઓ ઉઠાડી, પ્રશ્નો પૂછી પૂછીનેજ આગળ વધ્યા. તો પછી મારા સંશયો માટે તમારે નિરાશાવાદી બનવાની શી આવશ્યકતા છે.? અને વિનશ્યતિ એટલે શું? નાશ પામવું? મારો નાશ થવાથી હું કયાં જઇશ? આ સૃષ્ટિઓની અંદરજ કે બાહેર? જો તમારો પરમાત્મા સર્વવ્યાપક હોય તો હું એ સર્વવ્યાપિની બાહેર કયાં જઇશ? જો હું પરમાત્માનો એક અંશ હોવું તો પરમાત્માના અંશનો નાશ કેમ સંભવે? **શંકા તો કરવીજ જોઇએ. શંકા સ્વભાવિકજ છે, શંકાથીજ વૃદ્ધી છે.** મને મારામાં વિશ્વાસ છે, હું આશાવાદી છું......

સમય થઇ ગયો હોવાથી કેવલરામ તથા હું સ્વામિથી છૂટા પડયા.

કેવલરામ રોજ મને મળવા આવતા અને અમો વિચારોનો આવજો-માવજો કરતા.

ઉત્તરકાશીમાં આવ્યા પછી ૮–૧૦ દિવસમાંજ બ્રહ્મચારી રામ-સ્વરૂપ કંટાળી ગયા. ત્યાંની 'સીનરી' તેને પસંદ ન હતી. મનને રોકી રાખવા માટે કશો ઇષ્ટ વિષય હતો નહી. તેની તબીયત બગડી અને તે પાછો દેહરાદૂન ભણી ચાલી ગયો. હવે હું આખા કમ્પાઉન્ડમાં એકલો પડયો. હું સવારના પાંચ સવાપાંચ વાગામાં ઉઠતો. અને આસન પ્રાણાયામ કરતો. મારા લાખ યથા અલુ વૈર્યો હજી ચાલતા હતા. સાત સાડાસાત વાગે હું એક માઇલની (walk) સહેલ કરતો. ગંગા સ્નાન આટોપી હાથે પકાવી જમી લેતો. તીલક કૃત ગીતા રહસ્ય મરાઠીમાં વાંચતો, સાથે સાથે બાબુ ભગવાનદાસની The 'Science of Peace' તથા ટોમસે કેમ્પીસની 'Imitation of Christ' વાંચતો. બપોરે બ્રૃમ્હાનન્દ આગળ વ્યાકરણ શીખતો અને પછી શંકરાનન્દ પાસે યોગ-સૂત્રોની સમજણ મેળવતો. સાંજે એક બે કલાક બીજા સાધુઓની સતસંગે જઇ આવી, રાત્રે કોડયામાં કડવાં તેલનો દીવો કરી પાતં-જલની નોંધ લખી લેતો. આ પ્રમાણે આખો દિવસ પૂરતી રોકાણમાં પસાર થતો.

## એક નગ્ન પરમહંસ.

એક દિવસ સ્વામિ શંકરાનન્દ મને યોગસૂત્ર સમજાવતા હતા, તેટલાંમાં એક સાવ દિગમ્બર પરમહંસ, નામે સ્વામિ ભૂમાશ્રમ આવી ચડયા. સ્વામિ શંકરાનન્દ માનસહિત ઉઠીને ઉભા થયા જે ઉપરથી મેં અનુમાન દોર્યું કે કોઇ મહાપુરુષ હશે. મેં પણ ઉભા થઇને પ્રણામ કર્યા. આ સાધુ તદ્દન નગ્નાવસ્થામાં હિમાલયમાં ૯૦૦૦ ફીટની ઉંચાઇએ રહે છે. એઓ મોઢેથી કશું બોલતા નથી પણ હાથો વડે ઇશારતથી વાતો કરે છે. ઘણા વિદ્વાન કહેવાય છે. એમનું શરીર પાતળું અને મજબુત છે. ચામડી કાળી અને ખડબચડી છે.

શંકરાનન્દજીએ એમના ત્યાગ વૈરાગની તારીફ કીધી અને મને સૂચવ્યું કે "સ્વામિ ભૂમાશ્રમ કરતાં પણ આગળ વધેલા પરમહંસ સ્વામિ કૃષ્ણાશ્રમ છે. એઓ શ્રી તો બોલતા કે કશા ઇશારા પણ કરતા નથી.

હિંદુ ફીલસુફીનાં છએ શાસ્ત્રોમાં પારંગત છે. આ સન્યાસી પરમહંસને ફાલી મુખવા ખાતે તમો ગંગોત્રી જાઓ ત્યારે જરૂરજ મળજો."

ઉત્તર કાશીથી મેં ગંગોત્રી, કેદાર, બદરીનારાયણની જાત્રા શરૂ કીધી.

## ઉત્તરાખંડની યાત્રા.

ઑગસ્ટનો અંત આવ્યો અને સ્વામિ શંકરાનન્દની પ્રકૃતિ વધુ બગડી, જલદી સાજા થાય એવું નહિ લાગ્યું. સ્વામિએ મને રજા આપી અને કહ્યું, "તમો દક્ષિણ દેશના છો, માટે આ પહેલો શિયાળો તમારે હિમાલયમાં કાઢવો નહિ. ચાર માસ નીચલા પ્રદેશમાં રહી, ફાલ્ગુન ચૈત્રમાં પાછા પહાડોમાં આવજો. પછીનાં વર્ષોમાં શિયાળામાં પણ તમારાથી રહેવાઇ શકાશે......હવે થોડાજ વખતમાં ગંગોત્રીનો પટ બંધ થશે માટે ઇચ્છા હોય તો જલદી યાત્રા આરંભો."

સ્વામિએ મારે માટે જે શ્રમ લીધો હતો તથા મારા પ્રત્યે જે કાળજી દર્શાવી હતી, તે માટે ખરાં અંતઃકરણથી આભાર માન્યો અને એમને પગે પડી, એમના આશિષ લઇ છૂટો પડયો.

સંગ્રાળી મયદાંડાના એક જવાન પહાડી બ્રાહ્મણ પુત્રને મારા રસોઇઆ અને માર્ગ દર્શક તરીકે મેં રોકયો.

ત્રીજી સપટેમ્બર ૧૯૨૪ ના દિવસે સવારમાં પેલો પહાડી નોકર રામજી તથા તેનો બાપ હરદેવ મારી કુટીપર આવ્યા. હરદેવે મારે માથે પુષ્પ વગેરે મેળી મારી પૂજા કીધી અને યથાવિધિ પોતાના ચિરંજીવને મારા તાબામાં સોંપ્યો, "બ્રહ્મચારીજી મહારાજ, રામજીને તમારો ધર્મપુત્ર લેખી એને શીખવજો."

પછી પોતાના દીકરાને સંબોધી કહ્યું, "મહારાજની ખરાં દીલથી સેવા કરજે અને સઘળી રીતે સંતોષ આપજે."

બાપે બેટાને છાતી સરસો ચાંપ્યો અને લાગણીભેર છૂટા પડયા.

રામજીને મેં પહેલેથી કહી દીધું, "સંજોગવસાટ આપણો મેળ થયો છે. તારે મારી સાથ નોકર ભાવ નહિ ધરાવવો પણ હું તને એક સાથી, સહયાત્રી, સહકારી લેખીશ. માટે મારી સાથ કશો સંકોચ

રાખીશ નહી. તુ તારી ફર્જ બજાવજે અને હું તારી તરફ મારી ફર્જ અદા કરીશ."

ખાવા પીવા સાથ રોજના આઠ આણા ઠેરવ્યા હતા. મને કહેતાં ખુશી ઉપજે છે કે ભલા રામજીએ મારી સેવા ખરા ભાવથી બજાવી અને મેં પણ તેની સાથ ઘણી સારી ભાઇબંધી જાળવી છેવટે એને મારી સંગત એટલી બધી ગમી કે વગર પગારે, મારો ચેલો બની જઇ સાધુ બનવાનો આગ્રહ કરવા લાગ્યો, મેં તેને સમજાવી ખુશ કરીને યાત્રા પુરી થતાં પાછો ઉત્તર કાશી મોકલ્યો.

પછી મેં મારી ચોપડીઓ તથા ઓછો જરૂરી સામાન ટપાલ મારફતે ડૉ. પંત ઉપર હરદ્વાર મોકલી દીધો. પ્રિનસીપલ કેવલરામે મારી પાસે બાબુ ભગવાનદાસની The Science of Peace માંગી લીધી. સાબરમતિ આશ્રમની ભજનાવલી અને ઍની બેઝંટની પોકેટ ગીતા, Imitation of Christ ની એક નકલ તથા એક કોરી નોધપોથી મેં મારી સાથે રાખી. જય ગંગે ! જય ગંગે !! જય ગંગે !! ફરી અમે નીકલ્યા.

## પહેલું મુકામ—મનેરી.

અમારાં કપડાં-ઓઢણાં-બિછાના-સીધુ સામાન બધું મળી વીસ રતલથી વધારે નહોતાં. રામજી આ બોજો એવી ચાલાકીથી ધટ બાંધી પીઠે વળગાડી, ખભે લટકાવી દેતો કે એના બન્ને હાથ છૂટા રહેતા અને આસાનીથી ચાલતો હતો. આજનો દિવસ ઘણો સુંદર હતો. ભાદ્રપદનાં વાદળાંથી વીંટળાયલો તડકો મંદ અને શીતળ હતો. આસપાસ બધે લીલોતરીજ લીલોતરી હતી. વાયોલેટ, પેન્ઝી, પ્રીમરોઝ. ફર્ન વગેરે તરેહવાર નાજુક ફુલપાનથી ભીના ખડકો શોભી નીકલ્યા હતા. રસ્તે પાણીનાં સુંદર બીલોર જેવાં ઝરણાંની હરીફાઇમાં જીવન પ્રવાહ પણ ખળખળ ખુશાલીથી વ્હેતો જણાતો. રસ્તો સાફ અને સરળ હતો અને બોલ બોલતાંમાં અમે ૯ માઇલ કાપી મનેરી આવી પહોંચ્યા.

લગભગ સૂર્ય આાથમવાનો સમય હતો. અમે ધર્મશાળામાં ઉતર્યા. બાજુમાંજ એક દધ્દ્યાભર્યો ક્ષીણક્ષીણ થતો પાણીનો ધોધ આખી રાત ઘોંઘાટ કરતો હતો. આ ઠંડા ચશ્મામાં હાથ પગ ધોયા અને તાજગી

પામ્યા. દુકાનપરથી ફ્રનની કુળીઓ ખરીદી તેનું શાક બનાવ્યું. ઘઉંની રોટલી સાથે ખાધું. ત્યાં લાકડાંની મોળીઓ પૈસે બે પૈસે તૈયાર મળેછે. તથા તવો, તપીલી, ચમચ, બાલદી વગેરે દુકાનદાર બધાંને વાપરવા આપેછે, આથી આ યાત્રામાં સાથે વાસણો લઈને ફરવાની જંજાળ રહેતી નથી.

બીજી સવારે સકાળે ઉઠી, ચા શીરો, પુરી ખાઇ ચાલવા માંડયું. રસ્તે એક પહાડી બ્રાહ્મણ સતસંગી મળ્યો. તેણે મને આદરપૂર્વક નમશકાર કર્યા, ક્ષેમકુશળ પુછ્યા, અનેક સંસ્કૃત શ્લોક સમજાવ્યા અને નીચલી સુવાર્તા કહી.

## નામ સ્મરણનો મહિમા.

એક મહાત્મા નામ જપન કરતો એક રસ્તેથી જતો હતો. માર્ગમાં તેને દૈવસંજોગે એક મહા મૂલ્યવાન રત્ન જડયું. આ મણિ ઉપાડી લઇ બહુ હર્ષ પામ્યો. અને શેખશલ્લી સમાન અનેક હવાઇ કીલ્લા બાંધવા લાગ્યો કે આ નંગના કમમા કમ આટલા હજાર રૂપીઆ ઉપજશે તેમાથી અમુક સદાવ્રત, બ્રહ્મચર્ય આશ્રમ વગેરે સ્થાપીશ અને તેનો એમ વહિવત કરીશ, વગેરે, વગેરે, કયાંથી કયાં વિચારો દોડાવવા લાગ્યો, અને નામોચ્ચારણ તો ભૂલીજ ગયો.

પછી જ્યારે ભાન આવ્યું ત્યારે વિચારવા લાગ્યો, "આ કેવો બદબખ્ત પત્થર છે કે જ્યારથી મેં તેનો સ્પર્શ કર્યો ત્યારથી હું પ્રભુનું સ્મરણ ભૂલ્યો! જો મારા જેવો ધર્મનિષ્ઠ, ધનના આમ ક્ષણિક સંસર્ગથી આટલો બધો ભ્રમમાં પડી ઇશ્વરની યાદ વીસરે, તો બીજા દૂર્બળ સંસારીઓ જન્મભર આ માટી પત્થરનાં ખીલૌણા (રમકડાં)થી રમ્યા કરે છે, તેઓ ભક્તિ ભૂલે તેમાં શી નવાઇ! ધન એજ નાશનું કારણ છે.

'ગઉધન, ગજધન, ગોપીધન ઔર રત્નધન ખાણ.
જહાં આવે **સંતોષ** ધન, વ્હાં સબ ધન, ધૂળ સમાન.'"

આવું કહી મહાત્માએ પેલું કિમતી રત્ન ગંગાજીમાં ફેંકી દીધું, અને પાછો પોતાનાં નામ સ્મરણમાં મગ્ન થતો ચાલ્યો ગયો.

આ સમયે મારી વૃત્તિ પણ નામસ્મરણની તરફેણમાં હોવાથી મેં વાહવાહ કરી. અને યાત્રાના આ પ્રત્યક્ષ ફાયદા પામવા કારણે હું ખુશ

થયો. મુસાફરીમાં આપણે અનેક માણસોના સમાગમમાં આવ્યે છીયે, જેઓ ખુદબખુદ વગર માગવે, નીતિ-ભક્તિના પાઠો આપે છે. આ સતસંગમાં રહેજે બીજા ૯ માઇલ્સ કપાઇ ગયા, અને અમે ભટવાડી આવી પુગ્યા.

## બીજો પડાવ-ભટવાડી.

ત્યાં બાબા કાળી કમળીવાળાની ધર્મશાળામાં ઉતારો લીધો, આ સરાઇ અતિ ગંદી હતી. સાફસુફ કરી ઉપરનાં મજલાપર આસન ગોઠવ્યું. સ્નાન કીધું, ભોજન આરોપી આગળ વધવાનો વિચાર કર્યો તેટલાં દુકાનદારથી તપાસ કરતાં જણાયું કે એ દર્શનિય મહાત્મા ગામમાં પધાર્યા છે. આ સાંભળી અમે ત્યાંજ થોભી ગયા.

સ્વામિ ગંગાગીરની મુલાકાતે અમે ગયા. એક તજી દેવાયલાં નિશાળનાં મકાનમાં ગામની પાદરે ઉતર્યા હતા. એમના ચ્હેરાપર ગમમીની જણાતી. મનુષ્ય સમાગમમાં એમને આનંદ પડતો ન હતો. જગતથી, સમાજથી કંટાળી નિરાસ બની (misanthrope) લોકદ્વેષી બની ગયા હતા. વેદાન્તમાં પોતાનો નિશ્ચય જાહેર કરતા અને આ વિષય વિદ્વતાથી ચર્ચાવી શકતા હતા. અલબતાં વેદાન્તની (anomalies) અનિયમતાનો ઉત્તર દઇ શકતા ન હતા. એ નિષ્કપટ, સાચા અને નીતિવાન જણાતા હતા. પણ આટલી શીલસુરી છતાં એમનું જીવન તો એમને બોજારૂપ અને દુખમયજ હતું.

## ગાંજાના ગુરૂ

અમો સ્વામિ આનંદગીરીનાં દર્શને ગયા, આ સન્યાસી તો ગંગાગીરથી ઉલ્ટા અને પ્રપંચમાં પૂર જણાયા, વસ્તીની વચ્ચો વચમાં એક પહાડીનું મકાન રોકી બીરાજ્યા હતા. એમને ત્યાં રાત દહાડો ચીલમ ગાંજાની દરબાર ભરાતી, પહાડીઓ આવતા, સ્વામિને નમો નારાયણ કરતા અને ધૂનીની આસપાસ કુંડાળું બની બેસતા, એઓમાંનો એક જે ચીલમ ક્રિયામાં કુશળ હતો તે એક વિજ્ઞાનશાસ્ત્રીની વાકેફગારીથી ચીલમ સળગાવતો, બરાબર થઇ છે કે નહિ તે અજમાવી જોતો. પછી પૂર અદાથી નાટકી ઢબે ગુરૂજીને આપતો. આનંદગીરી ખરેજ આનંદગીરી હતા. એઓ ટટાર થઇ બેસતા, ચીલમ આકાશ તરફ પકડી

પહાડી બુલંદ અવાજે, 'બમ મહાદેવ ! ભોળે શંકર......... પીનેવાલેકી બલા દૂર, નહિ પીયે ઉસ્કે મુહમે ધૂળ !' કરી ઝડપી ઉચ્ચારે ચીલમ શીવાર્પણ કરી, બે ચાર લાંબાં દમ લગાવી, ધૂંવાના ગોટે ગોટા કાઢી પોતાના લૅફટેનૅન્ટને આપતો અને પછી ચીલમ ભક્તોમાં ફરતી, તરેહવાર લોક નીંદા, અને ચચ્ચા મચ્ચા સાથે સ્વામિ પોતાનું આત્મજ્ઞાન હાંકતા. સખ્ત મજુરી કરનારા પહાડીઓ આમ મહાત્માની સતસંગમાં રાહત પામી, સતસંગનો અને મહાત્માનો તથા તેમની ચીલમનો મહિમા ગાતા આનંદી સ્વરૂપે વિદાય થતા. સવાર પડતાં આનંદગીરી પહાડી છોકરાઓને પકડી એક પૈસો યા ચાનું એક પ્યાલું આપી જંગલમાં મોકલતા, જ્યાં ગાંજાના અગણિત છોડવા આપોઆપ ઉગી નીકલતા હતા, ત્યાંથી ગાંજો મસળી લાવવાનું શીખવતા. છોકરાઓને પણ એકાદ બે સહરૂકા ચખાડી આ પરોપકારી (!) સાધુ ગાંજાના વ્યસનનો પ્રચાર કરતો. આનંદગીરજી પહાડી સ્ત્રીઓમાં કાંઇ ઓછા માનીતા ન હતા મહાત્માને ઘરે બોલાવી જમાડવાને તો સ્ત્રીઓમાં એક જાતની હરીફાઇજ ચાલતી.

આનંદગીરીએ ચાનું પ્યાલુ. આપતાં મારી આગળ તો પરોપકારની સુંદર વાતો કીધી. ધર્મશાળા સ્વચ્છ રાખવા પહાડીઓને શીખવવા મેં કહ્યું ત્યારે કાળી કામળીવાલા રામનાથની આ બ્હેનોને યાદ કરી, તરેહવાર નીંદા કીધી. "મેં રામનાથ પાસે ધર્મશાળાનો વિના હાંસલ વહિવત માગ્યો જે તેમને ના પાડી. મારા હાથમાં હોય તો હું બહુજ સ્વચ્છ રખાવું, ઉપરાંત તમો જેવા સાધુ મહાત્માઓની સેવા પણ કરૂં...આજે ભિક્ષા હાંજ આરોગજો...અરે ! તમારા રામજીને તથા તેનાં કુટુંબને હું લાંબા કાળથી પીછાણું છું. તે પણ હાંજ જમશે....આ જુવો મેં આ ટીપણું ઉઘડાવ્યું છે. યાત્રીઓ પાસથી પૈસા એકઠા કરી હું સાધુઓની સેવા કરૂં છું....."

મેં આનંદગીરીને કહ્યું. "તમારો વસીલો આ ભાગમાં બહુ સારો જામ્યો છે તો આ બાપડા પહાડીઓને દુખડાં તાળવાં, તેઓને જ્ઞાન આપવા તમો ઘણું કરી શકો. જુઓ, સીમલાના પહડોમાં એક વિદેશી પુરૂષ મી૦ સ્ટોકસે પહાડીઓને કેટલા બધા આગળ વધાર્યા. વળી તમો હાંના પહાડીઓને આ નવું વ્યસન શું આપો છો ?"

આનંદગીરી હસીને બોલ્યા, "બ્રહ્મચારીજી તમારી વાત બહુ સારી

છે. પણ તમો બીનઅનુભવી જણાવો છો ! તમો ગંગોત્રી વગેરે ઠંડા પ્રદેશમાં જાઓ છો તો સંભાળજો અકડી જશો. મારૂં માનો તો આ શીવજીની બુટી (ગાંજા)નું સેવન કરો અને શંકર તમને સહાય થશે. આ ગાંજાથી તો લોકમાં ચેતનતા આવશે. તમે અજમાવી જોયું છે ? પહેલે વાપરી જુઓ પછી જાતી અનુભવ બાદ આપણે ફરી ચર્ચા કરીશું. હા, હા, પહેલાં તો તમને સુગ લાગશે. ફેર ચક્કર ઓકારી આવશે. પણ જો તમો શ્રદ્ધાથી વળગી રહેશો તો તમને આ માર્ગે જ સમાધિ લાભ થશે....................!"

મેં જોયું કે ત્યાં વધુ વાત વ્યર્થ છે. પણ એક વાત ત્યાં હું શીખ્યો તે **અજમાવી જોવાની ફીલસુફી.** અનેક સંપ્રદાયવાળા કહે છે કે અમારી પ્રથા માટે તમો વાદવિવાદ ના કરો. આત્મજ્ઞાન બુધ્ધીની બાહેરની બાના છે માટે જાતી અનુભવથી અજમાવી જુઓ. પ્રત્યક્ષં કીં પ્રમાણં ! ધ્યેય બધાનો એકજ. માર્ગ જુદા જુદા હોય તો શું થયું ? બધે રસ્તે તમો ઇશ્વરને પૃગી શકશો. માત્ર શ્રધ્ધાથી એક માર્ગ પકડી તેની તરીકતોપર લાંબો વખત સુધી અમલ કરો. તમને અમુક અવાજો સંભળાશે, અમુક રોશની દેખાશે, અમુક દર્શન થશે, અમુક જ્ઞાન થશે. બસ અમારી રીત તમે અજમાવી જુવો, જેઓએ ફત્તેહમંદીથી અજમાવી નથી તેઓ પણ કહેવામાં સામેલ થાય છે કે અમારાથી બનતું નથી પણ તમે અજમાવી જુવો જરૂર ફાયદો થશે.

કેમ, આ ફીલસુફી પ્રમાણે આનંદગીરીજીની સૂચના અજમાવી જોવી છે ? સમાધિ લાભ થશે, સમાધિ લાભ ! પહેલે પહેલે જરા ઓકારી, ચક્કર, ભમ્મર ખમી લેજો. પછી, પછી એ ચક્કર ભમ્મરમાંજ મજાહ મળશે ! પછી છે તમારી મકદુર કે તમો એ વ્યસનના પંજામાંથી છૂટો ? છેવટે તમારે પણ નાકકતાઓની જમાતમાં જોડાવા સિવાય છે કશો છૂટકો ? અજમાવવા ચાહે તેને અજમાવી જોવા દયો. ચાલો આપણે આગળ ચાલ્યે.

## ત્રીજી ચટ્ટી—ગંગનાની ઋષિકુંડ.

સવારે અમે કુચ આગળ વધારી, શાંત અચળ ગીરી માળાનાં શ્વેત શૃંગો હવે પાસે આવવા લાગ્યાં. ઉંચાં (Pine) ચીરનાં ઝાડોનાં

ઝંપફાભર્યાં જંગલો, દબદબાભરી ભયાનક ખીણો, ઘોંઘાટ કરતાં ચિત્રમય ઝરણાં, પગતળે મોટા ખડકો, પાષાણોને ગબડાવતી, લીસા ગોળ બનાવતી પ્રતાપી ગંગા ભાગીરથી હિમાલયની એવી પ્રૌઢતા અને મહિમા પૂર ઠાઠ સાથે રજુ કરતી કે આખો રસ્તો મેં એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ તેમજ રામજીને ઉચ્ચારવા ય દીધો નહિ. આ ઘડીએ પણ તે દૃષ્ય આબેહુબ મારી સામને આવી પાછલી યાદમાં આનંદ આપે છે.

ભટવાડીથી ગંગનાની (ગયનાની) ૯ માઇલ છે. ત્યાં એક ધર્મશાળા રમણિક સ્થળે બંધાઇ છે. સાફ, સ્વચ્છ અને સગવડ વાળી છે. ત્યાંના બ્રહ્મચારી ઉપરીએ મને આવકાર દીધો. તુરત ગરમ ગરમ મસાલાની ચા પાઇ, રાતને માટે દુધ તથા તાજી ફ્રેન્ચ બીન્સ આપી મારી ક્ષમા ચાહી, ત્યાંથી પંદર મૈલ પર કાંઇ કામ હશે ત્યાં ચાલી ગયા.

ત્યાંથી એક ફરલૉંગને છેટે એક ઝુલતો પૂલ વટાવી, અમો ઋષિકુંડના ગરમ પાણીના ઝરામાં ન્હાવાને ગયા. એક ગૌમુખમાંથી ઉકળતાં પાણીનો ગંધકી ઝરો એક કુંડમાં ખાલી થઇ વરાળના ગોટેગોટા આસપાસ ફેલાવી દે છે. આ કુંડ ઉભરાઇ એક નાળાં વાટે નીચેનાં બીજા કુંડમાં પડે છે જ્યાંથી પાણી એક ત્રીજા કુંડમાં ન્હાવા લાયક ગરમ બને છે. પહાડની બાજુમાંજ એક સો ફીટને છેટે એક ઠંડાં પાણીનો બરફાની ઝરો વહે છે. આ છેવટના ત્રીજા ગરમ કુંડમાં અમો નાહ્યા. અમારી ઠાક ઉતરી ગઇ. રામજીએ બીજા કુંડમાં એક ગોટો લગાવ્યો, જે જોઇ મારૂં પણ મન થયું. ડૂબકી મારી હું ઝટ બાહેર નીકળી પડયો. જાણે હજારો સોય ભોકાઇ હોય એવી લાગણી થઇ અને છાતી તો એવી લાલચોળ થઇ ગઇ કે ચમટી તોડે તો તરત લોહી નીકળે.

આ કુંડ આગળ બે ગુફા છે. એકમાં એક વૃધ્ધ વૈરાગી લાંબો વખત થયો રહે છે. આ બાવાની જટા ઘુંટી સુધી પહોંચે એટલી લાંબી હતી, બુઢો મહેનતુ અને સ્વચ્છ હતો. પાછળની જગામાં એક વાડો બનાવી શાકભાજી ઉગાડતો, જો કે લખી વાંચી જાણતો નહી છતાં તુલસીદાસજીની અનેક ચોપાઇઓ મોઢેથી બોલી જતો, બાજુના ગુફામાં એક જવાન સીતારામજી (વૈરાગી) થોડુંક થયુંજ આવી વસ્યો હતો. પણ ખાધેલ, પીધેલ, ફરેલ હોવાથી, કોઇ સાથ મળે તો કેદારનાથ જવાના

વિચારમાં હતો. કહે છે કે પંચાલીને માર્ગે કેદાર જવાનો રસ્તો ઘણો કઠણ અને ફુલોની નીશાથી ભરેલો હતો. વળી ઠેકઠેકાણે બરફ પણ શરૂ થયું કહેવાતું, આ કારણે એકલા કેદાર જવું સલાહ ભર્યું નહોતું. મેં આ મસ્ત આખળા જેવા વૈરાગીની સાથ સાધવામાં લાભ લેખ્યો અને અમે એકમત થયા. શીતારામે કહ્યું, "તમે જલદી ગંગોત્રી દર્શન કરી આવો. અને હું, અહીંથી તમારી સાથે જોડાઇશ." બન્ને વૈરાગીઓને દક્ષિણા દઇ, હું ધર્મશાળા પર આવ્યો.

ત્યાંનો દુકાનદાર ઘણો ભલો માણસ હતો. કુલુ તરફથી યાત્રીઓનો એક સંઘ પોતામાંના એ બીમાર યાત્રીને છોડી ચાલી ગયો હતો, આજે ૧૧–૧૨ દિવસ થયાં છતાં યાત્રીનો તાવ ઉતર્યો ન હતો. બીચારો દુકાનદાર તે બીમારની બરદાસ્ત કરતો, મારી આગળ આવી દુકાનદાર અર્જ કરવા લાગ્યો, "મહારાજ, કાંઇ ઔષધ જાણતા હોય તો ઉપાય કરો."

મેં કાળાં મરી, તજ, લવંગ, સુંઠ અને એલચી તેમાં સુકી ચાહ અને નીમક ઉમેરી કાવો બનવાવ્યો અને બીમાર સાંભળે તેમ એટલી તો ખાતરી પૂર્વક રીતે કહ્યું, "ત્રણ દિવસ આ કાવો પાવો, અને આ યાત્રાં ચોથે દિવસે તો ત્યાંથી કુચ કરી જશેજ." બીમારે પડયો પડયો બીછાનામાંથી મારો ઉપકાર માન્યો અને બીજી સવારે અમે તો આગળ વધ્યા.

## એક નમુનેદાર ત્યાગી દીગમ્બર.

જુવાન છોકરીઓ પાસે (shampoo) ચંપી, તથા હેવાનો પાસે નમસ્કાર કરાવતા નાગા બાબા સાથ આપણે કાશીના અસ્સી ઘાટપરની નાવમાં રહેતા આંધળા દીગમ્બર સૂરદાસબાબાની સરખામણી અને (contrast) ફર્ક આગળ જોઇ ગયાં છીયે. આપણે હિમાલયના નગ્ન સન્યાસી ભૂમાશ્રમની પણ મુલાકાત લીધી, આજે પરમહંસ સ્વામિ કૃષ્ણાશ્રમનો ઉપલાઓ સાથ મુકાબલો જોઇએ.

ગંગનાનીથી ૮ માઇલપર 'સુકી' ચટ્ટી હતી. જ્યાં અમે સ્નાન ભોજન કરી લઇ, વધુવાર ન થોભતાં અમે યાત્રા માર્ગથી વેગળા જઇ, પહાડ પર ચઢયા. દોઢેક માઇલપર એક નાનકડું ગામ આવ્યું, આ ગામથી બહાર, એક પડત લાકડાંનાં ઘરમાં, આ પ્રખ્યાત પરમહંસ ઘાસનો

આસનપર સાવ નગ્ન હાલતમાં બીરાજ્યા હતા. આખા ગંગાપટ પર બધે આ અવધુત મહાત્માની ખ્યાતિ ફેલાઇ છે. મોટા મોટા સન્યાસીઓ પણ પૂજ્ય ભાવથી એમની તારીફ ગાય છે, કહે છે કે કૃષ્ણાશ્રમ પટદ્દર્શિ એટલે હિંદુઓનાં છએ શાસ્ત્રોમાં પારંગત હોવા ઉપરાંત અંગ્રેજી ભાષાથી પણ અંજાણ ન હતા. સન્યાસી તરીકે એમનું જીવન નમુનેદાર હતું અને એક પછી એક આડંબર અભ્યાસ પૂર્વક ત્યાગતા જતા હતા, સ્વામિ શંકરાનન્દે તો અનુમાન દોરીજ લીધું હતું કે સ્વામિ કૃષ્ણાશ્રમ ધીમે ધીમે દીગમ્બર બની નિષ્ક્રિય થઇ જશે. અને આખરે થયું પણ તેમજ. નવ હજાર ફીટની ઉંચાઇએ, જ્યાં બપોરને વખતે પણ મારી ખાંધ પર એક હલકી કામળીની જરૂર પડી હતી, એવી બુલંદ ઠંડી-જગ્યાએ કાંઇપણ ધુની વગર, સાવ નગ્ન હાલતમાં એઓ રહે છે. એઓ ભિક્ષા માગવા વટીક જતા નથી. ગામના લોક રાંધેલો ખોરાક દિવસના એક વખત લાવી આપે છે જે પૂરા એક શેર (૮૦ તોલા) જેટલું જમી લે છે. ગામવાળાં઼ઓ કહે છે, "અમે અમારા વચ્ચે (turn) પાળી પાડી છે. અને જો કોઇ પોતાની વારી ભૂલી જાય તો એઓથી કશુંએ કરતા નથી, ઉલટાં અમેજ જઇને પ્રશ્ચાતાપ કરીને માફી માગી આવ્યે છીયે. મહારાજ કદી પણ કોઇ સાથે કશુંએ બોલતા નથી. ક્વચીત કોઇ ન્હાનાં બાળક સાથે સ્હેજ ખેલે છે. અમારૂં આખું ગામ ભાગ્યશાળી ગણાય કે આવા પરમ મહાત્મા અમારાં બ્રાહ્મણ ગામને પાવન કરે છે. એમના મુગા આશિષથી અમો સુખી છીયે, સ્વામિજી કોઇ કોઇ વેળાજ બાહેર આવે છે અને ત્યાંથી એકાએક ચાલી જાય છે. અને ગંગોત્રીના પહાડોની શીખરે બરફમાં થઇને થોડી વારમાં કેદારનાથ યા બદરી નારાયણ પહોંચી જાય છે, અમો પહાડીઓ પણ એ રસ્તે જવા કદી હિંમત કરી શકતા નથી......"

કૃષ્ણાશ્રમને ભેટવા આગાઉ, મેં કલ્પેલું કે એઓ માત્ર હાડકું ચામડું થઇ રહ્યા હશે, પણ જ્યારે દર્શન કીધાં ત્યારે એમનું શરીર હૃષ્ટપુષ્ટ જણાયું, એમના ગાત્ર ખીલેલા અને સ્હેજ રતાશ પડતા હતા. ચામડીપર ઋતુની સખ્તાઇની છાપ સ્પષ્ટ જણાતી હતી. એમની-ખાળ વગડાઉ ભેંસના જેવી ખડબચડી બની રહી હતી. લાંબી દાઢી અને વીખરાયલી જટાને ભાગ્યેજ જળ યા તેના માલેકના કાળજીમંદ હાથો

લાગ્યા હોય. અમો પહોંચ્યાં ત્યારે પરમહંસ બન્ને હાથોની હથેલીમાં દાઢી ટેકવ્યા રાખી નિશ્ચિંત બેઠા જણાયા. અમો પગે પડયા, થોડાં તાજાં (plums) આળુ એમનાં ચરણે ધર્યાં અને મુક અજાયબીથી આદરયુકત સ્વામિનું મુખારવિંદ નીહાળતા બેઠા. મને ખબર હતી કે સ્વામિએ કાષ્ટ મૌન ધારણ કર્યું છે માટે મીનીટો સુધી હું તો સાવ ચૂપજ બેઠો. સ્વામિએ સ્હેજ મોહ મળકાવી એક આળુ ખાધું, બાકીના પર માત્ર હાથ મેલ્યો, જાણે એવું કહેવા માગતા હોય કે આ પ્રસાદી તરીકે પાછાં લઇ લ્યો. સ્વામિનો ચ્હેરો પ્રશન્ન જણાતો, આંખો ચમકતી હતી. આજુ બાજુ કશો પણ સામાન લોટો, સોટો, લંગોટો કાંઇ પણ જણાતું નહી. થોડો વખત બેસી અમે પાછા પગે પડી રૂખસત લીધી. હું તો કાંઇપણ બોલ્યો નહિ, પણ રામજીએ ઉદ્દગાર કાઢયો, "સ્વામિજી મહારાજ! આપકા આશીર્વાદ!"

આ કેવું જીવન? એક સશક્ત, ભણેલો, પ્રવિણ પુરૂષ આમ કેવળ નિસ્પૃહિ બની, કર્તવ્ય મુક્ત બની, વસ્તીથી દૂર ઉંચા બરફાની પહાડમાં એકાંત શાંત ચૂપ બેસી રહે! એમની અંતરની વાત તો એમનું અંતર જાણે (આમ લખવાના કારણ આપણે આગળ ચાલતાં જોઇશું) પણ એમની તિતિક્ષા બાહ્ય ત્યાગ તો ખચીતજ હદબાહેરનો જણાતો. એમનાં દર્શન પછી મારામાં અનેક વિચારો ઉત્પન્ન થયા અને મેં અનેક મહાત્માઓ, પંડિતો, પ્રોફેસરો સાથ એમનો દષ્ટાંટ ચર્ચાવ્યો.

મનુષ્ય જન્મનું પ્રયોજન શું? માનવીની પૂર્ણાવસ્થા કઇ? શું શ્રેષ્ઠ, કર્તવ્ય નિષ્ઠતા કે કર્તવ્ય મુક્તતા? એક **મહાત્મા ગાંધી** જેવા ઉચ્ચ કોટીના કર્તવ્ય પરાયણ પુરૂષ લ્યો અને પરમહંસ કૃષ્ણાશ્રમ જેવા કેવળ કર્તવ્ય મુક્ત પુરૂષ જુઓ. આ બન્નેમાં ઉચ્ચતર કોણની અવસ્થા?

યોગી કર્તવ્ય મુકતાતને શ્રેષ્ઠ જણાવતાં સમજાવે છે, "પાતંજલ પ્રમાણે વૈરાગ્ય બે પ્રકારના હોય છે. વશીકાર વૈરાગ્યમાં યોગી અનુભવી શકાય એવા સર્વ વિષયોથી તૃષ્ણા રહિત બનવા ઉપરાંત, સ્વર્ગ વગેરેની સાંભળેલી ઉચ્ચ સ્થિતિની પણ તૃષ્ણા છોડી દે છે.

"પણ આથી ઉચ્ચતર વૈરાગ્યની હાલત, જે **પરવૈરાગ્ય** કહેવાય છે તેમાં તો યોગી સર્વ વિષય સંબંધ ત્યાગે છે, અરે! 'પુરૂષ ખ્યાતિ' એટલે સ્વરૂપને, ઇશ્વરને પિછાણવાની, જોવાની, ઇચ્છાનો પણ ત્યાગ કરે

આસનપર સાવ નગ્ન હાલતમાં બીરાજ્યા હતા. આખા ગંગાપટ પર બધે આ અવધુત મહાત્માની ખ્યાતિ ફેલાઇ છે. મોટા મોટા સન્યાસીઓ પણ પૂજ્ય ભાવથી એમની તારીફ ગાય છે, કહે છે કે કૃષ્ણાશ્રમ ષટદર્શિ એટલે હિંદુઓનાં છએ શાસ્ત્રોમાં પારંગત હોવા ઉપરાંત અંગ્રેજી ભાષાથી પણ અંજાણ ન હતા. સન્યાસી તરીકે એમનું જીવન નમુનેદાર હતું અને એક પછી એક આડંબર અભ્યાસ પૂર્વક ત્યાગતા જતા હતા, સ્વામિ શંકરાનન્દે તો અનુમાન દોરીજ લીધું હતું કે સ્વામિ કૃષ્ણશ્રમ ધીમે ધીમે ડીગમ્બર બની નિષ્ક્રિય થઇ જશે. અને આખરે થયું પણ તેમજ. નવ હજાર ફીટની ઉંચાઇએ, જ્યાં બપોરને વખતે પણ મારી ખાંધ પર એક હલકી કામળીની જરૂર પડી હતી, એવી બુલંદ ઠંડી- જગ્યાએ કાંઇપણ ધુની વગર, સાવ નગ્ન હાલતમાં એઓ રહે છે. એઓ ભિક્ષા માગવા વટીક જતા નથી. ગામના લોક રાંધેલો ખોરાક દિવસના એક વખત લાવી આપે છે જે પૂરા એક શેર (૮૦ તોલા) જેટલું જમી લે છે. ગામવાળાં ઓ કહે છે, "અમે અમારા વચ્ચે (turn) પાળી પાડી છે. અને જો કોઇ પોતાની વારી ભૂલી જાય તો એઓશ્રી કશુંએ કરતા નથી, ઉલટાં અમેજ જઇને પ્રશ્ચાતાપ કરીને માફી માગી આવ્યે છીયે. મહારાજ કદી પણ કોઇ સાથે કશુંએ બોલતા નથી. કવચીત કોઇ ન્હાનાં બાળક સાથે સ્હેજ ખેલે છે. અમારૂં આખું ગામ ભાગ્યશાળી ગણાય કે આવા પરમ મહાત્મા અમારાં બ્રાહ્મણ ગામને પાવન કરે છે. એમના મુગા આશિષથી અમો સુખી છૈયે, સ્વામિજી કોઇ કોઇ વેળાજ બાહેર આવે છે અને ત્યાંથી એકાએક ચાલી જાય છે, અને ગંગોત્રીના પહાડોની શીખરે બરફમાં થઇને થોડી વારમાં કેદારનાથ યા બદ્રી નારાયણ પહોંચી જાય છે, અમો પહાડીઓ પણ એ રસ્તે જવા કદી હિંમત કરી શકતા નથી......"

કૃષ્ણાશ્રમને ભેટવા આગાઉ, મેં કલ્પેલું કે એઓ માત્ર હાડકું ચામડું થઇ રહ્યા હશે, પણ જ્યારે દર્શન કીધાં ત્યારે એમનું શરીર હૃષ્ટપુષ્ટ જણાયું, એમના ગાલ ખીલેલા અને સ્હેજ રતાશ પડતા હતા. ચામડીપર ઋતુની સખ્તાઇની છાપ સ્પષ્ટ જણાતી હતી. એમની ખાળ વગડાઉ ભેંસના જેવી ખડબચડી બની રહી હતી. લાંબી દાઢી અને વીખરાયલી જટાને ભાગ્યેજ જળ યા તેના માલેકના કાળજીમંદ હાથો

લાગ્યા હોય. અમો પહોંચ્યા ત્યારે પરમહંસ બન્ને હાથોની હથેલીમાં દાઢી ટેકવ્યા રાખી નિશ્ચિંત બેઠા જણાયા. અમો પગે પડ્યા, થોડાં તાજાં (plums) આળુ એમનાં ચરણે ધર્યાં અને મુક અજાયબીથી આદરયુકત સ્વામિનું મુખારવિંદ નીહાળતા બેઠા. મને ખબર હતી કે સ્વામિએ કાષ્ટ મૌન ધારણ કર્યું છે માટે મીનીટો સુધી હું તો સાવ ચૂપજ બેઠો. સ્વામિએ સ્હેજ મોહ મળકાવી એક આળુ ખાધું, બાકીના પર માત્ર હાથ મેળ્યો, જાણે એવું કહેવા માગતા હોય કે આ પ્રસાદી તરીકે પાછાં લઇ લ્યો. સ્વામિનો ચ્હેરો પ્રશન્ન જણાતો, આંખો ચમકતી હતી. આજુ બાજુ કશો પણ સામાન લોટો, સોટો, લંગોટો કાંઇ પણ જણાતું નહી. થોડો વખત બેસી અમે પાછા પગે પડી રૂખસત લીધી. હું તો કાંઇપણ બોલ્યો નહિ, પણ રામજીએ ઉદગાર કાઢ્યો, "સ્વામિજી મહારાજ ! આપકા આશીર્વાદ !"

આ કેવું જીવન? એક સશક્ત, ભણેલો, પ્રવિણ પુરૂપ આમ કેવળ નિસ્પૃહિ બની, કર્તવ્ય મુક્ત બની, વસ્તીથી દૂર ઉંચા બરફાની પહાડમાં એકાંત શાંત ચૂપ બેસી રહે! એમની અંતરની વાત તો એમનું અંતર જાણે (આમ લખવાના કારણ આપણે આગળ ચાલતાં જોઇશું) પણ એમની તિતિક્ષા બાહ્ય ત્યાગ તો ખચીતજ હદબાહેરનો જણાતો. એમનાં દર્શન પછી મારામાં અનેક વિચારો ઉત્પન્ન થયા અને મેં અનેક મહાત્માઓ, પંડિતો, પ્રોફેસરો સાથ એમનો દૃષ્ટાંત ચર્ચાવ્યો.

મનુષ્ય જન્મનું પ્રયોજન શું? માનવીની પૂર્ણાવસ્થા કઇ? શું શ્રેષ્ઠ, કર્તવ્ય નિષ્ઠતા કે કર્તવ્ય મુક્તતા? એક **મહાત્મા ગાંધી** જેવા ઉચ્ચ કોટીના કર્તવ્ય પરાયણ પુરૂપ લ્યો અને પરમહંસ કૃષ્ણાશ્રમ જેવા કેવળ કર્તવ્ય મુક્ત પુરૂષ જુઓ. આ બન્નેમાં ઉચ્ચતર કોણની અવસ્થા?

યોગી કર્તવ્ય મુકતાતને શ્રેષ્ઠ જણાવતાં સમજાવે છે, "પાતંજલ પ્રમાણે વૈરાગ્ય બે પ્રકારના હોય છે. વશીકાર વૈરાગ્યમાં યોગી અનુભવી શકાય એવા સર્વ વિષયોથી તૃષ્ણા રહિત બનવા ઉપરાંત, સ્વર્ગ વગેરેની સાંભળેલી ઉચ્ચ સ્થિતિની પણ તૃષ્ણા છોડી દે છે.

"પણ આથી ઉચ્ચતર વૈરાગ્યની હાલત, જે **પરવૈરાગ્ય** કહેવાય છે તેમાં તો યોગી સર્વ વિષય સંબંધ ત્યાગે છે, અરે! 'પુરૂપ ખ્યાતિ' એટલે સ્વરૂપને, ઇશ્વરને પિછાણવાની, જોવાની, ઇચ્છાનો પણ ત્યાગ કરે

છે. હવેજ તેના વૈરાગ્યની સીમા આવેલી કહેવાય છે, કશાંનીએ ઇચ્છા નહિ, સ્વર્ગની નહિ, ઇશ્વર દર્શનની નહિ, મોક્ષની નહિ, કશાંની ય નહિ! સુફી સાહીત્યમાં આ હાલતને 'તર્કે તર્ક' કહે છે, કે સર્વ જાતની તર્ક. તૃષ્ણાનો તર્ક કરવો. અને તર્કનો પણ તર્ક, કરવો આ પરમ હાલત જીવન મુકતની હાલત છે.

"જ્યાંસુધી માનવી એમ માને છે કે, 'આ મારૂં કર્તવ્ય છે,' પછી તે કર્તવ્ય ગમે એવી ઉચ્ચ કોટીનું કાં ન હોય ત્યાં સુધી તે સીડીનાં સૌથી છેલ્લાં પગઠયાં પર પહોંચ્યો કહેવાય નહી. જે પુરૂષનાં અંતકરણમાં જીવ માત્રનાં હીતનીજ બુદ્ધિ વસે છે, (મહાત્મા ગાંધી તો હજી માત્ર હિંદુસ્તાનનીજ સંકુચિત સીમામાં વિંટળાઇ રહ્યા છે), જેનો સ્વાર્થ એકદમ ગળી ગયો છે. ટુંકમાં જેણે સાચી દૈવી સંપત્તિ પ્રાપ્ત કીધી છે. એવા શખ્સથી પણ ઉચ્ચતર કોઇ હોય કે? પારકાંનું દુઃખ જોઇ જેનું હૈયું વિંધાઇ જાય જે પરકલ્યાણ માટે પોતાનાં મોહમાંનો કોળ્યો વટીક કાઢી આપવામાં ઢીલ કરતો નથી, અને તેમાં કશું અભિમાન ય માનતો નથી. સઘળાં લોકને નમીને ચાલે છે. કોઇની પણ નીંદા કરતો નથી, જેણે પોતાનાં વાચ, કાછ અને મન નિશ્ચલ રાખ્યાં છે, જે સમાન દ્રષ્ટિવાળો અને તૃષ્ણા ત્યાગી છે, જેને પરાઇસ્ત્રી પોતાની માતા સમાન છે, જેનામાં મોહમાયા વ્યાપતી નથી, જેના મનમાં દ્રઢ વૈરાગ્ય છે, એવો મહાપુરૂષ શું પરમપદે પહોંચેલો ન કહેવાય?

"ના, એ ઉચ્ચ સ્થિતિ છે ખરી; પણ સૌથી સેવટની સર્વોત્તમ હાલત નહી કહેવાય. કર્તવ્ય નિષ્ઠ ભૂમિકાની પરે બીજી છેલ્લી ભૂમિકા છે જે કર્તવ્ય મુકતતા છે. 'આ મારૂં કર્તવ્ય છે,' એમ કહેનાર, જાણનાર મનુષ્યમાં હજી **મમત્વ** મોજુદ છે. એ સાધન અવસ્થા છે. કર્તવ્ય નીષ્ઠતા એ નિશ્ચિત ફળ દેનારૂં ખરૂં સાધન છે, પણ એ સાધ્ય નથી. સાધન અને સાધ્ય વચ્ચે ભેળમભેળ કરી નાખવી નહિ જોઇએ. સાધન (means) વડે સાધ્ય (end, goal) પ્રાપ્ત થઇ શકે છે. જ્યારે આગલોક સાધનને સાધ્ય સમજવાની ભૂલ કરે છે. તીવ્ર કર્તવ્ય-પરાયણતાના અભ્યાસ વડે અંતઃકરણ વિકસિત થાય છે. જ્યારે 'મારૂં તારૂં' નો ખ્યાલ સદંતર દૂર થાય છે. જ્યારે સઘળાં શરીરો મારાં શરીરો છે, સર્વે હું જ છું, એમ માત્ર શબ્દોથી નહિ પણ વિચાર અને

આચરણથી પ સિદ્ધ થાય, ત્યારે માનવી સેવરે કહી શકે કે કૃતકૃત્ય હવે કશું કર્તવ્ય બાકી રહ્યું નથી, બંધનો છૂટી ગયાં છે. પોતે કેવળ અલગ, અસંગ બની માત્ર સાક્ષિરૂપ બેસે છે, જે ત્રિગુણાતિત પુરૂપ માટે શ્રી શંકરાચાર્ય कोविदः कोनियेः એવાં અનાર્થક વાક્યો લક્ષ્યાં છે, તે પુરૂપ ખરો જીવનમુક્ત છે."

થીઓસોફીકલ સાહિત્યથી પરિચિત એક વિધ્વાન પ્રોફેસરે આ સિધ્ધાંત અમાન્ય રાખ્યો. એમણે કહ્યું, "કિપણું (interpretation) ખુલાશો ટુંકી દ્દષ્ટિવાળાઓનો છે, અપૂર્ણ છે. સામાન્ય સ્થૂળ નજરે આવા મહાત્મા કર્તવ્ય મુક્ત જણાય છે પણ ખરી રીતે તો તેઓની કર્તવ્ય પરાયણના હદ બાહિરની વધી જાય છે. તેઓ મિનોપ્ર કારોબારી મંડળીમાં (Hierarchy માં) સામેલ થાય છે અને બ્રહ્માંડનો મહાન કારોબાર ચલાવે છે. જેમ મહાયુદ્ધ સમયે મુખ્ય સેનાધિપતિ લડાઇનાં મેદાનમાં, ખાઇઓમાં, તોપના મોઢાં સામે જઇ લડતા નથી, પણ કોઇ સલામત જગાએ નિશ્ચિંત બેસી વ્યૂહ રચના રચે છે. પરિસ્થિતિ પ્રમાણે ફેરફારોના હુકમો કરેછે અને બીજા સરદારોને દોરવે છે. તે પ્રમાણે ખરી લડાઇ લડનારા, ખરો કારોબાર ચલાવનારા આ સાહિબદેલ મહાત્માઓ પોતાની (thought power) વિચાર શક્તિથી વિશ્વની વ્યવસ્થા ચલાવે છે. એ મહાપુરૂષોના હાથ નીચેના સરદાર યા સિપેહસાલાર યા મજુર થવાનું સુભાગ્ય આપણામાંના કેટલાક પામર પ્રાણીઓને ફાળે આવે છે. .....અસ્ખલિત સાચા અભ્યાસ અને વૈરાગ્ય પછી આપણે પણ જન્મજન્માન્તરે એવા જીવન મુક્ત થવાની વકી રાખી શકીએ..... તમારાં અહોભાગ્ય કે આવા એક ઉચ્ચ કોટીના હિમાલયના મહાત્માના સાક્ષાત દર્શન પામ્યા. જો તમે આગળ વધેલા હતે, જો તમે તમારાં હૃદયનાં (receiver) સંદેશા ગ્રહણ કરનાર યંત્રને ચાલુ હાલતમાં કામ કરતું બનાવી શક્યા હતે, તો...તો....મારી ખાતરી છે કે તમે તે પૂજ્ય મહાત્મા સાથે એકતાન થઇ કાંઇક આત્મિક લાભ મેળવ્યો હતે. આ મહાત્માઓ તાર વગરના સંદેશા છોડે છે અને જેઓ પાસે wireless set working order માં હોય છે તેઓ તેનો લાભ ઉઠાવી શકે છે.. .."

વધુ વાદવિવાદ કરતાં જણાયું કે આ તો માત્ર પ્રોફેસર સાહેબની

માન્યતા હતી એમને એવું વાંચેલું અને ખરૂં જેવું એમને લાગેલું, તેથી આમ નિશ્ચયાત્મક ઢબે કહ્યું. પણ જાતે કશો અનુભવ મેળવ્યો ન હતો. એમને પોતાને એવા (receiver) પાત્ર બનાવ્યા પણ ન હતા. છેવટે પણ 'હા એમ હોય બી, નહિ ય હોય !' ના સંદેહાત્મક ઉદ્દગારો ઉચ્ચારી પ્રમાણિક પ્રોફેસર સાહેબ છૂટા પડયા.

સ્વામિ કૃષ્ણાશ્રમનાં દર્શન પછી અમે ગામનાં લોકને મળી, એમના વિષે વાતો પૂછી અમો નીચે ઉતર્યા અને પાછો યાત્રા માર્ગ ધર્યો. અને આખા દિવસની સોળ માઇલની મુસાફરી પછી અમે સાંજના 'મુખવા' ગામમાં પડાવ નાખ્યો.

આ ગામમાં રામજીની ફોઇ રહેતી. અમે તેમનાં વિશાળ ઘરમાં ઉતારો લીધો. અર્ધા કલાકમાં તો જાણે આખું ગામ અમારા ચોક આગળ એકઠું થઇ ગયું. આ બધાં રામજીનાં સગાં સ્નેહિઓ હતાં એઓ વચ્ચેની મુલાકાત, ભેટ, આલિંગન, અતિ પ્રેમપૂર્વક અને લાગણી ઉશકેરનારાં હતા. પાહડીઓ ઘણા (emotional) લાગણી વાળા હોય છે.

મુખવા ગામ ગંગાનદીથી ૬૦૦–૭૦૦ ફીટ ઉંચું પહાડી સ્થાન છે. ત્યાં બે મોટા પાણીના ઝરા છે ઘરો સઘળાં લાકડાંના બાંધેલાં છે. વસ્તી આસરે સો સવાસો મવાસીઓ (કુટુંબો)ની છે, જે સઘળા ગંગોત્રીના પંડા બ્રાહ્મણો છે. એઓની આર્થિક સ્થિતિ સારી છે. એઓમાંના ઘણાક પંડાઓ આખા હિંદુસ્તાનમાં યજમાની ધરાવે છે. એઓ પોતાનાં કુલ તરફથી ગંગોત્રીનું પવિત્ર જળ ઠેઠ રામેશ્વર સુધી લઇ જઈ ત્યાં મહાદેવને ચઢાવે છે.

ગંગોત્રીનું ગંગાજીનું મંદીર શીયાળામાં અતિ બરફને કારણે બંધ રહે છે. અને મૂર્તીને મુખવા ગામમાં પધરાવી નવેમ્બરથી એપ્રીલ સુધી ત્યાં સઘળું ક્રિયાકામ પૂજા વગેરે થાય છે.

હું તો જતાં સાથ પહાડી ભોજન ખાઇ પી રહેજવારમાં ઉંઘાઇ ગયો. અને રામજી પોતાનાં વ્હાલાંઓમાં વાતે વળગ્યો.

## મારી સાલગરેહ

બીજે દીને પારસીઓની ભૂલભરેલી રેવાજી ગણત્રી મુજબ ચોથા ગાથાનો, મારી વર્ષગાંઠનો દિવસ હતો. હું પહાડોમાં પણ પારસી

રોજમાહની ગણત્રી રાખતો હતો. સવારે ઢોળ તાસાના અવાજોથી હું આશ્ચર્યજનક આનંદ સાથ ઉઠયો. રામજીને પુછવા લાગ્યો, "કેમ ! આજે શું છે ? કાંઇ અંધારે અંધારે વાજાં વાગે છે ?"

રામજીએ કહ્યું, "મુંબઇના કોઇ શ્રિમંત હિંદુ શેઠે નિર્વિઘ્ન ગંગોત્રી યાત્રા સફળ કીધી તેની ખુશાલીમાં મુખવા ગામના સઘળા પંડાઓ માટે ભંડારો (ઉજાણી) કરાવી છે, તેથી વાજાં વાગે છે."

આ સગનવંતા અકસ્માતથી મને ખુશાળી ઉપજી. દાતણપાણી કરી, ગામ રચના જોવા નીકળ્યો, ગામની બધી જુવાન સ્ત્રીઓ એક ઉઘાડા ચોકમાં એકઠી થઇ, દશ બાર ચુલાઓની અળગાર પર હસતી કીલકીલ કરતી, પુરીઓ વણી, તળી, એક ડુંગર બનાવતી. સામી બાજુએ ભાયડાઓએ હળવો (શીરો) પકાવવાનું માથે લીધું હતું, એક ગમ બટાટા, વેંગણાં વગેરેના શાકની ધમાલ ચાલતી, આ બધાં રસોઇ કરનારાંઓને જાણે ઉમંગ આપવા ત્રણ જણા પેંપુડી, શરનાઇ, તાસા વગાડતા. કોળતુ કુંવરીઓ (spontaneously) સ્વભાવિકપણે નાચતી અને તાળીઓ પાડતી, આ નાચ રંગ, આ આનંદોત્સવ ખરેખર મનોહર હતો.

સવારના દશવાગેનાં રાંધવા બેઠાં તે છેક સાંજે ચાર વાગે રાંધી રહ્યાં અને (To many cooks spoil the food) 'ઝાઝા મળે ને ખાવા ટળે' એ કહેવત પ્રમાણે ભાયડાઓએ સામતા મળી બેવડાના બહારમાં ચાર મણ (મુંબઇના) હળવાનો સઘળો ઘાણ બગાડયો, ખયર !

## એક રાજકુંવર સન્યાસી દીગંબર

એક સતસંગી પહાડી જવાન મારે માટે પેલો કુરમાસુ હળવો, શાક પુરી અને સારયા લાવ્યો. આ ચતુરો, ચાર ચોપડી અંગ્રેજી ભણેલો હતો અને હળવો બગાડવા માટે બળાપો કરવા લાગ્યો. "સ્વામિજી મહારાજ, ખરૂં નાચનું પ્રોગ્રામ તો રાતનું છે જેમાં સ્ત્રી પુરૂષો સાથે ભાગ લે છે, વાજાં વાગે છે, ગીતો ગવાય છે અને શરાબની જામો ઉડ્ડે છે. આ નાચ તમારે જોવા લાયક નથી. આવા અમર્યાદ નાચરંગમાં હું ભાગ લેતો નથી."

પછી તેણે મુખવાની તળેટીમાં આવેલા ગંગા કીનારા પરના ગુફામાં રહી ગયલા નગ્ન સ્વામિ જ્ઞાનાનન્દની વાત કહી. આ જવાન

સ્વામિ મદ્રાસના એક મોટા જમીનદારનો પુત્ર છે. જન્મથી લાડમાં ઉછરેલા કદી નિશાળ કોલેજમાં ગયલા, નહી. પણ વિદ્વાન પંડીતો પ્રોફેસરો એમને મહેલમાં આવી શીખવી જતા હતા. અંગ્રેજી અને સંસ્કૃત બહુ સારૂં જાણે છે. કાંઇ કારણસર તેમને સંસારથી વૈરાગ્ય આવ્યો, અને ગુપચુપ ઘર છોડી ચાલી ગયા. માતપીતાએ શોધાશોધ કરી મેળી, પોલીટીકલ એજંટો સર તારો ઠોકાયા અને બધું રંધાઇ રહ્યા પછી ખબર મળી કે કુંવર સાહેબ તો યથાવિધિ સન્યાસી થઇ ગયા છે. રિષિકેશમાં મુર્દા ઘાટ આગળ રહેતા વિદ્વાન બંગાળી સ્વામિ પુર્ણાનન્દે એમને દિક્ષા દીધી. કુંવર સાહેબ હવે બદલાઇને સ્વામિ જ્ઞાનાનન્દ બન્યા. પાછળથી ત્યાં મુખવાના ગુફામાં આવી કેટલોક વખત નગ્ન હાલતમાં રહ્યા હતા.

## ગંગોત્રી ગ્લેશયર આગળ પતેતી-નવરોજ.

કેવું વિચિત્ર! Romantic ! ગંગોત્રીમાં છેલ્લો ગાથા! બાળક ગંગાના પારણા આગળ પતેતી ! હિમાળયનાં સફેદ શીખરોની અળગાર જાણે જરથોસ્તી દસ્તુરોની સભા ! અલબુર્ઝ પહાડના શિયાળા સાથે હરિફાઇ કરે એવી ત્યાંની ઠંડી! હું ધારૂં છું કે ૧૦,૫૦૦ ફીટની ઉંચાઇએ, ગંગાનાં મૂળ ગંગોત્રી આગળ પતેતી-નવરોજ ગુજારનાર હું **પહેલો પારસી** હોઇશ.

મુખવાની મહેમાનદારી ચાખી, બીજી સવારે અમો ગંગોત્રી જવા નીકળ્યા. બાર માઇલ ચાલવા પછી અમે એક બરફાની ઝરણાં આગળ થોભી, ત્યાં રાંધી ખાધું. આનું કારણ એ હતું કે ગંગોત્રીની સીમામાં પહેલી રાત્ર નિરાહાર રહેવું જોઇએ એવી વિધિ હતી. ખાઇ પી આરામ કરી અમે ઉપડયા. દોઢ માઇલ પર ગામમાં આવી કાળી કમળીવાળાની ધર્મશાળામાં ઉતર્યા. ત્યાં ઘરો લાકડાંનાં છે અને તેમાં પંડાઓ રહે છે તથા પોતાનાં કુલોને ઉતારો આપે છે. ત્યાં ગંગા નદી માત્ર ૫૦ ફીટ જેટલી પહોળી અને કમર પૂર ઉંડી છે. ત્યાંથી આઠ માઇલ પર ગૌમુખનું હિમક્ષેત્ર (glacier) ૧૩,૮૦૦ ફીટની સપાટીએ છે, જયાંથી ગંગા ભાગીરથી જન્મ લે છે. ગંગોત્રીમાં ગંગાજીનું સુંદર મંદીર ૧૦,૩૦૦ ફીટની બુલંદી પર બંધાયું છે. ત્યાં મે મહીનાથી અકટોબર સુધીજ રહી

શકાય છે. પછી તો બરફ એટલું બધું પડે છે કે આખું ગામ અંદર દટાઈ જાય છે. ત્યાં પણ અમને ખુશીખુશાલીના સગન મળ્યા. પરમ દિવસથી ધર્મશાળા શિયાળા માટે બંધ થનાર હતી. સારાં સેવટની ખુશીમાં મહંતજીએ ત્યાંના પંડાઓને ભંડારો કર્યો હતો.

"આહા! આજે તમે છેલ્લા ભાગ્યવંત યાત્રી અતિથિ છો. સ્વાગતમ્! સ્વાગતમ્!!" કરી મહંતજીએ સહર્ષ આવકાર આપી, ચાંપીને આલિંગન દીધું.

ધગધગતી સગડી આગળ અમો તાપણું કરવા બેઠા. મહંતજીએ પોતાને હાથે મસાલેદાર ચા બનાવી પાઈ. આ પછી એક (ordeal) મહા કસોટીમાંથી પસાર થવાનો સમય આવ્યો. ગંગાસ્નાન! આહ! આવાં અકડાવી નાંખે એવાં હિમજળમાં કેમ ન્હવાશે? પણ ગંગોત્રી આવ્યા તો ગંગાસ્નાન વગર પાછા જવાય? વળી રામજીને તો જનોઈ બદલવા વગેરેની ક્રિયા પણ કરવાની હતી. આખરે ગંગા કિનારે ગયા. એક પંડાને સાથે લઈ ગયા. રામજીને મેં કહ્યું, "તું તારૂં ક્રિયાકામ આટોપી લે પછી હું સ્નાન કરીશ કે જેથી મને સ્નાન પછી વધુવાર ઠઠડતા બેસી રહેવું ન પડે. ધ્રુજતાં શરીર અને કડકડતા દાંતો સાથ રામજીએ અંજળી લીધી, ક્રિયા આટોપી, બ્રાહ્મણને દક્ષિણા દીધી. હવે મારી વારી આવી. કપડાં કાઢતાંને સાથજ રૂંવે રૂંવાં ઉભાં થઈ ગયાં. દૃઢ મન કરી ઝટ બે ત્રણ ગોટા લગાવી લીધા અને એક સુકા ટુવાલવડે અંગ ઘસડીને લુછી નાખ્યું અને તરત એક ડબલ છાતીવાળું બેવડું બન્યાન પહેરી લીધું.

ત્યાર પછી અમો સંતોનાં દર્શને નીસર્યા. નજદીકમાં દોઢ બે ફરલૉંગપર ગંગા કીનારે ઉચ્ચાણુપર બે કુદરતી બનેલા ગુફાઓ છે ત્યાં અમે ગયા. આ પત્થરના કોતરો નદીની સપાટીથી ૫૦ ફીટ ઉંચા હતા. રહેવા લાયક, ઉંડાળા અને સુંદર હતા. ભાગીરથી ભારે ઘોંઘાટ સાથે મોટા મોટા પાષાણોમાં અફળાતી ઝીંકાતી ફીણફીણ થતી વહી, આ એકાંતવાસીઓને રાત્રદિવસ વસ્તી આપતી.

આ બન્ને ગુફાઓમાં એક એક જવાન બંગાળી સાધુઓ હતા, એક સ્વામિ નિરંજનાનન્દ તથા બીજા બ્રહ્માચારી આત્માનન્દ. નિરંજનાનન્દ અંદર ગ્રેડ્યુએટ હતા, જ્યારે બ્રહ્માચારીજી બી. એ. (B. A.) પાસ

થયલા હતા. આ બન્ને શુદ્ધ ભાવથી (sincerely) પોતાનાં સ્વરૂપને ઓળખવાની ખરાં જીગરની પ્રયત્ન કરતા જણાતા હતા. ભિક્ષા કાળી કમળીવાળાનાં અન્નક્ષેત્રમાંથી રોજ પામતા. બાકી આખો દિવસ આ અલૌકિક સ્થાનમાં જપ તપ કરતા. આ બન્ને ઉલટમંદો અંગ્રેજી, સંસ્કૃત અને બંગાળી ભાષાઓથી પરિચિત હતા. શરીરે તંદુરસ્ત હતા અને સમાધિ પ્રાપ્ત કરવાની અભિલાષા અને ઇન્તેઝારી ધરાવતા હતા.

આ સ્થળ યોગાભ્યાસ માટે મને તે વેળા આદર્શ ભાષ્યું અને જો શિયાળો શરૂ થવા આવ્યો ન હતે અને અન્નક્ષેત્ર ચાલુ હતે તો થોડો ઘણો વખત હું જરૂર ગંગોત્રીમાં રહેતે. વધુ અનુભવી યોગીઓએ મને પાછળથી સમજ પાડી કે આવું ચાલુ અવાજવાળું સ્થાન ચિત્તવૃત્તિની એકાગ્રતા માટે પ્રતિકુળ ગણાય. કારણ નિરંતર એકસરખી ધુંધવાટભરી ધ્વનિ ચિત્તમાં એક પ્રકારની ઘેન, નિસા પ્રકટાવે છે જેની ધુંધમાં ચક ચુર બની સાધક જડ સમાધિ અનુભવે છે. આ જડ સમાધિ એક કનિષ્ઠ પ્રકારની સુશુપ્તિ છે. સ્વભાવિક સુશુપ્તિ એટલે ધાડ નિદ્રાથી મનુષ્યનાં શરીર અને મનને વિરામ અને તાજગી મળે છે. જ્યારે આ પાષાણ-વટ જડ સમાધિ પછી સાધકને કષ્ટ (Fatigue) શ્રમ માલમ પડે છે. આ જડ સમાધિ સાધકના મનપરનો કાબુ ઘટવાને સબબે મળે છે. આવી નુકશાનકારક હાલત (rapid repetition) એકનો એક શબ્દ યા વાકયનું ઝડપી વારંવારનું ઉચ્ચારણ, જેવું કે નામ સ્મરણ, યા ઘણો વખત સુધી ગણગણ મંત્રો ભણવાં, તેમાં સંકીર્તન વખતે તો ચંગ અને તાલના ઉતરતી ચઢતી વેગના ઠોકા, આ સઘળાંથી ભકતોનાં મનમાં એક ભારી અન્દોલન થઇ આવે છે અને પછી તેને તરેહવાર કલ્પિત અનુભવ થાય છે અને છેવટે તે જડ સમાધિ અનુભવે છે. આવી હાલતથી હમેશાં બચતા રહેવું એવી સમજદારોની સલાહ છે. ગોળ ગોળ ફેર ખાવાથી, દારૂ, ભાંગ, ચરસ, અફીણ વગેરે નશાજનક કેફી પદાર્થથી યા અતિ દુઃખના આવેશમાં આવી જડ સમાધિનો અનેક માણસોને અનુભવ થાય છે. પણ તે નુકશાન-કારક લેખાયો છે. આ બન્ને સાધકો સ્વામિ પૂર્ણાનન્દના ચેલા હતા અને ગઇ વેળા જોયું તે રાજકુંવર સંન્યાસી જ્ઞાનાનન્દના ગુરૂ ભાઇઓ હતા. જ્ઞાનાનન્દને સમાધિ લાભ થયો તો અમને કેમ નહિ એવા વિચારથી તેઓ જીવતોડ સાધના કરી રહ્યા હતા. આ બન્ને ઉત્સાહીઓ સાથે ચર્ચા કરતાં

જણાયું કે જો કે એઓ (logic) તર્કશાસ્ત્રને અનુસરીનેજ આગળ વધતા હોવાનો દાવો કરતા હતા પરંતુ (faith) અંધ-શ્રધ્ધા ઉપરજ એમનો મુખ્ય આધાર હતો, પોતાની માન્યતાઓમાં (fallacies) ખોટા પ્રમાણો, સિધ્ધાન્તાભાસ જોઇ શકયા છતાં તેને છોડી દેવાની હિમત ધરાવતા નહિ.

"હા, આ એક બીજાંથી ઉલટી દલીલ છે એમ અમે સ્વિકાર્યે છીયે પણ એનો ખુલાશો અમે કરી શકતા નથી. અમારા ગુરૂજી પૂર્ણ છે. તેઓ આગળ તમે જાઓ તેઓ શાયદ તમારૂં સમાધાન કરશે." બ્રહ્મચારીજીએ એકરાર કર્યો.

મેં પૂછયું. "તમે શું આ પ્રશ્નોનો પહેલાંથી વિચાર કર્યો નહતો? જ્યાં સુધી તમો આ પ્રાથમિક મુદ્દાઓનો સમાધાનકારક ઉકેળ કરો નહિ ત્યાં સુધી તમારાથી આગળ વધાયજ કેમ? પાયોજ ખોટી તર્ક ઉપર રચાયો હોય તો ઇમારતની સચાઇ કેમ સલામત રહે?"

વધુ વાતમાં જણાયું કે ગુરૂજીના આડંબર અને પ્રભાવથી તેઓ પ્રમાણિક સીધા સવાલો હિમતથી પૂછવા શરમાતા અને ડરતા, અને પરિણામે મનમાં ગુંચવાડો તો જેમનો તેમ રહી જતો.

અંડર ગ્રેડયુએટ સ્વામિએ કહ્યું, "અમે આવા પ્રશ્નો પૂછયા નહિ કારણ કે તે અમારાં મનમાં ઉત્પન્ન થયા નહિ. અને નહિ ઉભા થવાનું કારણ એ કે અમો નાનપણથી આ મુદ્દાઓ સાચા તરીકે સાંભળતા અને સમજતા આવ્યા છીયે. અમે તે માન્યે છીયે કારણ કે અમારામાં તે માટે વિશ્વાસ છે, શ્રધ્ધા છે". . ..

પછી બન્ને સાધુઓ આપસઆપસમાં બંગાળી ભાષામાં ચર્ચા કરવા લાગ્યા, "(Westernised) પ્રાશ્ચિમાત્ય બનેલાં મનમાં એવી શંકાઓ અને એવા પ્રશ્નો કેમ ઉદ્દભવતા હશે? હિંદુનું એક બાળક પણ આ વાતો સ્હેજે સમજી શકે છે."

આત્માનન્દે કહ્યું, "કહો કે આ વાતો સ્હેજે માની લે છે. ગમે તે હોય પણ આ જીજ્ઞાસુની દલીલો તો તર્કશાસ્ત્ર પ્રમાણે વાજબી જણાય છે."

નિરંજનાનન્દે યાદ આપી, "આત્મજ્ઞાન મન-બુધ્ધિની પરે (beyond)ની વાત છે માટે તેમાં (logic) સ્થૂળ તર્ક ચાલે નહિ. આ

બીના તો અનુભવવીજ જોઈએ. અને ચિત્તવૃતિનો નિષેધ થાય નહિ ત્યાં લગી સ્વયં અનુભવ કેમ મળે?"

મેં કહ્યું, "અમુક નિવેદન જાતી અનુભવથી (confirm) સુદૃઢ કર્યા વગર નિશ્ચયપણે કેમ માની લેવું?"

છેવટે સઘળો ચુકાદો ગુરૂજીપર છોડવાનું નક્કી કરી અમો છુટા પડયા.

બીજે દિવસે પારસી રેવાજે નવું વર્ષ હતું. અને વળી મહંતજીનો ભંડારો (feast) હતો. આ એક અસાધારણ મોજ હતી. સ્વામિ મહંતજી સેવાધર્મમાં માનતા હોવાથી પોતે જાતે આગળ રહી હળવો (રવો) બનવાવ્યો, ત્યાં લગી તો એવું બંધાઈ ગયું હતું કે છુરાથી કાપવું પડતું હતું. કરવૈયા સ્વામિએ ખરેજ સ્વાદદાર વાનાં બનવાવ્યાં હતાં. નિરંજનાનન્દ તથા આત્માનન્દ પણ ઉજાણીમાં ભાગ લેવા આવ્યા. બધા પંડાઓ અમારી સાથે એક સુફરે જોડાયા.

જમી રહ્યા પછી ધગધગતા ચુલાની પાસે બેસી પેલા બે સાધુઓએ ગઈ કાલની તકરાર પાછી શરૂ કીધી. કાલે મારા વિદાય થયા પછી આ બન્ને સન્યાસીઓએ આપસમાં ખુબ ચર્ચા ચલાવી, એઓનાં પ્રમાણિક મનમાં મારી દલીલોએ ગડબડ મચાવી બંડ જગાડયું હતું. તેઓએ આજે પોતાનો નિત્ય ક્રમ તજ્યો અને સવારના પણ વાદવિવાદ કરતા આવ્યા.

એમનું નિરૂપણ એવું હતું, "ગુરૂદેવ અમારા કરતાં વધુ હુસ્યાર અને અનુભવી છે. ગુરૂદેવે સમાધિ દ્વારા સીધ્ધું જ્ઞાન હાસલ કીધું છે. શ્રીજીની કહેલી ચોકસ બીનાઓ અમે અનુભવથી ખરી તરીકે જાણી છે. તો પછી એમની બીજી બધી વાતો, શીખો સાચી હોવીજ જોઈએ."

મેં દલીલ કીધી, "તમારા ગુરૂજીએ સમાધિ દ્વારા સીધ્ધું જ્ઞાન મેળવ્યું છે તેની તમને શી ખાતરી થઈ? શું એઓશ્રીએ સમાધિમાં ભૂત, વર્તમાન, ભવિષ્ય એ ત્રણે કાળનું તથા સર્વ તત્વોનું પૂરેપૂરે જ્ઞાન મેળવ્યું છે? શું જ્ઞાન (limited) સીમાબધ્ધ છે કે કોઈ કહી શકે કે સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું? તમો જ્ઞાનની અનંતતા સ્વિકારો છો ને?

"બીજું, ધારો કે એક ઉંટવૈદ તમને રેચક ઔષધ આપી કહે 'આ ખાવાથી તમને ઝાડો થશે' અને તે બીના તમારા અનુભવમાં

સિદ્ધ થઈ. તેણે વમન દવા આપી અને કહ્યું, 'આના પ્રયોગથી તમને ઉલટી આવશે', અને તે પણ તમારામાં પ્રત્યક્ષ થઇ આગ એ બાબતમાં વૈદે કહેલું સાચું પડ્યું, આ ઉપરથી જો કોઇ એમ ખાતરીથી માની લે કે આ વૈદ સર્વજ્ઞ છે તે પાચું, બહી, રક્તપિત્ત, વગેરે સર્વ રોગ સારા કરી શકશે તો તે ન્યાયાનુસાર કહેવાય કે?

"ગુરૂજીનાં સર્વ વચનો, કાર્યોનું પૃથક્કારણ કરો, જુવો કે એમનાં અનુમાનો, એમની ભવિષ્ય વાણીઓ, એમની ઇચ્છાઓ સોએ સો ટકા-અપવાદ વગર સાચાં પડે છે કે? પછીજ તમો અનુમાન દોરો કે ગુરૂદેવ સર્વજ્ઞ છે. પછીજ તમે તેમનામાં જ્ઞાનપૂર્વક શ્રદ્ધા મેળી શકો અને તે પ્રમાણિકપણે અમલમાં મેળી સ્વાનુભવ મેળવ્યા પછીજ તમે તેને નિશ્ચયપણે માની શકો, અપનાવી શકો."

અન્નક્ષેત્ર આજથી બંધ થતું હોવાથી આ બન્ને સાધુઓ પણ ગંગોત્રી છોડી મુખવા જવા મારી સાથે નીકળ્યા. વાતવાતમાં સ્હેજે અમે ધ્રાળી ચટ્ટીપર આવી લાગ્યા. આજે ત્યાં વરસાદ હોવાથી ઠંડી પુષ્કળ જણાતી અને આતશ પાદશાહની ખુબ ખુશામદ કરવી પડતી હતી. ત્યાં રાત્ર ગુજારી સવારે પાછું ચાલવા માડ્યું.

## સન્યાસી પાછો ગૃહસ્થ બન્યો.

ત્યાંથી અમો **હરશીલ** આવી પૂગ્યા, એક સુંદર ફળ બાગમાં અમે ઉતારો પામ્યા. બાગવાન સીમલામાં ફળ ઉગાડનારની નોકરીમાં હતો, એણે હાલમાં ત્યાં પોતાની જમીન લઇ બાગ બનાવ્યો છે. આ ભલા માળીએ અમને ઇચ્છા હોય તેટલાં ફળ મફત ખાવા દીધાં.

ત્યાંથી અમે એક બીજા બગીચામાં ગયા. ત્યાંનો માલેક પહેલાં સન્યાસી હતો. આખાં હિંદુસ્તાનમા બાર વરસો સુધી ભટક્યો હતો પછીથી તેણે સન્યાસાશ્રમનો ત્યાગ કર્યો. ત્યાંની એક પહાડી કુંવરી સાથ લગ્નનાં ગાંઠથી જોડાયો ને બગીચાની ઉપજમાંથી કુટુંબનું પાળણુ કરે છે. એક પાયરી ઉતરી પાછા સંસારી કાંય બન્યા તે પૂછતાં કહેવા લાગ્યા, "કાગડા, કુત્રા અને વેશ્યા કરતાં પણ કનિષ્ઠ જીવન સાધુનું છે. એમાં મને કાંઇ સાર જણાતો નથી, સાધુઓ લોકને ઠગે છે અને અનેકો પોતાને

પણ ઠગી રહ્યા છે. સન્યાસાશ્રમ સાઠી (૬૦ વર્ષ) પસાર કરી ગયલાંઓ માટે ઠીક હોય. સંસારી જુવાનનું સાધન અને જવાબદારી, જુવાન સન્યાસી કરતાં વધુ કડક અને ગંભીર છે........." પછી તેમને મને તાજું માખન, લીલી તરકારી, સુકાં સફરજન (apples) બાંધી આપ્યાં.

અમે ગંગનાની થઇ પાછા ભટવાડી આવી લાગ્યા, ગયાનાનીના દુકાનદારે અમને ચાહ બપોરનું ભોજન તથા એક ખાદીનો સાફો આપ્યો અને પેલા કુલુવાલા બીમાર યાત્રીના પુષ્કલ આશિષ કહી સંભળાવ્યા.

## ત્રણ ગોરા મુસાફરો.

ગંગનાનીથી આગળ ચાલતાં માર્ગમાં ત્રણ ગોરા મુસાફરો મળ્યા, એઓમાંનો એક અમેરિકન, એક ઑસ્ટ્રેલ્યન અને ત્રીજો સ્વીડીશ હતા, ત્રણે જણા ઇસાઇ 'મીશનરી' હતા. બે તબીબ હતા, જ્યારે એક Doctor of Theology હતો. એઓ ગંગોત્રીનું (glacier) ગ્લેસ્યર જોવા જતા હતા. મારો મુસાફરીનો હેતુ જાણ્યા પછી પોતાનો અનુમાનો જાહેર કર્યાં, એક કહે મને Thomas a Kempisની Imitation of Christમાં શ્રદ્ધા છે. મેં તરત મારાં ગજવાંમાંથી 'ઇમીટેશન'ની મારી નકલ કાઢી દેખાડી જે જોઇ આશ્ચર્ય સાથ આનન્દ પામ્યો. બીજાએ કહ્યું Tolstoy ટોલ્સ્ટોય મારો મિત્ર, ફીલસુફ અને રાહબર છે, જ્યારે ત્રીજાએ કહ્યું વિનાસ્વાર્થે પ્રભુના નામથી લોકના શારીરિક દુઃખદર્દો દૂર કરવાની પ્રયત્નમાંજ મને શાંન્તિ મળે છે, પછી આખી પાર્ટીનો 'ફોટો' એક જણે પાડી લીધો અને એક ટુંક પ્રાર્થના કરી અમે છૂટા પડયા.

## ઝુલતો પુલ તુટયો.

ગયાનાની અને ભટવાડી વચ્ચે એક ઝુલતો પુલ હતો; જે (creepers) વેલા, દોરડાં, લાકડાંના સોટાઓ વગેરેથી બનાવવામાં આવ્યો હતો. અમો આ પુલ પસાર કરી ગયા પછી તે તુટયો, સુદૈવે અમે બચી ગયા, નહિ તો પાંચ સાત દિવસ ત્યાંજ રોકાઇ રહેવું પડતે. પેલા વૈરાગી અને ગોરા મુસાફરોને વળતી વેળા ખરેજ રોકાવું પડયું. અમને એક નાની ટોળી મળવે અમે શ્રીકેદારનાથ માટે પંવાળીને રસ્તે ઉપડયા.

## શ્રી કેદારનાથની યાત્રા

ભટવાડીથી કેદારનાથ જવા માટે એક ટુંકો રસ્તો પંવાલીના પહાડોની ટોંચે ટોંચેથી છે. આ પગદંડીની ચારે બાજુએ એક અતિ સુંદર કુદરતી ફુલબાગ આપોઆપ ઉગી નીકળ્યો છે. સ્થાનિક લોકોએ, પંવાલીનો રસ્તો આ સમયે સલામત નથી, એમ અમને સલાહ આપી અને કારણમાં જણાવ્યું કે ચાલુ માસમાં ત્યાં એટલાં બધાં ફુલો ઉગી નીકળે છે, અને તે પુષ્પોનો પમરાત એટલો બધો તીવ્ર હોય છે કે માણસ બેશુદ્ધ થઇ જાય છે.

મારો સાથી આ વાત સાંભળી પંવાલીને રસ્તે જવાની આનાકાની કરવા લાગ્યો, અને કોઇ બીજા યાત્રીઓ સાથે જોડાય તોજ આગળ વધવા મરજી દેખાડી, આથી અમે ભટવાડીમાં એક દિવસ વધુ રોકાઇ ગયા, સુભાગ્યે બ્રહ્મચારી રામબક્ષ તિવારી અને તેમના બે યજમાનો ભટવાડી આવી ચઢ્યા. સુગંધીદાર ફુલોથી ઉત્પન્ન થતી મુર્છા માટે એઓએ પણ ઘણું સાંભળ્યું હતું. મેં બધાને ધીરજ આપી કે પુષ્પોની આ નીશાનો એક રામબાણ ઉપાય મારી પાસે છે માટે બધાએ બેફીકર મારી સાથે આવવું. મારી ખાતરી આપનારી જોરાવર સૂચનાથી બધા પંવાલીને રસ્તે કેદાર આવવા તૈયાર થયા. જો અમે આ ટુંકે રસ્તે કેદારનાથ જઇએ નહિ તો, કેદારજીનો પટ બંધ થઇ જાય. બધાની ભારે ખુશાળી વચ્ચે અમે “જય કેદાર, જય ગંગે, જય બદરી વિશાળ” વગેરે જય ઘોષ પુકારી ભટવાડીથી નીકળ્યા.

### બુઢા કેદાર

ખરેજ માર્ગ મુશ્કેલ જણાયો. સડક તો હતીજ નહિ. પગ રસ્તો અનેક ફાંટાઓથી ભરપૂર હતો, કઇ શાખા પકડવી તે માટે વારંવાર સંદેહ પેદા હતો. રસ્તે કોઇ પહાડી મળતા ન હતા કે તેઓને પૂછીએ. માઇલો સુધી ચાલતાં કોઇ ગામ નહિ જણાવાથી ભય લાગતો હતો કે રખે વાટ ભૂલ્યા હોઇએ. અધુરાંમાં પૂરૂં પગે જોંક એટલે જળો (leech) તો એટલી વળગતી કે પગો લોહી છટ થઇ જતા. ઉઘાડે પગે ચાલનારાઓને તો આ ખાસ પીડા સમાન થઇ પડી અને પંડીત તીવારીજીની માન્યતા એવી હતી કે યાત્રા તો ઉઘાડે પગેજ કરવી યોગ્ય ગણાય. મારા પગમાં જોડા હતા છતાં મને પણ પાંચ સાત વખત જળો વળગી હતી.

પીંજેલું ઉન લગાડવાથી લોહી બંધ થતું. વળી કેટલીક જગાએ તો નદીમાંથી ઘુંટણ અને જાંગપૂર પાણીમાંથી ચાલી જવું પડતું. ચીકણા પત્થરો અમને વગર ઇચ્છાએ પણ બરફનાં ઠંડાં પાણીનું કપડાં સાથનું સ્નાન કરાવતા, રસ્તેની ધર્મશાળાઓ ખાલી થઇ ગઇ હતી અને મોદીની દુકાન ઉઠી જવે અમારી પૂરીજ ફજેતી થતી. સારીસૌર અને સાલુ ગુફા નામનાં બે ખાલી ગામડાં પસાર કર્યાં. હવે ધીમે ધીમે વરસાદ શરૂ થયો. મહા મુશ્કેલીના યાદગાર બે લાંબા દિવસો પૂરા કરી, આખરે અમે બુઢ્ઢાકેદાર આવી છૂટકારાનો દમ ખેંચ્યો. ચઢાઇ, ઉતરાઇ, જંગળ, જળો, વરસાદ અને અપવાસથી કંટાળી, પંડીત તીવારીજીની પૂજાપાત્રી માટે એક દિવસ બુઢ્ઢાકેદારમાં રહી પડવાની સૂચનાને અમે આવકાર સાથે વધાવી લીધી.

આશ્ચર્ય મળવા ઉપરાંત બીજો ફાયદો એ થયો કે અમારા સંઘમાં ત્રણ જવાન હિમની સાધુઓની વૃદ્ધિ થઇ. આ સાધુઓ ગયનાનીનો ઝુલતો પૂલ તૂટી જવે ત્યાં રોકાઇ ન રહેતાં પહાડોનાં શિખરો વટાવી અમારા કરતાં વધુ કષ્ટ અનુભવી ભટવાડી આવ્યા હતા. ત્યાંથી અમારા આગળ વધવાની ખબર મળવે આ પથ્થા વૈરાગીઓએ ડબલ માર્ચ કરી અમને બુઢ્ઢાકેદારમાં પકડી પાડયા. આથી તેમને તેમજ અમને બહુ ખુશાલી લાગી. બુઢ્ઢાકેદારથી ત્રીજુગીનારાયણ જવાનો ૪૦-૪૫ માઇલનો રસ્તો સૌથી ભારી ગણાતો હતો.

## દિવ્ય ફુલવાડી

સવારના પહોરમાં અમે નવ યાત્રીઓ કમર કસી બાહેર પડયા. એક વૃદ્ધ બ્રાહ્મણે અમને આશીષ દઇ સફળ સફર ઇચ્છી. જંગલનો રસ્તો ખરેજ અલૌકિક જણાયો. શી સુંદરતા! કેવી પ્રૌઢતા! મહાન ગાંભિર્ય અને ગૌરવ! જાણે બહેસ્તનો બાગ! સ્વર્ગની ફુલવાડીની કલ્પના આના કરતાં વધુ ખુબસુરત હોઇ શકે નહિ. હાં કાંઇ ફુલ તો કાંઇ ફુલ, તો કાંઇ ફુલ, કે જેનો પારજ નહિ. આખા આખા પહાડો ભરીને માઇલો સુધી બસ ફુલોની ચાદરજ ચાદર! તરેહવાર રંગ, તરેહવાર આકાર, અને સુવાસનું તો પૂછવુંજ શું? આ તિક્ષણ સોડમથી માણસોને ઘેન ચઢે, મુર્છા આવે તો કાંઇ નવાઇ !

પુષ્પોના પમરાતની આ નીશાના ઉપાય તરીકે સુકા "ખુમાની" જંગલી જરદાળુ, જે સ્વાદમાં ખાટાં હોય છે તે મોહમાં રાખી ચૂસવા મેં બધાને ખુબ ખાતરીથી સૂચવ્યું. આ તુરકામાં શ્રદ્ધા રાખી બધાએ પંવાલીનો પહાડ આસાનીથી પસાર કર્યો.

રસ્તે રાત રાતના અમને ઘણીજ અડચણ ભોગવવી પડતી હતી. ધર્મશાળાઓ ખાલી પડી હતી. તેનાં છાપરાંના વાંસા લોકો ચોરી ગયા હતાં. જેથી અંદર પુષ્કળ ભીનાશ હતો, અને વળી બકરાં મેંઢાંની જમા થયલી ભીની લીંડમાંથી નીકળતી 'ઍમોન્યા ગૅસ' નાકમાં એવો ઝણઝણાટ પેદા કરતી કે બધા કહેતા કે કેદાર યાત્રામાં સવારના સ્વર્ગ અને રાતના નર્ક મળે છે.

મારો સાથી રામજી પોતે પહાડી હોવાથી આવા સંજોગોમાં કેમ કામ લેવું તે જાણતો હતો. તેણે તો ધર્મશાળાનાં બારણા નકુચામાંથી કાઢી લઇ જમીનપર પાટલા તરીકે સુવા પાંથર્યા. ત્યાંથી ત્યાંથી સુકાં લાકડાં પણ તે શોધી લાવ્યો. વૈરાગીઓ તો એક મોટું ઝાડનું થડજ ઘસડી લાવ્યા. આખી રાત અગ્નિ જળતો રાખી અમો ભજન કીર્તન અને વાતો કરવામાં ગાળી. આ પ્રમાણે અતિ કષ્ટના ત્રણ દિવસો પણ વહી ગયા, અને સુખરૂપ ત્રીજુગીનારાયણ આવી પહોંચ્યા.

## ત્રીજુગીનારાયણ

દંતકથા છે કે હિમાચળ રાજાની પુત્રી પારવતીજીનાં લગ્ન સત્ય યુગમાં શીવજી સાથ આ સ્થળે થયાં હતાં અને તે સમયથી યજ્ઞકુંડમાં જે અગ્નિ જારી કરવામાં આવ્યો હતો તે છેલ્લાં ત્રણ યુગ થયાં હજી પ્રજલ્લિત છે. આ ઉપરથી આ સ્થાનનું નામ ત્રીયુગીનારાયણ પડયું. આ **અખંડ રોશન** આતશની રાખોડી કપાળે લગાડવામાં પારસીઓની જેમ હિંદુઓ પણ મોટું પૂન્ય માને છે.

## ઇરાનથી બોલાવેલા અગ્નિ ઉપાસકો.

કહે છે કે અગ્નિ ઉપાસના કરવાનો અધિકાર હિંદુઓને નથી. ભવિષ્ય પૂરાણમાં એવી કથા છે કે દુર્વાસા ઋષિના શ્રાપથી શ્રી કૃષ્ણના પુત્ર સમળને કોઢ થઇ આવ્યો. આના ઉપાય તરીકે નારદ મુનીએ, કૃપા કરી સૂર્ય ઉપાસના ફરમાવી. પરિણામે તે સાજો થયો અને તેનાં સ્મરણોત્સવમાં તેણે

એક અતિ સુંદર સૂર્ય મંદીર બંધાવ્યું. પણ આ મંદીરમાં કામ કરવા કોઇ પણ બ્રાહ્મણ તૈયાર થયો નહિ. કારણ કે હિંદુ બ્રાહ્મણોને સૂર્ય તથા અગ્નિ ઉપાસના તથા દેવ દ્રવ્ય પરિગ્રહ કરવાનો અધિકાર નથી. આ હક ખાસ સૂર્યની પુત્રી નિક્ષુમાના ગર્ભથી પેદા થયલા "મગ"ને મળ્યો છે. આ "મગ" લોક (Magii) ઉત્તમ દ્વિજ છે. તેઓ જ્ઞાનવેત્તા અને કર્મયોગી ઋષિઓ છે, તેઓ મૌનવ્રતધારી અને કમર પર અવ્યંડ (કુરતી) ધારણ કરનારા છે. આ પવિત્ર પુરૂષોનેજ સૂર્યોપાસના તથા દેવદ્રવ્ય ગ્રહણ કરવાનો-ઇશ્વરી ઇજારો છે. આ કારણસર મજકુર સૂર્ય મંદીરની પૂજા માટે ઇરાન દેશથી આ અગ્નિ આરાધના કરનારાઓને બોલાવી તેઓને મુલતાન નજદીક લાવી વસાવ્યા. આ ઇરાની પૂજારીઓ પાછળથી હિંદુઓ સાથે ભળી ગયા અને આજે પણ મગ બ્રાહ્મણ તરીકે જાણીતા છે. પંડીત તીવારીજીએ આ કથા સંભળાવી ત્રીજુગીનારાયણના પંડા બ્રાહ્મણોમાં મારી અગત્યતા વધારી મેલી.

ત્યાંથી અમો ગૌરીકુંડ તરફ આગળ વધ્યા. ત્યાં મંદાકીની નદીની સાંકડી ખીણ શરૂ થાય છે. આટલા દિવસો થયા અમને સંતોષકારક સ્નાન મળતું ન હતું. તેથી ગૌરીકુંડના ખારા તથા ઉના પાણીના ઝરા બહુ આવકારદાયક જણાયા.

પહેલાં એક ખારાં પાણીના ઠંડા કુંડમાં અમો સઘળાએ સ્નાન કર્યું. હિમાલયમાં ક્ષારવાળો કુંડ એક અજાયબી જેવો લાગ્યો. આ પાણી ઔષધિ ગુણો ધરાવતું કહેવાય છે. સ્નાન કરી ભીનાં શરીરે ત્યાંથી આશરે ૧૦૦ વારને છેટે ગરમ પાણીનો ગંધકી ઝરો છે ત્યાં જઇ પાછું ન્હાવું એવી વિધિ છે. આ ઉષ્ણ કુંડ એટલો ઉનો હતો કે તેમાં ઉતરી ન્હાવાની અમે હિંમત કીધી નહિ પણ અંદરથી લોટે લોટે પાણી કાઢી ન્હાયા.

## એક સ્કુલ ઇન્સ્પેક્ટર સાથે મૈત્રિ.

મી. ગોકુળદેવ નૈથનિ B.A., નામના ઘરવાલની સરકારી સ્કુલોના ઇન્સ્પેક્ટર મને ધર્મશાળાપર મળવા આવ્યા. આ જવાન બ્રાહ્મણ મધ્યમ વિચારના અને ધર્મી હતા. ત્રીજુગીનારાયણની સ્કુલ તપાસી આવ્યા હતા અને હવે રામપુર જતા હતા. મારી શોધ અને મુસાફરીનું વર્ણન સાંભળી એમને રસ પડયો અને જીજ્ઞાસા વધી અને ગુપ્ત કાશી સુધી મને પોતાનો મહેમાન બનાવ્યો.

"આ ઉનાં કુંડમાં ગૌરી પારવતિજી નાહ્યાં હતાં તેથી એનું નામ ગૌરીકુંડ પડયું. આ કુંડની ઉષ્ણતા ૭૫ થી ૧૨૫ ડીગ્રી (સેન્ટીગ્રેડ) રહે છે. ચામડીના રોગનો આ અકસીર રામબાણ ઇલાજ છે..." વગેરે બાતમી ગોકુલદેવે આપી. બીજી સવારે ગોકુલદેવ, ત્રીજુગીનારાયણની સ્કુલના શિક્ષક, ત્રણ કુલીઓ અને હું કેદારનાથ જવા માટે ઉપડયા. ગૌરીકુંડથી ૧૧ માઇલનો રસ્તો હતો પણ ચાલુ ચઢાવ હતો. કેદારનાથની શીમાની બાહેર એક ખાંભ હતો. આનું નામ **ચીરવાસ ભૈરવ** હતું. ત્યાં સઘળા યાત્રીઓ પોતાના કપડાંની એક ચીર ફાડીને ખાંભને બાંધતા. આ સ્તંભ તરેહવાર રંગનાં કપડાંનાં ચિથરાંથી ભરાઇ ગયો હતો. એવી માન્યતા છે કે જો આ નિશાણ બાંધવામાં નહિ આવે તો યાત્રાનું સઘળું શુભ ફળ ભૈરવજીને મળે અને યાત્રા મિથ્યા ગણાય. પંડિત ગોકુળદેવે સમજાવ્યું કે સમાજમાં ઝગડાઓનું મુખ્ય મૂળ (a false sense of possession and ownership) 'મારૂં મારૂં' કરનારૂં મમત્વ છે. આ પ્રેરણા ઓછી કરવા સ્વભોગની ફિલસુફી લોકને આપવામાં આવી છે. હિમાલયમાં બધાંને કપડાં એક ઘણી પ્રીય વસ્તુ છે અને આ પ્રીય વસ્તુથી ખુશીથી છૂટા પડવું એ બલીદાન છે. આમ સમજાવી ગોકુલદેવે પોતાનો રૂમાલ ફાડીને એક ચીર ભૈરવ સ્તંભને અર્પણ કીધી. દેખાદેખીને કારણે હું પણ એક ચીરથી છૂટો પડયો.

ઉચાણ હોવાને સબબે બબ્બે ત્રણ ત્રણ માઇલે ઉતારાનાં સ્થાન આવતાં. ભીમગોડા છોડયું પછી રામાવાડા પહોંચ્યા. ત્યાં વર્ણશંકર ભૂટયા લોકોની છાવણી હતી. એઓ પાસ ઉની કાપડ, કામળીઓ, અને ટીબેટની તથા હિમાલયની જડી બુટી હોય છે. આરછા, ફરણ, ચોરા, જટામાસી, કડુઇ, ઝેરઅમોરા ભૂતકેસ, શીલાજીત, હીંગ વગેરે અનેક ઔષધિ નજીવાં દામે વેચે છે. આ ભૂટયાઓની શીલાજીત કાચી હોય છે. વૈદ લોક શીલાજીત લઇ ગૌમુત્ર તથા સૂર્યતાપથી શુધ્ધ કરે છે.

સેવટનો પડાવ **દેવદેખણી** હતો. ત્યાં સૌએ પકાવીને ખાઇ લીધું. કારણ કેદાર ક્ષેત્રમાં પહેલી રાત્ર અપવાસ પાળવામાં મોટું પૂણ્ય મનાય છે. આમ કરતાં અમો આસરે ૪-૫ વાગે ખુદ કેદારનાથ આવી પહોંચ્યા. દેવદેખણીથી કેદારનાથ સુધીનો દેખાવ અતિશય રમણિક અને મનોરંજક

હતો. આ ભવ્ય દૃષ્ય તરેહવાર સુંદર ભાવોને જન્મ આપતું. વાહવાહ! આહ આફરીન! Beauty! વગેરે પ્રશંસા દર્શક ઉદ્‌ગારો સહજ નીકળતા. ભાવી યાત્રીઓ તો જાણે સાક્ષાત ઇશ્વરનાં દર્શન મેળવતા હોય તેમ આ શુદ્ધ સફેદ બરફના ગંજાવર પહાડને જોઇ ખુશાળીમાં જાણે ગાંડાંઘેલાં થઈ જતાં.

૧૧૭૫૦ ફીટની મહાન ઉંચાઇએ અમો પહોંચ્યા, અને અમે હજી તો મહાપંથ નામનાં શીખર (peak) ની તળેતીમાં હતા. મહાપંથનાં હિમક્ષેત્ર (glacier) માંથી મંદાગીની નદી જન્મ લે છે. જે શાખા નીચે ઉતરીને ગંગા નદીમાં મળી જાય છે. ગોકુળદેવ સરકારી અધિકારી પડયા એટલે કેદારનાથના પંડાઓએ અમને સૌથી સરસ મકાન સાફસુફ કરાવી આપ્યું. મોટી ભારે (૮-૯ રતલના વજનની) કંબળો અમારે માટે ઓઢવા પાંથરવા મોકલી. ધગધગતી ખુબારી (સઘડી)નું તાપણું સૌથી વધુ આવકારદાયક જણાયું.

કેદારનાથમાં એક ગામડું વસ્યું છે. જ્યાં દુકાનો, ધર્મશાળાઓ, પંડાઓનાં ઘરો અને મંદીરો તથા મઠો છે. વસ્તી માત્ર છ મહિનાજ રહે છે. શિયાળામાં સઘળા ઉખીમઠ જાય છે.

## શ્રી કેદારનાથનાં દર્શન.

ત્યાંનાં મંદીરનું (plinth) ભોંયતળ્યું બહુ પુરાણું જણાય છે. જ્યારે ઉપરનું (superstructure) મકાન નવી બાંધણીનું છે. અંદર હિંદુસ્થાનનાં બાર જ્યોતિર્લિંગમાનું એક છે. તે એક સ્વયંભૂ પીરામીડ જેવા આકારનો વાંકોચૂકો મોટો પત્થર ખડક છે. લાંબી કલ્પના દોરજો તો ભેંસની પીઠના ખુંધ આગળના ભાગ જેવો જણાય ખરો. ત્યાંના રાવળ (મહંત)ના મલબારી ચેલાઓ પૂજા આરતિ કરે છે. ઠંડી તો ત્યાં એટલી પડે છે કે ઉની કોટ પાટલુન પેહેરીને આ બ્રાહ્મણો આરતિ કરે છે જે ઘણું અસાધારણ જણાય છે. પૂજારીની આરતિ પૂરી થવે બધા યાત્રીઓએ હાથમાં છટાંક અર્ધો છટાંક જેટલી ઘીની મીણ જેવી કડક લેડકી લઇ તેને લિંગના ઉત્તર ભાગ તરફ ચોલી; પછી બે હાથે આલિંગન દઈ પોતાનાં ગાત્રો લિંગને અડકાડી સ્પર્શ કર્યા બાદ લિંગની તથા આખાં મંદીરની પ્રદક્ષિણા કીધી. ઉદક કુંડમાં આચમન, હંસ તીર્થમાં સ્નાન, દાન, તર્પણ, પિણ્ડ, શ્રાધ વગેરે કરી, ગંધ, અક્ષત, પુષ્પ

ધૂપ, દીપ વગેરે ભેટ મુકી. કોઇ કોઇ એક સો, એક હજાર યા એક લાખ કમળ ફુલ શીવજીને ચડાવવામાં મહા પુણ્ય માને છે. ત્યાં ખરાં જળ કમળ તો મળતાં નથી. પણ બીજીજ જાતનાં ફુલ, કે જેનો આકાર રહેજ કમળ જેવો જણાય છે, જેને કેદાર કમળ કહે છે, તે પહાડોમાંથી લાવી યાત્રીઓને આ પંડાઓ વેચે છે. આ બધી ક્રિયાઓ નજરે જોવા સારૂ મેં પણ સવાપાંચ રૂપીઆ ખરચ્યા અને બધી ક્રિયાઓમાંથી પસાર થયો. બધું તો મજાહતું લાગ્યું પણ સ્નાન તો ખરેજ સ્નાનના સમાચાર ગોકુળે એવું હતું, પણ હવે શરીર ટેવાયું હોવાથી પહેલાંના જેવી તકલીફ લાગી નહિ. રાતનાં ભૂખ્યા હતાં છતાં કેદારપુરીમાં ખાવું નહિ એવો ગોકુલદેવનો ધ્રુરાદો હતો તેથી મારા પણ તાસા સેકાયા. બીજે દિવસે પાછા જ્યોતિર્લિંગનાં દર્શન કરી અમે વિદાય થયા.

દેવદેખની આવીને ખુબ પેટ ભરીને જમ્યા. ત્યાંથી અમે રામપુર તરફનો રસ્તો પકડ્યો. રસ્તે જંગલમાં બરૂ (reeds) ના છોડ ઘણા મળ્યા. ગોકુલદેવે એક ભારો બરૂ નિશાળનાં છોકરાંઓ માટે કપાવી લીધાં.

ગોકુળદેવ સારી ઝડપથી ચાલી શકતા હોવાથી તથા રસ્તો ઢળાણવાળો હોવાથી અમે ડબલ માર્ચ કરી આજે સાડા અઢાર (૧૮॥) માઇલ કાપ્યા.

રામપુરથી એક માઇલ પર શિક્ષકો અને ગ્રામના અગ્ર જણો પંડીત ગોકુળદેવને એસ્તેકબાલ લેવા આવ્યા હતા. એમના સારૂ લાકડાં, દુધ, તરકારી, ચારપાઇ (પલંગ), સેતરંજી, ઉપરાંત નાચનારીઓ તથા સારંગીવાળાઓ પણ તૈયાર રાખ્યા હતા. પોલીસ ફોજદાર સાહેબે પણ ત્યાં મુકામ કર્યુ હતું, એટલે આ અમલદારોની બોલબાલાથી આખી રાત નાચ રંગમાં સહેજે પસાર થઇ ગઇ. કહે છે કે શ્રી કેદારનાથનાં દર્શન કરનારને તાત્કાળિક ફળ મળે છે. અમને પણ નાચ રંગનુ ભૂસ્વર્ગ પ્રાપ્ત થયું.

બીજે દિવસે પંડીતજીએ રામપુરની નિશાળ તપાસી. અમે ૧૧-૧૨ માઇલ પર આવેલાં ગુપ્તકાશી ગામમાં આવી પહોંચ્યા, અને અષ્ટવર્ગ કાર્યાલયમાં ઉતારો લીધો, આ ઔષધિ કાર્યાલયના વૈદરાજે આયુર્વેદનો ઉંડો અભ્યાસ કર્યો છે. એમણે ગુપ્ત કાશીને પોતાનું કેંદ્રસ્થાન બનાવ્યું છે. યોગ્ય મોસમમાં બરફવાળા પહાડોમાં જાતે જઇ જડી બુટ્ટીઓ ખણાવી લાવે છે. તેને સુકવે છે, શુદ્ધ કરે છે, તેમાંથી અનેક દવાઇ બનાવે છે. અને હિંદુસ્તાનની જાણીતી ઔષધશાળાઓને પુરી પાડે છે. બનારસ હીંદુ

યુનિવરસીટિની આયુર્વેદ શાખા તથા બીજા મ્હાન આયુર્વેદિક શાસ્ત્રિઓએ આ અષ્ટ વર્ગ કાર્યાલયના કામની ભારે પ્રશંસા કીધી છે. વૈદક શાસ્ત્રમાં દર્શાવેલી વનસ્પતિઓ ઓળખવાની એઓ સુંદર પ્રયત્ન કરી રહ્યા છે. હિંદુસ્તાનમાં શોધખોળ કરનારા વીરલાઓ થોડા છે. અને જે છે તેઓને ઘટતું ઉત્તેજન મળતું નથી.

ગુપ્ત કાશી નદીથી લગભગ ૮૦૦ ફીટ ઉંચે આવેલો એક પહાડી કસ્બો છે. ઉત્તર કાશી છોડયા પછી આ એક મોટો કસ્બો મળ્યો. ત્યાં તપાલ ઑફીસ, દવાખાનાં, નિશાળ વગેરે સંસ્થાઓ છે. નદીની સામે પાર ઉખી મઠ છે. આ સ્થાનનું નામ ગુપ્ત કાશી પડવાનું કારણ એવું કહેવાય છે છે કે મહાદેવને ખુશ કરવા ખુદ દેવતાઓએ ત્યાં છુપી રીતે તપ, જપ, પ્રાયશ્ચિત કર્યું હતું. કાશી બનારસની જેમ ત્યાં પણ મણિકરનીકા કુંડ છે, જ્યાં ખાસ સ્નાન થાય છે.

## મહારાષ્ટ્રના સખ-જડજ સાધુ.

પંડીત ગોકુલદેવ હવે પૌડી જનાર હોવાથી અમે છુટા પડયા મેં ઉખી મઠની ધર્મશાળામાં પડાવ નાખ્યો. એક મોદીને ત્યાં રીધું સામાન અપાવવા હું રામજી સાથ ગયો. ત્યાં એક કૌટક નજરે પડ્યું. એક અતિ કંગાળ દલીદ્રી ભિક્ષુક જેવો મેલો શખ્સ તે બણ્યાની દુકાનમાં અગ્ર સ્થાને બેઠો હતો. લોભી વાણ્યા આવા ફકીરડાઓને પોતાની દુકાન નજદીક ઉભા પણ રહેવા દેતા નથી, જયારે આ સાધુ એક મટોડીના રંગની લંગોટ અને મહાયુદ્ધ પછીનાં લીલાંઉમાં વેચાયલાં જુનાં લશકરી ગ્રે ફ્લેનલનાં શર્ટમાં સજ થયલા જણાયા. આ જોઇ મેં અનુમાન દોર્યું કે આ કોઇ કિંમતી માણસ હશે. મારી હમેશની રીત પ્રમાણે મેં તેમને પણ પ્રણામ દીધા. મેં દુકાનદારને પૂછયું, "આ સાધુ કોણ છે?" તેણે સીધો જવાબ વાળવાને બદલે ઉલટું મારી ઓળખ પૂછવા લાગ્યો. મેં ટુંકમાં સાચી ઓળખ આપી. અમે જોઇતો સામાન ખરીદી બાજુની ધર્મશાળા પર આવ્યા, પણ મારાં મનમાં પેલા કુવડ શખ્સ માટે ચટપટ થયા કીધી. મેં રામજીને પાછો દુકાનપર મોકલ્યો કે દુકાનદાર પાસથી કાંઇ વધુ બાતમી લાવે. ચતુર રામજીએ વાણ્યા સાથ તંબાકુની દોસ્તી માંડી અને પહાડી ભાષામાં વાતો કરી ખબર લાવ્યો કે, પેલો ભિખારી જેવો માણસ એક મહારાષ્ટ્રનો ભણેલો સાધુ હતો, અને બાજુના મઠમાં રહેતો

હતો. આ સાંભળી હું તે મરાઠી મહાત્માનાં દર્શને ગયો. તેમને પગે પડી પ્રાર્થના કીધી કે મહારાજે આજે મારી સાથે ભિક્ષા કરવી. મહારાજના હાથ ધ્રુજતા હતા અને મોહમાંથી લળ ગળતી હતી. મંદ અવાજે પૂછયું 'શું જમાડશો?' મેં મરાઠી ભાષામાં કહ્યું, 'આપની ઇચ્છા હોય તો ફક્કડ 'પીઠલો' બનાવું.' મહાત્માએ હા પાડી. મેં વાટેલું કોપરૂં વગેરે નાખીને ચણાના લોટનો સ્વાદિષ્ટ પીઠલો મારે હાથે બનાવ્યો, રામજીએ શીરો તથા પુરી પકાવી અને મહારાજને ભિક્ષા કરવા બોલાવ્યા. તેમણે મને પોતાની કુટીપર બોલાવ્યો. હું તેમનું તથા મારૂં જમવાનું લઇ ત્યાં ગયો. મહારાજે અચ્છી રૂચીથી ઇનસાફ આપ્યો. હવે મહારાજમાં જાણે તેજ આવી અને ઘણા ઉત્સાહથી વાતો કરવા લાગ્યા. એમનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન બહોળું જણાતું. પણ મને જે વાતે ખેંચાણ કર્યું તે એ હતું કે એઓ પાતનજલ યોગ દર્શનમાં નિપૂણ જણાતા. કાંઈ વ્યવહારૂ અનુભવ મેળવ્યો હોય એમ મને તે વેળા જણાયું.

વધુ વાત કરતાં માલમ પડયું કે એઓ મુંબઇ યુનિવરસિટિના M. A , LL. B. હતા. અને સબ જજ નો ઓધ્ધો ભોગવ્યો હતો. પાછળથી વૈરાગ ઉત્પન્ન થવે, એઓ સંસારી પ્રવૃતિ છોડીછાડી, હિમાલયમાં કાયમ નિવાસ કરી, આત્મોધ્ધાર કરવાની પ્રમાણિક પ્રયત્ન કરી રહ્યા હતા.

આવા પૂર્વ અને પશ્ચિમની ફીલસુફીથી પારંગત મહાત્માની સતસંગ મેં ચાહી પણ એમને મારી આજીજીભરી વિનંતિનો અસ્વિકાર એવું જણાવીને કર્યો, "હવે મારૂં મોત નજદીક આવ્યું છે. તમને અધુરૂં જ્ઞાન આપી પાછળથી ગુચવાડામાં ગોટાં ખાતો રહેવા દેવાનું ઇચ્છવા જોગ ધારતો નથી."

મેં કહ્યું, " 'Something is better than nothing' કાંઇ ન મળે તેના કરતાં થોડુંય મળે તે સારૂં. આ સિધ્ધાંતાનુસાર આપ થાય એટલી મારી રાહબરી કરો. પાછળથી મારાં ભાગ્યમાં હશે તો કોઇ બીજો માર્ગદર્શક પણ મળી જશે. માટે મને તમારી સાથ રહેવા દયો,"

હવે શરૂઆતમાંજ એમણે મારો પ્રોગ્રામ પૂછી લીધો હતો. જેમાં મેં જણાવ્યું હતું, સ્વામિ શંકરાનન્દે મને આ શિયાળો હિમાલયમાં નહિ ગુજારવાની સલાહ દીધી હતી, તેથી કેદાર બદરી થઇ નીચેના પ્રદેશમાં જવાનો વિચાર હતો."

મહાત્માજીએ આ સલાહને પુષ્ટિ આપી અને મારા અતિ આગ્રહ કરવાથી સલાહ આપી કે આવતી વસંત ઋતુમાં મારે કાશ્મીર જવું.

યોગાભ્યાસ માટે વધુ ઉંડાણમાં પૂછતાં મહાત્માએ જણાવ્યું. "લકડે કા લડુને નહિ ખાઇને પસતાવાના કરતાં ખાઇને પસતાવામાં બેવડી મજાહ મળે છે. યોગવિધાનો લોપ થઇ ગયો છે. યોગ દર્શનનાં સૂત્રો વ્યવ્હાર અભ્યાસ માટે સ્પષ્ટ અને વિગતવાર નથી."

ઉખીમઠથી અમે આગળ વધ્યા. ગણેશચટ્ટી, બ્રહ્મચટ્ટી અને દુર્ગાચટ્ટી છોડી 'ચોપતા' આવ્યા ત્યાં સુધી રસ્તો ઘીચ જંગલનો હતો. ત્યાં પણ વારંવાર પગે જળો વળગતી. પંડીત તિવારી તથા વૈરાગીઓ સર્વેએ ચોપતામાં પડાવ નાખ્યો. તુંગનાથ મહાદેવનું રામશિખર ત્યાંથી માત્ર ત્રણ ચાર માઇલને છેટે હતું. પણ ચઢાઇ ઘણી કડક હોવાને લીધે બધાએ હિંમત કીધી નહીં. કેદારબદરીની યાત્રામાં આ સૌથી ઉંચું સ્થાન હોવાને કારણે મારી ઘણી ઇચ્છા હતી. સુભાગ્યે રામજીએ પણ ઉલટ પકડી અને અમે બે જણા છેક અંધારૂં થવે તુંગનાથની ધર્મશાળા પર આવી ચઢયા. અમે બન્ને થાકીને લુસ થઇ ગયા હતા. સત્તર માઇલ ચાલ્યા તેમાં છેવટના ત્રણ માઇલે તો આખરજ આણી દીધી. વળી ઠંડી તો કહે જે મારૂં કામ! ત્યાંના પંડાએ અમારી સારી સ્વાગતા કીધી.

બીજી સવારે જલદી ઉઠી, અંગપર કામળો લપેટી હું એકલો રામશીખર જોવા ગયો. ૧૨૦૭૦ ફીટની તે ભવ્ય ઉંચાઇ! જાણે જગતના છાપરાંપર હું આવી ઉભો. તુંગનાથની ટેકરીનું ખાસ સૌંદર્ય અને ખેંચાણ એ છે કે તેની આસપાસ માઇલો સુધી વધુ ઉંચા શૃંગો નથી. આ કારણે જમનોત્રી, ગંગોત્રી, કેદારનાથ અને બદરીનારાયણના શીખરોનો પેનોરામા અતિ સુંદર રીતે આપણી નજર સામે પૂર ઠાઠથી રજુ થાય છે. ખરેજ આ એક (glorious sight) ભવ્ય દેખાવ હતો. આકાશને ચીરીને જાણે અંદર ઘુસી જતાં હોય એવા બરફનાં સફેદ શીખરોની એક (grand amphitheatre) મહાન રંગભૂમી વચ્ચે તમામ સાફ આસમાનમાં સૂર્ય નારાયણને, ખુરશેદ યઝદને, જન્મ લેતાં જોવાની મોજ ઘણીજ અસાધારણ અને અલૌકિક હતી. મનોવૃતિમાં કાંઇ નહિ વર્ણવી શકાય એવી ખુશાળી અને સાત્વિકતા વ્યાપી. ઉંચે, વધારે ઉંચે અને સાથી ઉંચે પહોંચવાની હરીફાઈ કરતી આ શ્વેત ટોંચો,

સૌથી બુલંદ શુધ્ધ સત્યને પહોંચવાની અંતર વૃત્તિને પોષણ આપતી. તા૦ ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૨૪ નો દિવસ મને અતિ બખ્તાવર જણાયો, સૃષ્ટિની ખરી સ્તુતી મેં આ દિવસે કીધી. શાંતિ, એકાગ્રતા, અત્યાનંદ અને જો કહી શકાય તો, એક પ્રકારની સહજ સમાધિ (ecstasy) મેં અનુભવી.

આ જાણે મારી યાત્રાનું તાત્કાળિક ફળ હતું. પૃથ્વિનાં એક સર્વોત્તમ, પ્રૌઢ, વિશાળ સ્થળની, સત્વગુણી શીતળ ભૂમીપર લોક જાય, કુદરતના સિદ્ધા, અમિશ્રિત સંબંધમાં આવી એ ઘડી સંસારની ચીંતા, જંજાળ ભુલી જાય અને ઉચ્ચ પ્રકારની નિર્દોષ મજાહ મેળવે એવા હેતુથી આ યાત્રા કરવાની રૂઢી લોકહિતકારી પુરૂષોએ સુચવી હોય એવું ભાષે છે.

તુંગનાથ તો છોડવાજ ગમ્યું નહિ, પણ બદરીનાથનો પટ હવે થોડાજ દિવસમાં બંધ થનાર હોવાથી, અમે તુંગનાથથી હવે નીચે ઉતર્યા. ભીમગોડા, પાંગરવાસા, મણ્ડળ નામનાં ગામો વટાવી ગોપેશ્વર આવી પુગ્યા. વરસાદ શરૂ થયો હતો. માત્ર એક રાત્ર ત્યાં ગુજારી અમે બીજી સવારે આગળ વધ્યા.

ગોપેશ્વરથી લાલસાંગા (ચમોલી)નો રસ્તો વરસાદને કારણે જોખમભર્યો થઇ પડયો હતો. અનેક જગે રસ્તો ચીરાઇને ભાંગી ગયો હતો. અમારી નજરની સામે હજારો મણ માટી, મુરમ અને પાષાણો મોટા ગડગડાટ સમેત તુટી પડતાં. ખડકના એક ટુકડાએ તો લાલસાંગાના ઝુલતા પૂલનું ગાબડું કાઢયું હતું. ભીના તડબોલ હાલતમાં અમે ગામમાં પહોંચ્યા.

ચમોલી એક સુંદર પહાડી કસ્બો છે, ત્યાં તાર, ટપાલ, હૉસ્પીટલ, નિશાળ, કચેરી વગેરે સગવડ છે. છેલ્લા બે દિવસના ભારે વરસાદથી હરદવાર, રિષિકેશ વગેરે સ્થળો ગંગાની ભયાનક રેલથી ધોવાઇ જવાનો તાર સમાચાર મળ્યા. કહે છે કે ૨૦૦-૩૦૦ સાધુઓ પૂરમાં તણાઇ ગયા છે. લાલસાંગા ઘણું ઉંચાણ પર હોવાથી ત્યાં રેલ માલમ પડતી ન હતી.

## એક દાની (!) દીગંબર.

આ બાબાજી સાવ નગ્ન હાલતમાં કુદરતી સ્વરૂપે રહેતા. વરસાદનું જોર વધુ હોવાથી બાબાજીએ અમને બેચાર દિવસ એમની સતસંગમાં (!) તોડી પાડવાનો આગ્રહ કર્યો, જે અમે ઉપકાર સાથે સ્વિકાર્યો. મેં એમની સાથ મીઠાશથી મળી જઇ ધીરે ધીરે એમનો ગર લીધો. પરિણામે નગ્ન-

પણાની ફીલસુફી અને તેનું કેટલુંક ગુપ્ત રહસ્ય જાણવાનું મળ્યું. હિંદુ સમાજમાં દીગમ્બર રહી શકનાર સાધુની બહુ મોટી પ્રતિષ્ઠા હોય છે, તેથી અનેક પ્રકારની ઔષધી, આસનો અને મુદ્રાઓનો અભ્યાસ (practice) વગેરે તરેહવાર પ્રયોગોનું આ નાગા સંપ્રદાયની જમાતમાં એક શાસ્ત્ર છે. કહોની કે The cult of Nudity આ સાધુઓએ પોતાના ધંધાની થાપણ તરીકે અચ્છું ખીલવ્યું છે.

આ કહેવાતા જીતેન્દ્રિઓ પણ વ્યભિચાર અને અનીતિથી બચેલા નથી," એમ ખુદ આ બાબાજીને મોઢે સાંભળી હું અજાયબી પામ્યો નહિ. પણ મજાહ તો એ હતી કે આ ત્યાગી તપસ્વીઓ પોતાના દુરાચારનો બચાવ શાસ્ત્રોને આધારે વાકચાતુરીથી કરતા હતા. આ દીગમ્બર બાબાના એ મુખ્ય મુદ્રાલેખ હતા. 'અનાસુરતી કરમ ફલ" એટલે આપસે આયાસો હલાલ અને 'વીર્ય દાનં મહા દાનં' સૌથી મોટું દાન તે વીર્ય દાન છે. આ બાબાજી ગુજરાત, રજપુતાણા, મારવાડ વગેરે પ્રદેશમાં બહુ પુંજાય છે.

## હિમાલયની મુશકેલીઓ.

વરસાદ રહેજ નરમ પડવે અમે લાલસાંગાથી આગળ વધ્યા. ચોમાસાંના હિમાલયની મુસાફરીની મુશકેલીઓનો ખરો અનુભવ તો હવેજ થવા લાગ્યો. અમે કોઇ ઠેકાણે સાબુ જેવી ચીકણી મટોડી પરથી લપસી ભોંય માપતા, તો કોઇ ઠેકાણે ઢળાણવાલા ભાંગેલા રસ્તાની ઢીલી મટોડીમાંથી ઉંચે દમે પગલાં ભરતા. તો વળી કોઇ જગે ફીણ ફીણ થતા ઝરાનાં જાંગપુર પાણીમાં પગ મેલતા યાત્રીઓ બદરી વિશાળની સહાયતા યાચતાં. બરફાની જળના ઝડપી પ્રવાહ સામે અકડી ગયલા અંગોની પત્થરો સાથની ટક્કર ખરેજ દયાજનક દેખાવ રજુ કરતો.

## પાતાળ ગંગા

આગળ તો બધા યાત્રીઓનું ગાડુંજ અટકયું. કારણ કે ઉપરથી પડેલાં અને હજી પડતાં માટી મુરમે રસ્તો તદન બંધ કરી દીધો હતો. હેઠ નીચી ઉંડી ખીણમાં પાતાળ ગંગા તરફ નજર કરો તો જાણે ચક્કર આવી જાય અને જો ગબડયા તો ખરેજ કાયમનો પાતાળવાસ

પામ્યે. આગળ વધવું અસંભવ જણાવે અમો સઘળાં પાછા ફર્યાં અને ગામમાં રાતવાસો કીધો.

બીજી સવારે અમોએ વિચાર કર્યો કે બાજુના પહાડને મથાળે થઇને આગળ વધવું. આ માર્ગ પણ વરસાદને લીધે સુલભ ન હતો, છતાં સડક જેવો અસંભવ જણાતો ન હતો. અમે ઉપડયા પણ સારે નસીબે P. W. D. ના ઓવરસીયર મી. પુર્ણાનન્દ સવખતે અમારી સહાયે આવ્યા. તેમણે અમને સમજાવ્યું કે સડક ઓળંગવી અસંભવ નથી. ઉલટું પહાડની ટોંચના રસ્તા કરતાં વધુ સહેલ છે. ઢીલી ભીનાશવાલી માટીના ઢળાણુપર ચાલવું યા ઉતરવું મુશકેળ યા જોખમભર્યું છેજ નહિ. આમ કહી પોતે ધડધડ એડી દબાવી નીચે પાંચ પંદર ફીટ ઉતરી ગયા. આ સિધ્ધાંત મારાં ધ્યાનમાં ઝટ આવ્યો અને હું નિર્ભય બન્યો. અર્ધા કલાકમાં તો અમો સઘળા યાત્રીઓ સહીસલામત પાતાળ ગંગાની સડક વટાવી ગયા.

હવે અમે (forced march) ઝડપથી કુચ કરી જોષિમઠ પુગ્યા. ત્યાંથી વિષ્ણુ ગંગા, પાંડુ કેશ્વર, હનુમાન ચટ્ટી, કંચન-ગંગા વગેરે ધડધડાટ પસાર કરી અમે આખરે બંદરીનાથ આવી પહોંચ્યા. તરેહ તરેહની મુશકેલી અને આફતો વચ્ચેથી સુખરૂપ બદરીધામ આવી પુગવા માટે અમો ઘણા ખુશાલીમાં આવી ગયા. મારો સાથી રામજી તો

"પવન મંદ શીતળ સુગંધ હેમ મંદીરં ।

... ... ... ...

... ... ... ...

શ્રી બદરી નાથજી વિશંભરં ॥"

ની જાણીતી સ્તુતિ ગાવા મંડી ગયો.

## શ્રી બદરી નારાયણનાં દર્શન.

બદરી નારાયણનું દેહરું, સમુદ્રની સપાટીથી ૧૦,૩૦૦ ફીટની ઉંચાઇ પર, **'નર અને નારાયણ'** નામના બે, ૧૮-૨૦ હજાર ફીટ ઉંચા હિમાચ્છાદિત પર્વતોની વચ્ચે, અલકનન્દા નદીને જમણે કીનારે આવેલું છે. ઉત્તરા ખંડનું સૌથી અગત્યનું પવિત્ર ધામ લેખાય છે, ત્યાં, દર વર્ષે, સરાસરી ૫૦,૦૦૦ યાત્રીઓ હિંદુસ્તાનના સર્વ

ભાગોમાંથી દર્શને આવે છે. બદરીનાથ હરદ્વારથી લગભગ ૨૦૦ માઈલને છેટે છે. આખો રસ્તો સુંદર, ઉતારાની સગવડવાળો છે. ત્યાં તાર અને ટપાલની પણ સગવડ છે.

સવારે અમે તપ્ત કુંડમાં નાહવા ગયા. પહાડનાં પેટાંમાંથી ઉનાં ખળખળતાં ગંધકી પાણીનો ઝરો એક ગૌમુખી નળ મારફતે કુંડમાં પડે છે. તેને સ્નાનને લાયકનું બનાવવા બરફાની પહાડપરથી નીકળતા ઠંડા પ્રવાહનો એક બીજો નળ રાખ્યો છે. દિવસો સુધીનાં અતિ ઠંડાં પાણીનાં અધુરાં સ્નાનથી કંટાળેલાં શરીરને આ તપ્ત કુંડનું અંઘોળ અતિ આવકારદાયક હતું. આ હુંફાળા કુંડમાં દશ પંદર મિનિટ માછલીની માફક તરવાની બહુ મજાહ પડી. અમારી સઘળી થાક ઉતરી ગઇ. આજે અમે બહુ ખુશ મિજાજમાં હતા. અમારી લાંબા વખતની મુરાદ હાંસલ થઇ હતી. સુખરૂપ સફળ યાત્રા માટે અમે શુક્ર કર્યા.

સ્નાન પછી અમે મંદીરમાં ગયા. આ પહાડી દેવસ્થાન શ્રી આદિ શંકરાચાર્યે સજીવન કર્યું કહેવાય છે. ત્યાંના રાવળ દક્ષિણી બ્રાહ્મણ હોય છે, આ દેહરાંની વાર્ષિક આમદાની લખ્ખોથી ગણાય છે, મંદીરમાં નર, નારાયણ, કુબેર, નારદ, વગેરેની મૂર્તિઓ બીરાજે છે. ઠંડીની મોસમમાં આ દેવાળયની પૂજા જોષિમઠમાં થાય છે.

## એક સત્ય શોધક સાથ સતસંગ.

પ્રાકૃતિક સૃષ્ટિ શોભા અને પત્થર લાકડાંનાં દેવ દેહરાં નીહાળવામાં ઝાઝો વખત નહિ ગાળતાં, હું દર્શનિય સાધુ સંતોની શોધમાં રોકાયો. સ્થાનિક પંડાઓ બે વ્યક્તિઓ માટે આદરભાવથી ધ્યાન ખેંચતા. એક રામ શરીખ સીંહ, જેઓ ત્યાં 'માસ્તર સાહેબ'નાં સાદાં નામથી ઓળખાતા હતા. આ ગૃહસ્થ કલકત્તા યુનીવરસિટિના એક માજી (Research Scholar) શોધખોળ કરનારા પંડિત કહેવાતા. અલક-નંદાને સામે કીનારે હું એમનાં દર્શને ગયો. પહેલીજ નજરે આ પંડિત એક (Epicurean) શોખીન જણાયા. અંગ્રેજી ઢબનાં શોભીતી રીતે શીવાયલાં ઉની કોટ, પાટલુનમાં સજ થયલા હતા. પગમાં પેટંટ લેધરનાં બુઝ અને માથું ઍલેકલાવા ટોપીથી ઢાણુગાયું હતું. આ કોઇ ત્યાગી તપસ્વી ન હતા. ઇંદ્રિય દમનની ફીલસુફીને હસી કાઢનારા હતા. એમના ઓરડામા 'સુટકેસ, થરમોમિટર, બૅરોમિટર,' અંગ્રેજી,

સંસ્કૃત, બંગાળી પુસ્તકો, કૅમ્પ કૉટ, વગેરે આધુનિક સુખ સગવડનાં સાધનો નજરે પડતાં.

મને બહુ પ્રેમથી આવકાર આપ્યો તથા સ્વાદિષ્ટ ગરમ કૉફી પાઇ. પછી ચાલુ વર્ષમાં પોતે સાધુઓની એક ટોળી લઇ કૈલાશ–માનસરોવર જઇ આવ્યા હતા તેની રસરસતી વાતો કીધી. પેલા રાજકુંવર સન્યાસી સ્વામિ જ્ઞાનાનન્દને પણ એઓ પોતાની સાથે લઇ ગયા હતા. જ્ઞાનાનન્દ માટે એમના વિચારો બીજાઓના જેવા અતિશયોક્તિ ભર્યાં ન હતા. "જ્ઞાનાનન્દ ડોળ ઘાલુ છે. એમનામાં જ્ઞાનનું ઉંડાપણું (depth) નથી. ઉંચ કુળનો જન્મ એ એમની મોટામાં મોટી થાપણ છે. એમનો સમાધિનો દાવો પોકળ અને મિથ્યા છે. એમનામાં શોધક બુદ્ધિ, વિચારની સ્વતંત્રતા (originality) અને ખરી વિદ્વતા નથી, એમના ગુરૂ પણ એટલાંજ છાળકાં પાણીમાં ગોટાં મારે છે."

માસ્તર સાહેબ સાચા યોગીની શોધમાં છે. આજના હૈયાત યોગીઓથી એઓ નિરાશ બન્યા છે. (A modern mind) એક અર્વાચીન મગજને સંતોષ આપે, તેની શંકાઓનું સમાધાન કરે એવા એક પણ યોગી સાથ એમને હજી પરિચય થયો નથી, પાતન્જલ યોગ દર્શન અને હઠ યોગ પ્રદિપિકા પર એમની અને મારી શંકાઓ એકજ પ્રકારની હતી. એઓ માનતા કે આ યોગ શાસ્ત્રો ખરાં છે, પણ તેને વ્યહવારૂ રીતે જાણનાર કોઇ રહ્યું નથી. હું એટલું નક્કીપણે હજી કહી શકતો નથી, માસ્તર સાહેબની શોધ (leisurely) ધીમી અને અગવડ હાડમારીથી નિરાળી છે. એમને મીત્રો તરફથી પૈસા અને સાધનોની ભરચક મદદ મળે છે. એમનું વાંચન બહોળું છે પણ અનુભવ ઓછો છે.

## સાધુ પરશરામ.

બીજા પ્રખ્યાત સાધુ પરશરામ હતા. એઓ હમેશાં હાથમાં 'પરશી' નામનું એક કુહાડી જેવું હથ્યાર રાખતા હતા. મૌની હતા, તંદરોસ્ત અને મજબુત બાંધાના હતા. મેં સવાલ પૂછ્યો, "મનુષ્ય કોણ છે?" પરશરામે ધુળપર આંગળી ફેરવી બાળબોધમાં લખ્યું, "આત્મા."

મેં ફરી પૂછ્યું, "મનુષ્યનું આ જન્મમાં કર્તવ્ય શું છે?"

જવાબ લખ્યો, "દૈવી સંપત્તિ ગ્રહણ કરવી અને આસુરી સંપત્તિનો ત્યાંગ કરવો."

સંવાદ આગળ વધે તે આગમજ એઓશ્રી એકદમ (unceremoniously) ઉઠી પોતાની કુટીમાં ચાલી ગયા. અંદરથી પ્રસાદ લાવી આપી, આશીર્વાદ દઇ પાછા કુટીમાં ચાલી ગયા.

એ ત્રણ બીજા સાધુઓનાં દર્શન કરી હું પાછો પેળે પાર આવ્યો.

હવા ઠંડી પુશ્કળ હતી, બજાર પોણી ઉપર ઉઠી ગઇ હતી, સીધુ સામાન ઘણો મોંઘો હતો. તાપણું કરવા લાકડાં મુશકેલીથી મળતાં, વળી ગંગાનદીની રેલના સમાચાર સાંભળ્યા હતા, ત્યારથી રામજી સહીસલામત ઘરે જલદીથી પહોંચવા વધુ ઇન્તેજાર બન્યો હતો, તેથી માત્ર એ રાત્ર બદરી વાસ કરી અમે ઝડપથી નીચે ઉતર્યા.

## હું મરતાને (!) જીવતો કરૂં છું.

આજ કાલ મારૂં ઉંટવૈદ્દું અચ્છું ચાલતું હતું. ભૂટયાઓ પાસથી તથા ગુપ્તકાશીવાલા વૈદરાજ પાસથી અનેક જડીબુટી મેં લઇ રાખી હતી. બદરીનાથથી પાછા ફરતાં એક સવારે અમે જોષિમઠમાંથી પસાર થઇ જતા હતા. બજારમાં એક સોનીની દુકાનપર પાંચ પંદર માણસો એકઠાં થયલાં જોઇ, મુસાફરોની જીજ્ઞાસાનુસાર, મેં પૂછપરછ કીધી. માલમ પડયું કે એક જવાન માણસ, કમ્મરમાં ભારી સૂળ મારી આવ્યાથી, મોત સમાન અકળાઝીક કરી રહ્યો હતો, રામજીએ પહાડી ભાષામાં સૂચના કરી કે આ મહાત્મા અચ્છા વૈદ છે. આ ઉપરથી શ્રધ્ધાળુ આર્ત લોકોએ મને ઉપચાર માટે આગ્રહ કર્યો, અને બીમારને પુકારીને કહ્યું, “જો આ મહારાજ આવ્યા.” મને જોતાં સમેતજ બીમારે તો મારા પગ જોરમાં ઝાલ્યા અને જીવપર આવીને પૂછવા લાગ્યો, “મહાત્માજી, હું મરી જઇશ કે જીવીશ?”

મેં તેને પૂર ગંભીરાઇથી ધીરો પડવા ફરમાવી, જોરભેર સૂચના દીધી, “તું બહુ ભાગ્યવાન છે, હું ખાસ તને બચાવવાજ લાં આવી પૂગો છું. જો તો ખરો, હું આજને આજ તુને ઘોડા જેવો સાજો બનાવી દઇશ.”

પછી મેં તેને ઉંધો ચત્તો કરી આમ તેમ તપાસ્યો, અને પછી જાણે શું એક (diagnosis) ચિકિત્સા કીધી હોય તેમ, આંબા હળદ અને રેવંચીનો શારો, રામજી પાસ ઘસાવી એક ચાંદીનાં ફુલ્યાંમાં ગરમ

ફરી ઉનોઉનોજ મારે હાથે પેલા બીમારને ચોપડયો, અને ખાતરી પર ખાતરી આપી કે તું સારો થશેજ, વધુ અસર ઉપજાવવા, અમે ઝટ ચાલુ મુકયું. કોઈને ઉપકાર માનવા દેવાની પણ ટેક આપી નહી.

## બાદશાહી બ્રહ્મચારી.

ત્યાંથી માઈલ દોઢ માઈલ પર બ્રહ્મચારી નર્મદાશંકર બાદશાહી ઠાઠથી રહેતા તેમનાં દર્શને હું ગયો. અમારો વિચાર જોષિમઠમાં રોકાવાનો ન હતો, તેથી રામજીને ટેકડીની નીચે સામાન સાથે રોકાવી હું બાબાને મળવા ગયો. મેં એમને કહ્યું, "ઉખીમઠવાલા નારાયણ સ્વામિએ મને તમારે માટે ખાસ ભલામણ કરી હતી તેથી તમારાં દર્શને આવ્યો છું." આ ઉપરથી નર્મદાશંકરે, મને ઘણો મમતાળુ આવકાર આપી આજનો દિવસ ત્યાં જ રહી જવા અત્યાગ્રહ કર્યો. રામજીને પણ ઉપર બોલાવી લીધો.

પેટ વેર ઉતરતી લાંબી ભરાવદાર દાઢી અને પછવાડે અંબોડા સાથના હોરેલા ચલકતા બાલ એઓશ્રીના ચ્હેરાની મુખ્ય અસકયામત હતી. અંગપર એક કિમતી ધોત્યું સજ્યું હતું, સુંદર રીતે કેળવેલાં વાઘનાં એક દમામદાર, મુલાયમ ચામડાંપર બ્રહ્મચારીજી મહારાજ બીરાજ્યા હતા.

એમનો બંગલો આખાં જોષિમઠની અતરાફમાં સૌથી સરસ હતો. ત્યાંથી ગોળ ફરતાં હિમક્ષેત્રોનો દેખાવ સૃષ્ટિની અનુપમ સૌંદર્યતા રજુ કરતો. બાબા પાસે બે મોટી કબાટો ભરીને આયુર્વેદિક દવાઈઓ હતી અને એક કુશળ વૈદ તરીકે એમની નામના ભારે હતી.

વળી બ્રહ્મચારીજીએ ભગવદ્ ગીતાની એક વિસતૃત ટીકા પણ પ્રગટ કરી છે. ગુજરાત, કાઠયાવાડ, અને મારવાડમાં એમની પ્રતિષ્ઠા એટલી ભારે છે કે જયારે એઓ પોતાના યજમાનોને દર્શન લાભ આપે છે ત્યારે લોકો વાજતે ગાજતે પાળખીમાં બેસાડી, મહારાજને સરઘસ રૂપે ફેરવી, પોતાનો આદર અને પૂજ્યભાવ પ્રદર્શિત કરે છે. ભકતો મહારાજનાં કોમળ જરૂર માટે તરેહ તરેહના સુકા મેવા, ભાતભાતના મુરબ્બા, જાતજાતનાં અથાણાં અને મોસમ મોસમની સુકવેલી તરકારીઓ, પોસ્ટ મારફતે ઠેઠ જોષિમઠ મોકલતા. આમાની અનેક વસ્તુઓ પીરસી બ્રહ્મચારીજીએ પોતાનો પ્રભાવ અમને દેખાડયો.

"અંગ્રેજી ભણેલા ગુજરાત દેશના એક મહાત્મા આવ્યા છે," એમ જણાવી, સ્થાનિક ડેપ્યુટી કલેક્ટર, ડૉક્ટર, સ્કુલ તથા પોસ્ટ માસ્તર વગેરે શિક્ષિત શખ્સોને બ્રહ્મચારીજીએ સાંજને માટે આમંત્રણ મોકલ્યું. મહારાજ પોતે તો મ્લેચ્છ ભાષા જાણવી એ પાપ (!) છે એવું સમજતા હતા છતાં મને પહેલેથી સૂચવી રાખ્યું, "તમે અંગ્રેજીમાં ખુબ 'ગીટપીટ સૅાટપીટ' કરી અધિકારી વર્ગમાં સારો પ્રભાવ પાડી 'ભેખ' (સાધુ વેષ) ની કીર્તી વધારજો. મેં તમારી ખુબ વખાણ ગાઇ છે."

ચા, તાજી પોળી, સાર્યા અને મુરબ્બાને ઘટનો ઇન્સાફ આપી અમલદારો સાથ તત્વજ્ઞાનની ચર્ચા ચાલતી હતી, એટલામાં બે પહાડી સ્ત્રીઓ કપડાંથી ઢાંકેલી બે ઠાળ સાથે એક મર્દને લઇને આવી ચઢયાં અને મારે પગે પડવા લાગ્યાં. મેં ધાર્યું કે આ બીચારાં મને નર્મદાશંકર સમજી ભૂલ કરે છે. પણ તેઓ સર્વને સંબોધી કહેવા લાગ્યાં કે આ મહાત્માએ આજે અમારા મર્દને જીવતદાન આપ્યું છે કરી સવારના મારા ચમત્કારની વાત કહી સંભળાવી.

બીના એમ બની હતી કે મેં રામજીને બજારમાંથી સાબુ લાવવા મોકલ્યો હતો. પક્કા રામજીએ પેલા બીમાર સોનાર પાસે કાંઇ બક્ષીશ મેળવવાની ગણત્રી કીધી હતી. જેથી તેમને મળી ખબર અંતર પૂછી. "સ્વામીજી બહુ નિસ્પૃહિ છે. કોઇ પાસે કશું લેતા નથી." વગેરે સહરાબાત કીધી. આ કૃતજ્ઞી પહાડીઓએ રામજીને ભરપૂર તંબાકુ વગેરે ભેટ આપ્યાં અને મારે માટે લીલો તથા સુકો મેવો બે ઠાળી ભરીને લાવ્યાં હતાં.

નર્મદાશંકર, ડેપ્યુટી સાહેબ, વગેરે આ તમાશો જોઇજ રહ્યા. આ અણધારી ટકનો લાભ લઇ નર્મદાશંકરે મહાત્માઓનો મહિમા ગાયો. "જોયા આ પવિત્ર પુરૂષોના પ્રતાપ! જોયું આ યોગનું બળ! મહાત્માઓ શું નહિ કરી શકે. આહ ધન્ય છે, હજી હિંદમાં સામર્થ્યવાનોને અભાવ નથી. બીજનો નાશ નથી......"વગેરે વગેરે ઉદગારોથી પોતાની પણ અગત્યતા વધારી. અલબત મેં પણ તે દંભને પુષ્ટિજ આપી.

બધાના વિદાય થયા પછી, બ્રહ્મચારીજી, જેઓ પોતે એક કુશળ વૈદ હતા, તેઓએ પેલા સોનીના રોગ, તેની ચિકિત્સા, અને મેં અજમાવેલા ઇલાજ બાબે ચર્ચા ચલાવી. મેં સાચું જણાવ્યું અને (Suggestion power) સૂચના શક્તિની વાતો કહી. આવા આગન્તુક

(casual) પ્રસંગોમાં જો બીમારને શ્રદ્ધા બેસી ગઇ તો કેટલેક અંશે દર્દ તુર્ત વેળા તો દૂર થાય છે, પણ આ માનસિક ઉપાય કાંઇ બધાજ દાખલામાં, બધીજ બીમારીઓમાં અને બધી વખત સફળ થઇ શકતો નથી.

બ્રહ્મચારીજી બહુ ખુશ થયા અને રસ્તામાં વાપરવા માટે સુકા ભીંડા, ગુવારસીંગ, વગેરે તરકારી તથા અચાર, મુરબ્બો, વરી, પાપડ વગેરેનું એક બોચકું બાંધી આપ્યું.

## ગંગા મૈયાંનો કોપ.

જોષિમઠથી હવે અમે ઝડપે નીચે ઉતરવા માંડયું. ઓ ! ત્યાં તો સાક્ષાત જળપ્રલય જણાતો. પાણી એટલાં ઉંચાં ચઢી ગયાં હતાં કે ઉંચા ઝુળતા પૂલોને ભાંગી, તેના મોટા ટુકડા ૫૦૦-૭૦૦ ફીટને છેટે ઉડાડી મેલ્યા હતા. ગામડાંનાં ગામડાં આખાં ધોવાઇ ગયાં હતાં. પહાડો પરથી મોટા પત્થરો તુટીને પડતા તો જાણે મહાયુદ્ધનું તોપખાનું ફાટયું હોય એવી ગર્જના અને ધડાકા અને તેના પડઘાઓથી ખીણો ધમધમી રહી હતી. અમારા ચ્હેરા મોતની બીકથી ફીક્કા પડી ગયા હતા. હૃદય જોશભર ધડકતું. ભયને કારણે બધી ફીલસુફી વીસરાઇ ગઇ હતી. રોજના ૧૮-૨૦ અને એક દિવસ તો ત્રીસ માઇલ, જીવને મુઠ્ઠીમાં રાખીને, દાંતા પીસી પીસી અમે દોડમાર કુચ કીધી.

## રાજકુંવર સન્યાસી.

બદરીનારાયણ જતાં રસ્તે લાલ ઉનનાં ઘુંટણ સુધી ઉંચાં ટીબેટી બુટમાં સજ્જ થયલા, એક જવાન સાધુ મળ્યા. એમનો ચ્હેરો કુલીન જણાતો, નાકપર સોનેરી ફ્રેમનો ચસ્મો વિદ્વતાનો ભાવ આપતો. પાતળાં, કાળાં, ચપલ શરીરપર કાશાય (ભગવા રંગનું) વસ્ત્ર લપેટેલું હતું. અરસપરસ નમો નારાયણાય અને ક્ષેમકુશળ પૂછતાં મારી ખુશાલી વચ્ચે માલમ પડયું કે મુખવા ગામમાં જે રાજપુત્ર સાધુની અણહદ તારીફ સાંભળી હતી તે, **સ્વામી જ્ઞાનાનન્દ** આ જ સાધુ હતા. એમને મળવાની તીવ્ર ઇચ્છા હું મનમાં પોષતો હતો. એઓ પેલા દીગમ્બર સ્વામિ કૃષ્ણાશ્રમની જેમ સાવ નગ્ન હાલતમાં ધ્રાલી સામેના ગુફામાં અમુક મુદત રહ્યા હતા. અને હાલમાં બદરીનાથવાલા 'માસ્તર સાહેબ' રામશરીખસીંહ સાથે કૈલાશ—માનસ સરોવર જઇ આવ્યા

હતા. આ સાધુ ઉંચામાં ઉંચી નિર્બીજ સમાધી પ્રાપ્ત કરવાનો દાવો કરે છે. તીહરી રિયાસતના મહારાજા સાહેબ તથા ચીફ જજ મી૦ ગંગારામ એમને બહુ માનતા કહેવાય છે.

અલકનંન્દાના કહેરથી નાસી, ઉપર જણાવ્યું તેમ, અમે ઝડપી કુચ કરતા એક ગામમાં આવ્યા અને તપાસ કરવા લાગ્યા કે કયો રસ્તો સલામત છે, હરદ્વારનો યા રામનગરનો ? એટલામાં ઉત્તર કાશીના એક ઓળખીતા સાધુ મળ્યા અને અમને એકાદ દિવસ થોભી જવા આગ્રહ કરવા લાગ્યા, પણ અમો હવે વખત ગાળવા માંગતા ન હતા. રામજીનો જીવ બેચેન બન્યો હતો, પણ જ્યારે પેલા સાધુએ વધાઇ આપી કે "તમો સંત પુરૂષોની શોધમાં નીકળ્યા છો તો અમારૂં કર્ણપ્રયાગ (તે ગામનું નામ) એક મોટા સન્યાસીનું દર્શન અર્પે છે." પછી ધીરેથી કહ્યું, "સ્વામિ જ્ઞાનાનન્દે હાલમાં અમારી ભૂમી પાવન કીધી છે. તમો બન્ને હાથીઓની વાક લડાઇમાં અમને તો લાભજ થશે". કહી મોટેથી ખડખડ હસી પડયા.

અમે જ્ઞાનાનન્દ આગળ ગયા. સમાધિ પામેલા સન્યાસીજી લીંબુનું શરબત બનાવવાની તજવીજમાં હતા, સાથે સાથે ચશ્મો ચઢાવી London Illustrated News ઉઠલાવતા હતા. મને અતિ હર્ષભેર આવકાર દીધો અને પોતાનાજ મહેમાન બનવાનો આગ્રહ કર્યો. (કોણના બાપની દીવાળી !)

સ્નાન જળપાન વગેરે આટોપ્યા પછી કર્ણપ્રયાગના ૮-૧૦ ભણેલા સતસંગીઓ આવી ચઢયા. રેળ અને રસ્તાની વાતો કરી અમને હરદ્વારને માર્ગે જવાની સલાહ આપી.

### વાદવિવાદ.

પ્રમાણ, વિકલ્પ, વિપર્યય, નિદ્રા, સ્મૃતિ વગેરે વૃત્તિઓની psychology પર વિદ્વતાભર્યો વાદવિવાદ ચાલ્યો. પછી તકરાર **નિર્વિકલ્પ સમાધિના** ગુણ, લક્ષણ, અને (after effects) અસરો ઉપર ઉતરી. સ્વામિ જ્ઞાનાનન્દે " Flashes Divine" નામની એક નાની ચોપડી અંગ્રેજીમાં કવીતા રૂપે લખી છે, જે એમના ભકતોએ બહુ સુંદર બાંધણીવાળી બુકલેટમાં છપાવી છે, એમાં જ્ઞાનાનન્દે પોતે અનુભવેલી સમાધિનું વર્ણન છે. આ વર્ણન બે ઘડી સાચું પણ માની

લખગે (કે જે માનવા મુસ્તકીમ કારણોસર હું તૈયાર નથી) તોપણ પાતંજલ યોગ દર્શન તથા તેની ઉપરની વ્યાસ, વાચસપતિ, ભોજ-વાર્તિક વગેરે વિદ્વાનોની ટીકાઓ અનુસાર એમનો અનુભવ નિર્વિકલ્પ સમાધિની વ્યાખ્યામાં આવી નહિ શકે એવી દલીલ આખરે સ્વામિને કબુલ કરવી પડી.

હવે મેં એક પગલું લંબાવી દલીલ કીધી કે સ્વામિના અનુભવને **સમાધિ**ની સંજ્ઞા પણ લાગુ પાડી શકાય નહિ. બચાવમાં સ્વામિએ 'યોગ મણીપ્રભા' નામનાં પુસ્તકનો હવાલો આપ્યો. હવે આ ચોપડી તો મેં મૂળમૂળ સંસ્કૃતમાં સ્વામિ શંકરાનન્દજી પાસે ઉત્તર કાશીમાં શીખી લીધી હતી, અને સારે નસીબે હાજર રહેલા એક પહાડી પંડિતે સહજ વારમાં પોતાના ઘરેથી મજકુર પુસ્તક આણી આપ્યું. આ સાહદતે મારી દલીલને ઘણી પુષ્ટિ આપી.

શાસ્ત્રાર્થમાં આમ ઢીલા પડી જવે સ્વામિજી એક વધુ સલામત પાટા, ઉપર ઉતર્યા. સ્વામિએ કહ્યું, "પોથા પંડીતાઇ કાંઇ ઓર ચીજ છે અને સ્વયં અનુભવ, સાક્ષાત્કાર, કાંઇ દુસરીજ વસ્તુ છે. હું કાંઇ તમારી માફક કોઇ સ્કુલ કૉલેજમાં પાસ થયલો નથી, કે નથી મેં ચોપડીઓ વાંચી (!) મને તો સીધું જ્ઞાન થાય છે અને તેથી તેનેજ હું વધુ વજન આપું છું. માટે અનુભવની ભૂમિકા પરથી આપણે વિચારોનો આવજો માવજો કરીશું." પરંતુ હાલ તુરત તો મોડું થઇ જવાથી સભા વિસરજન થઇ ગઇ.

પછી અમે એકલા પડયા. ભોજન પશ્ચાત રાત્રે એક દોઢ વાગા સુધી બહુએ ચર્ચા ચલાવી. અનેક વાતોમાં મતફેર પડયા અને અનેક શંકાઓના ખુલાસા, સૌથી ઉંચામાં ઉંચી (૦) સમાધી પ્રાપ્ત કરી મુકવાનો દાવો કરતા આ જવાન રાજપુત્ર સન્યાસીજી, સમાધાનકારક રીતે આપી શક્યા નહિ.

સેવટે સ્વામીએ સૂચવ્યું, "તમારી શંકાઓ મારા ગુરૂદેવજ મીટાડી શકશે માટે તમો અવશ્ય, સ્વામિ પૂર્ણાનન્દને, સુર્દઘાટ પર, રિખિકેશમાં, મળજો અને કૃપા કરી એમના ઉત્તરો શું છે તથા તમારી શંકાઓનું કેટલું સમાધાન થયું તે મને લખી જણાવજો. મારા ગુરૂજી નામ પ્રમાણે, ખરેજ પૂર્ણ છે."

"દીગમ્બરપણું છોડી દઈ પાછાં વસ્ત્રો શા માટે ધારણ કર્યા?" મેં પૂછ્યું.

જ્ઞાનાન્દે ઉત્તર વાળ્યો "આટલી ઉંચાઇએ, આટલી બધી ઠંડીમાં હું પણ વગર અડચણે નગ્ન રહી શકયો. તેથી મારી નામના એટલી બધી વધી પડી કે બહુ લોક દર્શને આવવા લાગ્યું અને મારાં જપ તપમાં ઉલટી ખલલ પડી. સાદા બીનખેંચાણકારક વેષમાં વધુ સગવડ સમાયલી છે."

મેં પૂછ્યું, "સારે સ્વામિ કૃષ્ણાશ્રમ કેમ આટલાં વર્ષો થયાં નિર્વિઘ્ન નગ્ન રહી શકે છે?"

ત્યારે જ્ઞાનાન્દ બખાળવા લાગ્યા, "નગ્નપણું અને મૌન તો પશુઓ પણ સેવે છે. તે કાંઈ ધ્યેય નથી. સાધન માત્ર છે. હું કૃષ્ણાશ્રમ સાથે રહયો છું અને નજદીકના સહવાસને આધારે સાક્ષી આપું છું કે એમની અંતરવૃત્તિ, બાહેરનાં લોકો ધારે છે એટલી શાંત નથી..."

બીજે દિવસે અમો કર્ણપ્રયાગથી સાથે ઉપડયા. જ્ઞાનાન્દ તીહરી જવા અને અમે હરદ્વાર માટે. સ્વામીએ સામાન અગાઉથી મોકલી આપ્યો હતો. રસ્તે કાંકરા ભોંકાવાથી એક જોડી કૅનવાસના કૅમ્પ શુઝ ખરીદી પોતાના નાજુક પગોને રાહત અપાવી. દુફંકુથી અમે છૂટા પડયા.

## યાત્રાનું સેવર.

આહ! આખરે ૫૦૦ ઉપર હિમાલયન માઇલોની પગ મુસાફરી પૂરી થઇ. દોઢ મહિનાની સખ્ત, રગડથી અમે જરૂરજ થાકયા હતા. કોઠે શાંત, સગવડભર્યાં સ્થળે આશાયશ લેવાનો હું વિચાર કરતો. 'લક્ષ્મણ ઝુળા'નો મોટો લોખંડી ઝુળતો પુલ ભાંગીને ટુકડા થઇ ગયો હતો. અમે રિષિકેશ આવ્યા. બધે તારાજી અને ખાનાખરાબીનો દેખાવ હતો. મંગળદાસની મોટી ગૌશાળાનો તો જાણે પટ્ટોજ ન હતો. 'શાંતિ-આશ્રમ.' કે જે પાકા બંગલામાં હું રહ્યો હતો, તે આખું મકાન, કમ્પાઉન્ડ, ઝાડો સમેટ નદીમાં ઘસડાઇ ગયું હતું. માત્ર કુવાની દિવાળ જેમની તેમ ઉભી બચી રહી હતી. ૨૦૦-૩૦૦ સાધુઓ જળસમાધિ પામવાના હેબત ભર્યા સમાચાર સાંભળ્યા, અનેક ઓળખીતા સાધુઓની ઘસડાઇ જવાની, હૃદયભેદક ખબર, નજરે જોનારાઓએ રોમાંચક રીતે આપી. રિષિકેશ હવે બીહામણું, કરડવા આવે એવું સુમસામ લાગતું હતું.

## જ્ઞાનાનન્દના ગુરૂ.

અમે રિષિકેશમાં માત્ર એકજ દિવસ રહ્યા અને તે પણ જ્ઞાનાનન્દના ગુરૂ, પૂર્ણાનન્દના દર્શનાર્થે. આ બંગાળી ગુરૂદેવ, શરીરે નાજુક, પાતળા, અને રોગી તેમજ સાથે વળી ભોગી જણાતા. એક સુંદર નર્મ આસન પર અચકશથી બીરાજ્યા હતા. એમનો ચશ્મો કાળા અંધારા કાચનો હતો. ચ્હેરાપરથી અનુભવ અને ચિંતાની કરચલીઓ તેમજ ખંધાઇ (cunning) અને વ્યહવારૂપણું સ્પષ્ટ દેખાતું. નવીન માનસને કેટલેક અંશે સંતોષે એવી ખબરદારી એમનામાં હોવાથી, અનેક જવાન, દેખાવલા, ચાલાક, સુશિક્ષિત બંગાલી જવાનોને આકર્ષી તેમના ગુરૂ બની, તેમની નીખાલેસ સેવાસુશ્રુશાનો લાભ ઉઠાવી રહ્યા હતા.

સ્કુલ અને કૉલેજમાં શીખાડવામાં આવતા અવ્યહવારૂ આદર્શવાદ (idealism) તરફ અનેક (imaginative) કલ્પના પ્રધાન તરૂણો શનૈઃ શનૈઃ ખેંચાયા જાય છે અને તેમનો અતિ કોકણો (over-sensative) સ્વભાવ તેમને સંસારમાં સર્વત્ર દોષ દર્શનજ કરાવે છે. આવાઓને વૈરાગ ઝટ આવી જાય છે. જુની પ્રણાળીના સાધુઓ એઓનું સમાધન કરી શકતા નથી. આ નવી (demand) માંગને પૂગી વળવા પૂર્ણાનન્દ, વીવેકાનન્દ, રામતીર્થ વગેરેની typeના અંગ્રેજી ભણેલા સાધુઓ ઉગી નીકળ્યા છે.

યુરપ અમેરિકા વગેરેના આવા જવાનો (exploration) દૂરદરાજ દેશોની, ત્યાંની સોના-હીરાની ખાણોની શોધ કરવાના, નવાં સંસ્થાનો વસાવવાના, પગે યા સાઇકલ પર દુન્યાની મુસાફરી કરવાના, આલ્પસ અને ઍવરેસ્ટની ટોંચે પૂગવાના, ખલાશી થવાના, લશકરમાં જોડાવાના, મીશનરી બનવાના, (adventures) સહાસ કર્મોમાં ઝંપલાવે છે, અને અનેક વેળા જગતને રસ પડે તથા ઉપયોગી નીવડે એવી શોધોથી નવાજે છે. હિંદુસ્તાનના આવા જવાનો પોતાની શક્તિના પ્રવાહને ધાર્મિક ન્હેરોમાં વહેતો કરી સાધુ બની જાય છે. આજકાળ રાજદ્વારી ક્ષેત્રમાં ઝંપલાવી જેલો શોભાવે છે. આર્થિક, સામાજીક, તથા ધાર્મિક દ્દષ્ટિએ (Sublimation) કેટલે અંશે અવશ્યનું છે, લાભકારક છે યા હાનીકારક, આવા પ્રવાહને કોઇ વધુ ફાયદેમંદ રીતે વાપરી શકાય કે વગેરે પ્રશ્નોનો ઉકેલ કોમ હિતેચ્છુઓએ શોધવો જોઇએ છે.

પૂર્ણાનન્દની 'સ્કુલ'ના વિચારો તથા તેની નબળી બાજુથી, મને ગંગોત્રીમાં મળેલા એમના બે ભણેલા ચેલાના વાદવિવાદથી તથા એમના વધુ પ્રખ્યાત ચેલા જ્ઞાનાનન્દની (line of arguments) તર્ક શૃંખળાથી હું વાકેફ બન્યો હતો. આનો લાભ લઈ મેં દુખતી જગાએ આંગળું દાબ્યું અને બાપડા ગુરૂદેવ આજેજ થયા અને કહેવા લાગ્યા, "આ શંકાઓ મારાથી ઉકેળી શકાતી નથી, પણ મારા શિષ્ય જ્ઞાનાનન્દ, જેઓ મારા કરતાં ઘણા આગળ વધી ગયા છે, તેમની સાથે તમો સતસંગ કરશો તો મારી ખાતરી છે કે તમારૂં સમાધાન થશેજ."

## કાગડા કાગડા ડોળો ફોડ.

જોઈ લ્યો આ ગમત ! મેં પૂર્ણાનન્દને કહ્યું નહિ હતું કે જ્ઞાનાનન્દ સાથે તો હું સતસંગ કરી આવ્યો છું. આ બીના પરથી મને લાગ્યું કે બાપડા બન્ને ગુરૂ–ચેલા અંધારામાં ગોઠાં ખાય છે.

મેં એક વધુ વ્યહવારૂ પ્રશ્ન પૂછ્યો, "સ્વામિન, ઉત્તર કાશીમાં હું ત્રાટક (concentrated gazing) કરતો ત્યારે કલ્પનામાં મને એક (muffler) ગળેબંદ વિંટાળેલા અપરિચિત ખુબસુરત શખ્સનો ચ્હેરો દેખાતો, અને ઘણા પ્રયત્ન છતાં તે દૃષ્ટિ સામેથી ખસતો ન હતો. આ સારૂં છે કે નુકશાનકારક ? જો સારૂં હોય તો આગળ શું કરવું ? જો ખરાબ હોય તો શું ઉપાય લેવા ?"

પૂર્ણાનન્દે કહ્યું, "પાતન્જલ પ્રમાણે, આ અપ્રતિષ્ઠીત વસ્તુનું મિથ્યા જ્ઞાન છે, માટે તેનો નિરોધ કરવો જોઈએ. ત્રાટકનો અભ્યાસ નુકશાનકારક છે માટે તે તજવો જોઈએ."

મેં મારી મુશ્કેલી રજુ કીધી, "મહારાજ, આ પૉઇન્ટપર મેં જુદાજુદા યોગીઓનાં મત એકઠાં કર્યાં તેમાં ઉલટા સુલટી જવાબો મળ્યા છે. માટે હું અંદેશામાં પડયો છું, કે કોણને માનવું ? જુઓને તમો કહો છો કે આ વૃત્તિ ઇચ્છવાજોગ નથી અને તેનો નિરોધ થવો જોઈએ. જ્યારે 'તમારાથી આગલ વધી ગયલા' તમારા ચેલા જ્ઞાનાનન્દે, કર્ણપ્રયાગમાં, મત આપ્યું કે, 'વાહ! આ તો સારી નિશાની છે. તમે અચ્છા (clairvoyant) દૂરદર્ષિ થઈ શકશો. આ અભ્યાસ ધપાવ્યા જાઓ; અને આગળ ચાલતાં એમને વધુ દૃષ્યો નજરે પડશે. દૂરના

તથા ભવિષ્યના બનાવો પણ જોઈ શકશો........વગેરે,' હવે કહો કે જીજ્ઞાસુએ કોણનું માનવું?"

જોઇ લ્યો મગ્નહ! પૂર્ણાનન્દ હવે પોતાના બીજા ચેલાઓ સાથ બંગાળી ભાષામાં ઘુસ ઘુસ કરવા લાગ્યા. આખરે સ્વામિએ પોતાનો કક્કો ખરો કરવા કહ્યું, "મારૂં મત તો ત્રાટકની વિરૂધ્ધજ છે."

મીસીસ એની બેઝંટની જેમ સ્વામિ પૂર્ણાનન્દે પણ એક કિમતી stunt અજમાવ્યો હતો. 'મારા કરતાં મારો ચેલો વધુ આગળ વધેલો છે. એણે નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત કીધી છે, માટે એ તમારી શંકાઓનું સમાધાન કરશે.' જ્યારે જ્ઞાનાનન્દ ગુચવાડામાં પડવે ગુરૂદેવનો હવાલો આપે છે, ત્યારે અનુમાન સહેલાઇથી દોરી શકાય છે કે બન્ને ગોથાં ખાય છે.

દુકાળ! અભાવ! હિંદમાં યોગવિદ્યાના મોટાં બાકાં ફુંકાય છે, પણ વ્યવહાર ક્ષેત્રમાં કોઇ યોગી શોધ્યો જડતો નથી. બધા પુસ્તકો યા કલ્પનાપર આધાર રાખનારા મળે છે, અને પારકાંને ભોગે પ્રયોગો અજમાવવામાં કુશળ હોય છે. મુર્દા બહેસ્ત જાઓ યા દોજખ!



# પ્રકરણ ૩ જું.

## આ નિત્ય નોંધ કેમ લખાઇ?

ત્યાંથી મારાં સાધુ જીવનનું એક વધુ રસીલું, વધુ સાહસભર્યું નવું પ્રકરણ શરૂ થાય છે. મારાં ભ્રમણની (diary) રોજનીશી રાખવા માટે ઉત્તેજીત કરનાર તથા વખતો વખત માગણી કરનાર એક મિત્રની પ્રેરણાને લીધેજ આ બધી નોંધ વ્યવસ્થિત રીતે રખાઇ અને જળવાઇ રહી છે એમ ઉપકાર સહિત સ્વિકારૂં છું. એમની સૂચનાના પ્રતિઉત્તરમાં નીચલો પત્ર મેં લખ્યો હતો;

હરદ્વાર તા૦ ૨૫-૧૦-૧૯૨૪.

"પ્યારા ભાઇ............,

"તમારો તા૦ ૧૯ મીનો પત્ર પહોંચ્યો. વાંચી મળ્યા જેટલો આનંદ માની લીધો છે.

"તમો મને ડાયરી રાખવા સૂચવો છો અને તેની તરફેણમાં સબળી દલીલો રજુ કરો, 'આ તમે બીજાં માટે કરતા કહેવાશો,' 'બીજું' આજના દુષ્ટ પ્રવાહમાં તણાઇ જતા થોડાક પણ બચી જાય એવું તમારા અનુભવ પરથી નક્કી થવાનું;' આ દલીલો કેટલેક અંશે વાજબી હશે. ઉપરાંત તમારી સૂચના મારે માટે પણ ફાયદેકારકજ જણાય છે, દીનચર્યાની નોંધ નિયમિત લખતા રહેવાથી સંકલ્પ શક્તિ (will power) ખીલે છે. વળી આપણી હાલતનું પૃથક્કરણ, જીવન વ્યાપારના નફાતોટાનું સરવાયું તથા આપણી વૃદ્ધિનાં માપનો નકશો એ ઉપરથી જણાઇ આવે છે."

"પણ ભલા ભાઇ, ડાયરી રાખવાના કેટલાક ગેરફાયદા પણ છે. તે આપણાં અભિમાનને પંપાળે છે, ગરૂરી વધારે છે, વળી રોજ રોજ લખવાનું એક બંધન થઈ પડે છે. મહાપુરુષો અહંતામમતાનાં ત્યાગને યોગનું એક કિમતી સાધન ગણે છે. બંધનોની બેડી તોડતા જઇ સ્વતંત્રતા ખીલવવી એ મોક્ષ તરફ લઇ જનારૂં એક પગલું ગણાય છે."

"પણ—હું ધારૂં છું કે સ્વેચ્છાએ આદરેલાં નિત્ય કર્મોને બંધનની સંજ્ઞા લાગુ ન પડે.

"એક-મેકના વૃદ્ધિ માર્ગમાં સહાયતા કરવી, એ એક મિત્ર, (mate) પતિનું કામ લેખાય છે. તમે મને વખતોવખત જગાડતા રહી ઉત્સાહી બનાવો છો તે ભલાઇનો બદલો કેમ વળશે? તમો ભાઇ તો નિયમિત ડાયરી લખતાજ હશો. મારી ડાયરી મળવે વળતામાં તમારી નિત્ય નોંધની જાણવાજોગ નકલ મારીપર નહિં મોકલો? મને પણ તેમાંથી ઘણું જાણવાનું મળશે."

"છેલ્લાં પત્રમાં, તમો તમારી જીંદગીને માત્ર (Routine work) જેવી લેખી ઘાંચીના બળદ સાથે શા માટે સરખાવો છો ? શું સુવ્યવસ્થિત સંસારમાં રોજીંદી નોંધ જેવા બનાવો નથી બનતા ? આપણી કામ-ક્રોધાદિ વૃત્તિઓને રોજબરોજ તપાસતા રહેવું, તેમાં પ્રયોગો કરતા રહી, સમાજમાં (adjust) બંધબેસ્તા બની (harmony) અનુરાગ ઉત્પન્ન કરવાનું કામ કાંઇ ઓછું અસાધારણ છે ? કાંઇ કમી thrilling રોમાંચક છે ? નાના મોટા વિરોધીઓને, તરેહવાર અખતરાઓ વડે, ભાતભાતની શાંત અને સાત્વિક યુકિતઓથી, આપણને અનુકુળ બનાવી દેવાના મહાન કામને ઘાંચીના બેળની એક સરખી નિરસ ફેરી સાથે કેમ સરખાવી શકાય ?"

"જુઓ, એક પ્રયોગ સૂચવું ? બે ચાર બાળકો સાથે પ્રેમ કરવાનું શરૂ કરો. તેમને (maximum) વધુમાં વધુ આપી શકાય એવી છૂટ, સ્વતંત્રતા આપો. તમારા સમાગમ દરમ્યાન તેમને ખુબ આનંદ આપવાની અનેક યુક્તિઓ શોધી કાઢો. તમારો પૂરો વર્તાવ, તમારા સઘળા શબ્દો, તમારી બધી કાળજી એવી રીતે ગુંથી લ્યો કે બચ્ચાંઓને ઉપયોગી જ્ઞાન, ગમત સાથે મળે, તેઓનું ચારિત્ર ઘડાય છતાં તેઓને જરા પણ વેઠ ન પડે. ટુંકમાં તેઓના વડીલ યા શિક્ષક ન બનતાં ગોઠ્યા બનો, મિત્ર બનો."

"હવેજ તમને જણાશે કે આ કાંઇ સાધારણ ઘાંચીના બેળ જેવું જીવન નથી. બાળકો હસશે, બોલશે, ઘોંઘાટ કરશે, મસ્તી તોફાન કરશે, તમારે માથે ચઢી બેસશે, તમને ખીજવશે, તમારી વસ્તુઓનો બીગાડ કરશે, તમને જપવા ન દેશે, પોતાની સલામતી જોખમમાં આણી તમને ચિંતા કરાવશે, તમને કાળજી અને ચોંપ રાખવા શીખાડશે. વળી તેઓના જુના વિચારનાં વાળીઓ, શિક્ષકો તમારાપર નારાજ થશે કે અમારાં બચ્ચાંઓને તમે બેખુત બનાવો છો, બગાડો છો, શીખવવાને બદલે આખો વખત રમવાની ભુંડી (!) ટેવ પાડો છો..........વગેરે. ઉપરાંત ભરભાડુત અને આડોસીપાડોસી તેઓનાં અડપળાંથી કંટાળશે, ચીડકાશે.........ત્યારેજ..........અરે ! ત્યારેજ તમને આ (adventure) સાહસની thrill નો અનુભવ થશે. સાધુ થવામાં, હિમાલય જવામાં, દેશ પ્રદેશ ભટકવામાં, પંડિતો સાથે શાસ્ત્રાર્થ કરવામાં, જે પ્રાક્રમ અને (romance) અદ્દભૂતતા છે તેટલોજ આવા ઘરઘટુ અખતરાઓમાં છે એમ તમે જાણશો...........

લા. જીવન સફરનો સાથી

ક."

## એક ક્રિયાકાંડી રાજઋષિ.

હરદ્વાર પણ કેટલેક અંશે તારાજ થયું હતું. તેથી ગમ્યું નહિ.

વળી ત્યાં કોઇ આશાયશ લેવા લાયક સ્થાન જણાયું નહિ, માટે પંજાબ જવાનો મેં વિચાર કર્યો.

ડૉ. પિતાંબરને મળી લઇ ઉપકાર માનવા હું ગયો. ત્યાં સ્વામિ વિશુદ્ધાનંદ પધાર્યા હતા. આ મહાત્મા અનેક રાજવંશીઓ સાથે સંબંધ ધરાવતા કહેવાય છે. નેપાલ નરેશની પરોણાગત ચાખી, અમુક ધર્મક્રિયા કરાવી, કૈલાશ-માનસ સરોવરની યાત્રાએ જઇ, બદરી નારાયણને રસ્તે તીહરીના મહારાજાનાં પાયતખ્તમાં એક વ્યાખ્યાન આપી, હમનાજ હરદ્વાર આવ્યા હતા. હવે કોઇ બીજા રાજાને ત્યાં **'પુત્ર કામના અનુષ્ટાન'** એટલે સંતાન પ્રાપ્તિ માટે પ્રાર્થના વગેરે ક્રિયાકામ કરાવવા જવાના છે.

મેં એમની સાથ સતસંગ કર્યો. મારી શંકાઓનો જવાબ મળ્યો, "શ્રધ્ધા જોઇએ."

"શ્રધ્ધા કોણપર રાખવી? મતમતાંતરોની ભૂલભૂલામણીમાં વિશ્વાસ કોણપર કરવો? આ શ્રધ્ધા કેમ મેળવવી, વધારવી?" મેં પૂછ્યું.

આનો ઉત્તર શરબતનાં ગ્લાસમાંજ પીગળી ગયો. મારી પણ ટ્રેનનો વખત નજદીક આવતો હોવાથી આ રાજઋષિજીથી છૂટો પડયો.

## અમૃતસર શ્રી ગુરૂ દરબાર સાહેબ.

હરદ્વારથી અમૃતસર ગયો. સ્ટેશન સામેની હિંદુ ધર્મશાળામાં ઉતારો લીધો. નાહી ધોઇ નગરચર્ચા જોવા નીકળ્યો, રસ્તે એક શીખ ફોટોગ્રાફરને મેં લાઇબ્રેરી કયાં છે કરી પૂછ્યું. તેણે મને સારો આવકાર આપી કયાંથી આવ્યા? શા માટે આવ્યા? વગેરે પ્રશ્નો પૂછી, મેં લાંબી દાઢી, વાળ શા માટે રાખ્યા છે? એમ પૂછી અજાયબી દર્શાવી.

મેં કહ્યું, "તમારા જેવા પંચકેશી તરફથી આ સવાલ સાંભળી હું આશ્ચર્ય પામું છું. ઉલટું આપણે (Round heads) મૂંડાઓને પૂછવું જોઇએ, "ભાઇઓ, તમો આ પુરુષત્વની સુંદર શોભા (દાઢીમુછ) શા માટે કતરાવી બોડાવી નાખો છો?"

આ ઉત્તરથી શીખ ભાઇ વિનોદ પામ્યા. પછી મને (The Golden Temple) શ્રી ગુરૂ દરબાર સાહેબ જોવા જવાની સલાહ આપી. મેં પૂછ્યું, "પારસીથી અંદર જવાય કે?"

ઉદાર વૃત્તિના શીખ ભાઇએ તરત ઉત્સાહથી જવાબ વાળ્યો, "ખુદાના ઘરના દરવાજા સર્વ માટે ખુલ્લા હોવા જોઇએ. દરબાર સાહેબની મુલાકાત કોઇ પણ લઇ શકે."

આ સાંભળી મેં મનમાં બળાપો કર્યો કે જરથોસ્તી ભાઇઓ આવો liberal જવાબ આટલા ઉત્સાહથી આપતા ક્યારે થશે? અરે! એક કુકર્મી, પાપી બસ્તે કુસ્તીઆન બેધડક અગ્યારી આતશબહેરામમાં

દાખલ થઇ શકે છે; જ્યારે કોઇ પવિત્ર, પરહેજગાર વિધર્મીને અટકાવ કરવામાં શી ફીલસુફી, શો ભેદ સમાયો હશે !

અમૃત ગણાતા સરોવરની વચ્ચોવચ્ચ સંગેમરમરનું સોનાના કળશોવાળું આ ભવ્ય મંદીર ખરેજ પંજાબની એક મગરૂરી છે. ત્યાંની શીલ્પકળા, ચીત્ર કળા વગેરે પૂર્વની સંસ્કૃતિની એક અચૂક સાબેતી છે. મોટાં શરીરના, લાંબી દાઢી મુછવાળા, સફેદ પાઘડી અને જામામાં સજ થયલા શીખ ખાલસાઓ દરબારમાં ઘુટણો દબાવી ભક્તિની અદાથી બેઠા હતા. મોટી જાડી ઇજાર, ખમીશ અને પાટળી ચાદર ઓઢી બેઠેલી કદાવર પંજાબી સ્ત્રીઓ, અને વચમાં એક નીચી મેજપર તરેહવાર રેશમી છીંક કસબથી ભરાયલા રૂમાલોથી ધંકાયલા શ્રી ગુરૂ ગ્રંથ સાહેબ, કોઇ ભવ્ય દેખાવ રજુ કરતાં. અને ખાસ કરી જ્યારે બીજે દિવસે પાછલી રાતના સાડાત્રણ–ચાર વાગામાં, અમૃત વેળાએ, હું દરબાર સાહેબમાં ગયો ત્યારે બે ત્રણ દસ્તુરો જેવા શીખ પુજારીઓ મોટા ગંજાવર ગ્રંથ સાહેબનાં સુંદર આવરણો, ઘણી નાજુકાઇ અને આદરભાવથી ખોળી તેમાની અમૃતવાણી લલકારતા જોઇ મારાં રૂવેરૂવાં ઉભાં થયાં અને આંખોમાં ઝળઝળ્યાં વ્યાપ્યાં. શીખ ગુરૂઓની વાણી, તેની કાવ્ય રચના, તેની melody, harmony, મીઠાશ કોઇ અજબ દિવ્યતા ધરાવતી જણાઇ. એકનો એક શબ્દ વારંવાર એવી તો સુંદર વાકય રચનામાં ગુંથાયલો ઉચ્ચારાય છે, repeat થાય છે કે કડીઓ જાણે રહેજે મોઢે ચઢી જાય. તેનો સુર લડાયક અને રંગત ઝડપી હોય છે. એક જંગી કઠરોટમાં ઘીથી ગગરતો મલીદો, જેને ત્યાં 'કડા પ્રસાદ' કહેવામાં આવે છે, તેમાં પુજારી પોતાનું કીરપાન મ્યાનમાંથી કાઢી 'વાહ ગુરૂ, વાહ ગુરૂ' વગેરે મંત્રો ઉચ્ચારી કડા પ્રસાદમા ભોકી પછી બધાને ગરમ ગરમ વહેંચે છે. આ પ્રસાદની બહુ શ્રધ્ધા અને ભક્તિથી 'ચાશણી' કરવામાં આવે છે.

જો કે શીખ પુસ્તકોમાં મૂર્તિપૂજાની મના છે છતાં મનુષ્યનો મૂર્તિપૂજક સ્વભાવ પાછોને પાછો ઉભરી નીકળે છે. ગ્રંથ સાહેબની વાસ્તવિક પૂજાજ થાય છે. ભોળી શીખ સ્ત્રીઓ તો જાણે હદજ કરે છે. આવતાં સાથ દરબાર સાહેબના ઉંબર અને બારણાને પોતાની સુંદર સાડીથી લુછે છે તો લુછે છે પણ પોતાના કોમળ હાથોથી પૂર ભક્તિભાવે

દાબે છે. જાણે રાધા રાણી શ્રી કૃષ્ણ ભગવાનના પગ દાબતી હોયની! આરસ પહાણુને જાણે જીવ હોય અને જાણે છાપરાંના ભારથી શ્રમ પડતો હોય અને જાણે આ શ્રધ્ધાળુ ભક્તાણીઓને તેની દયા લાગતી હોય તેમ ખરાં મને પ્રેમપૂર્વક સખ્ત સંગેમરમરને દાબવાની કોશેષ કરે એ ખરેજ pathetic કરૂણાજનક દેખાવ છે. આહ! કેવી સ્ત્રી શ્રધ્ધા! અંધ શ્રધ્ધા! કેવો ભક્તિભાવ કેવું અજ્ઞાનપણું! સ્વામિ કૃષ્ણાનન્દ આ ભાવને સુંદર લેખતા અને emotions ને ખીલવવાનું સાધન લેખતા. જે હો.

અમૃતસરની દિવાળી, રામબાગ, પ્રીન્સ રણજીતસીંહનો પુરાણો મહેલ, જાલ્યાનવાળા બાગ વગેરે જોઇ

## લાહોર

માટે ઉપડયો. હરદ્વારમાં મળેલા પ્રોફેસર દોલતરામને ત્યાં ઉતર્યો. ત્યાં મને આશાયશનો સારો સંજોગ મળ્યો. આખો દિવસ વાંચન, સતસંગ અને ફરવામાં સુંદર રીતે પસાર થતો. પ્રો. દોલતરામ આસ્તિક છે, આર્ય સમાજી છે. પુરવાર કરી શકતા નથી, પણ ઇશ્વરવાદમાં તથા વેદની ઇશ્વર પ્રેરિતતામાં માને છે. મારો સંદેહવાદ (scepticism) ઢીલો કરવા એમને મારે માટે વાંચન તથા સતસંગતનો એક પ્રોગ્રામ ઘડયો. 'My Confession by Count L. Tolstoi' કાઉન્ટ ટૉલ્સટોયની 'મારો એકરાર' નામની ચોપડી મને વાંચવા આપી અને "વાંચ્યા પછી આપણે તેની પર ચર્ચા ચલાવીશું" એમ કહ્યું.

શરૂઆતનાં પ્રકરણો મને ઘણાં ગમ્યાં. ટૉલ્સટોયે ઉઠાવેલી વાજબી શંકાઓનું ટીપણ મેં બનાવ્યું. આ શંકાઓનું (solution) ઉકેળ તે વિદ્વાને કેમ મેળવ્યો તે જાણવાની મને ભારી ઉત્કંઠા હતી, પણ... પણ......હું નાસીપાસ થયો. એના પાછલાં પ્રકરણો નબળાં, નિષ્ફળ જણાયાં, કોઇ પણ ચુસ્ત નાસ્તિક યા સમજદાર સંદેહવાદીની ખાતરી કરે એવી એક પણ સબળી દલીલ દર્શાવી શકયા નથી. માત્ર ઘડપણના નબળા ભાવો (sentiment)ને વશ થઇ, પાછા ઇશ્વરવાદ પર degrade થયા હોય, ગબડયા હોય એવું ખુલ્લું માલમ પડે છે.

ટૉલ્સટોયના એકરાર બાબે મારા ઉપલા ટીકા પ્રોફેસર સાહેબને પેહલી નજરે તો ધરતીકંપના આંચકા જેવા (shocking) લાગ્યા.

એમને દલીલ કીધી, "ઘડપણના નબળા ભાવો શા ઉપરથી કહેવાય, વાંચન, અનુભવ, લીલી સુકી, પ્રેરણા, બસારત વગેરે કારણોના સમુદાયથી એમનામાં ધીમે ધીમે શ્રધ્ધા અને આસ્તિકતા પેદા થઇ. હું ટોલ્સટોયના વિચારોના ફેરફારને પાકી ઉમરના પાકત જ્ઞાનનું પરિણામ લેખું છું. અનેક નાસ્તિકો મરતી વખતે ઇશ્વરવાદી બન્યા હોવાના દાખલા નોંધાયલા છે.........હા, એમને પોતેજ ઉઠાવેલી શરૂઆતની શંકાઓના જવાબો દલીલ પૂર્વક પ્રગટ કર્યા નથી એ વાત ખરી, પણ માત્ર તર્કપરજ આ બાબદમાં આધાર રાખી શકાય નહિ. વગેરે."

"ત્યારે શું ટોલ્સટોયને એક revelation ઇશ્વર પ્રેરણા થઇ હતી ? બચપણના સંસ્કાર, પક્ષપાતો (predilections) બુઢાપા (second childhood) માં પાછાં પ્રગટી નીકળ્યા તો ન હોય ? એમની બસારતને (universal truth) અચળ સત્ય કેમ લેખી શકયે ?" મે પૂછ્યું.

મહાત્મા ટોલ્સટોયના ઉત્સાહી પ્રસંશક ઉટાવળે બોલી ઉઠયા, "હા, ટોલ્સટોયને ખરી બસારત? મળી હતી. એમના છેલ્લા નિર્ણયનો બોલેબોલ ઇશ્વરોક્ત છે. આહ ! pity ! તમે હજી આ સ્પષ્ટ બાબદ કેમ સમજી શકતા નથી ? કાંઇ નહી તમારી પણ તેવી હાલત આવશે."

મેં હવે એમની નબળી પૉઇન્ટ પર અંગુઠો દબાવ્યો, "પ્રોફેસર સાહેબ, ટોલ્સટોયની બસારત બોલેબોલ ઇશ્વરોક્ત છે તો પૂજ્ય સ્વામિ દયાનન્દની તથા મહાન વેદ ગ્રંથોની બસારત પણ ઇશ્વર પ્રેરિતજ કે નહિ ? જો બન્ને એકજ ઇશ્વર તરફથી મળેલા પેગામ હોય તો તે બોલેબોલ એકસરખાજ છે એમ તમે ઉત્સાહપૂર્વક કહી શકશો ? આર્યસમાજની સભામાં તમે બધાને આ વાત સ્વિકારાવી શકશો ? આર્યસમાજની જાહેર કાર્યનીતિ ટોલ્સટોયના સિદ્ધાંતાનુસાર છે એમ કહી શકશો ?"

હવે દોલતરામ ડગમગ્યા. ટોલ્સટોયની ઇશ્વર પ્રેરણા એકદમ પડતી તો ન મેળાય માટે એક નવી તર્ક રજુ કીધી, "ટોલ્સટોય, દયાનન્દ, અને વેદોનાં શિક્ષણ બધાંજ ઇશ્વરોક્ત છે. ફર્ક માત્ર degree તબક્કાનો છે........."

એટલામાં એમની કૉલેજના બીજા આર્યસમાજી પ્રોફેસર આવી ચઢયા, અને અમારી ચર્ચામાં જોડાયા. ટોલ્સટોય ખ્રીસ્તી હતો, નાસ્તિક બન્યો, અને પાછો ખ્રીસ્તી ધર્મમાંજ સ્થિર થયો, એ બીના ચુસ્ત સમાજીની પ્રસંશા કેમ પામી શકે? તેણે તો ટોલ્સટોયના વિચારોને 'બુદ્ધિના ભ્રમ' તરીકે લેખાવ્યા અને જાહેર કર્યું કે વેદ સિવાય બીજું કોઇપણ શાસ્ત્ર અને મત ઇશ્વરોક્ત ગણાયજ નહિ.

રસરસતી ચર્ચા ચાલી, શંકાઓના જવાબ આપી શકાયા નહિ. આખરે નિવેડો એવો આવ્યો કે સ્વામિ શ્રદ્ધાનન્દ, ભાઇ પરમાનન્દ, લાલા હંસરાજ જેવા ધુરંધર આર્યસમાજી નેતાઓ સાથ મારો વાદ-વિવાદ ગોઠવવો. કોઇપણ રીતે આ બન્ને હિતેચ્છુ પ્રોફેસરો મને આસ્તિકવાદની ખાતરી અપાવવા માગતા હતા.

## હું હડહડતો (anarchist) બળવાખોર (!) બનું છું.

એક સાંજે હું લાહોરના જાનવરખાનાં (zoo) માં સિંહનાં પાંજરા આગળ ઉભો રહી કેદ પડેલા 'વનરાજ'ની દયા ખાતો હતો તેટલામાં પાછળથી એક સ્થાનિક દુભાષ્યો (guide) મને આવીને કહેવા લાગ્યો, "મારા સાહેબ તમારી તસ્વીર ખેંચવા માગે છે."

મેં પાછળ ફરીને જોયું કે એક અમેરિકન મુસાફર હાથમાં 'કૅમેરા' તૈયાર રાખી ઉભો હતો. મેં તેને હસીને પૂછ્યું, "Do you wish to capture me in your camera? શું તમે મારી છબી ઉતારી લેવા માગો છો?"

તેણે હકારમાં ઉત્તર વાળ્યો અને તુર્ત છબી લઇ લીધી. પછી મને પૂછવા લાગ્યો, "શું ગાંધીવાલાઓ સારું અંગ્રેજી બોલી શકે છે?" [આ વખત હું પગથી માથા સુધી સફેદ ખાદીનાં કપડાં પહેરતો હતો.]

મેં પાછું પૂછ્યું, "મને Ghandi-ite શા ઉપરથી કહો છો? હું ગાંધીનો અનુયાયી નથી."

"તમે ખદ્દર પહેરી છે તે ઉપરથી" તેણે કહ્યું. અને ઉમેર્યું "શું તમે ગાંધીને માનતા નથી? તેનાથી કઇ પૉઇન્ટપર જુદા પડો છે?"

મેં જવાબ દીધો, "હાલની હિંદની સ્થિતિ જોતાં ખાદીને cottage industry તરીકે સ્વિકારું છું, પણ મી૦ ગાંધીના અહિંસાના સિદ્ધાંતને માનતો નથી."

મુસાફરે અજાયબ થઇને પૂછ્યું," ત્યારે મારફાડ અને હિંસા પસંદ કરો છો ?"

મેં કહ્યું, "સંજોગ અનુસાર વર્તન કરવું જોઇએ. જ્યાં (violence) હિંસાની આવશ્યકતા હોય ત્યાં વાપરવી જોઇએ. દુશ્મનો તરફ દયા કેવી ? બુરાઓનો તો કોઇ પણ રીતે, by hook or by crook, નાશ કરવો જોઇએ. મારામાં શક્તિ હોય, મારી પાસે સાધન હોય તો હું તેઓને કચડી નાખું, રીબાવી રીબાવીને મારી નાખું."

અમેરીકનની અજાયબીનું (steam) જોશ ચઢતુંજ ગયું. તેણે પૂછ્યું, "તમે ભણેલા છો છતાં આટલા બધા કડવાસથી નીતિ વિરૂધ, અમાનુષી વાતો કેમ કરો છો ?"

મેં પૂછ્યું, "શું આપણે જેવા સાથે તેવા થવુ નહિ જોઇએ ? શું ક્રાઇસ્ટની આપઘાતિક શીખામણ પ્રમાણે તમાચો મારનારને બીજો ગાલ આપવો જોઇએ ? અરે ! અમારૂં સર્વસ્વ લૂંટનારા, અમારી ખાનાખરાબી કરનારા, અમુને પાયમાલ બનાવનારા, અમને ગુલામીની જંજીરોમા નાખનારા શત્રુઓ પરતો હરદમ, હરઘડી લ્યાનતજ ફેંકયે. તેનો નાશજ ઇચ્છીએ."

હવે આ વિદેશીનો ઉશ્કેરાત ખુબ વધયો. મેં તેને ધીરેથી પૂછ્યું, "તમે મારા શત્રુઓને ઓળખો છો ?"

તેણે તરત કહ્યું, "અલબત, મેં ઇતિહાસ વાંચ્યો છે. તમે અંગ્રેજોને દુશમન ગણો છો, પણ બ્રિટિશોથી તમને થયલા ફાયદા પણ તમારે વીસરવા નહિ જોઇએ."

મેં તેને વધુ બોલતો અટકાવ્યો, "ના, ના, તમે ભૂલ્યા, તમે મારા દુશ્મનોને પીછાણુતાજ નથી, તેથીજ તમો ફાયદા અને લાભની વાતો કરો છો. દુષ્ટ તે દુષ્ટજ, તેનાથી લાભ તે શો ?"

પછી ધીરે રહીને મેં ખુલાસો કર્યો, "મારા શત્રુઓ મારા વિકારો છે. મારે બાહેરના દુશ્મનો છેજ નહિ. મારા દુશ્મનો મારી અંદરની ઇંદ્રિઓ છે, જે કામ, ક્રોધ, લોભાદિ વિકારો પેદા કરે છે. હું ચુસ્ત સ્વરાજવાદી છું. સ્વ-રાજનો અર્થ Self-mastery, આપણા પોતાપર આપણો કાબુ એવો કરૂં છું. રાજનૈતિક સ્વરાજ તો નાની ચીજ છે. તુચ્છ વસ્તુ છે, ધારો કે આજે મને હિંદનો શહેનશાહ પણ

બનાવવમાં આવે પણ હું દુઃખી દર્દી હોવું, મારા વિકારોને વશ હોવું, તો મને સુખ મળેજ કયાંથી?"

ભોલો અમેરીકન તો બાંકપરથી કુદીને ઉભો થયો અને બેઅંદાજ ખડખડ હસવા લાગ્યો, "My God! ત્યારે તમે એમ કહેવા માગતા હતા? અરે! હું તો મનમાં સમજવા લાગ્યો કે તમે બ્રિટિશની વિરૂધના હડહડતા કાવત્રાંબાજ (rabid anarchist) હશો. હું તો ગણત્રી કરતો હતો કે કળેવળેથી તમારૂં નામનિશાન લઇ લઉં અને સૌથી નજદીકનાં પોલીસ સ્ટેશનપર તમારે માટે રિપોર્ટ કરૂં. હું તો ધારતો હતો કે મારી હિંદની મુસાફરીનાં વર્ણનમાં આ એક (sensational) સણસણાટી ઉત્પન્ન કરનારૂં પ્રકરણ પૂરૂં પાડશે, અને તમે તો આવી સારગર્ભિત વાતથી બાજી બદલી નાખી."

પછી અમે એક નજદીકનાં ફેશનેબલ હોટલમાં કોલ્ડડ્રીંક લેવા ગયા, જ્યાં મેં રમુજ છોડી દઇ ગંભીર વાતો કીધી. હિંદની તે વેળાની રાજદ્વારી હાલત, ત્યાંની ધાર્મિક અને યોગિક ફીલસુફી, મારાં ભ્રમણનો ઉદ્દેશ, કેટલાક વિચિત્ર અને જાણવાજોગ અનુભવ વગેરે અનેક વિષયોપર ચર્ચા ચલાવી અમે છૂટા પડયા.

## ડૉક્ટર સર મહમ્મદ એકબાલ સાથ મુલાકાત.

એક દિવસ હું પ્રખ્યાત ઉર્દુ કવી એકબાલને મળવા ગયો. આ વિદ્વાન બેરિસ્ટર સાહેબ સાદાઇનો સુંદર નમુનો રજુ કરતા. મુલાકાતનો ઓરડો શૃંગાર રહિત હતો. સર મહમદે એક લબડતી નાડીની સુરવાલ તથા સુતરાઉ ખમીશ પહેર્યું હતું. પગમાં ગોળ કાપનાં ચલકતાં સ્લીપર્સ હતો. એક લાંબી વળખાતી નળીના હુક્કાના ગોટા ગડગડ લગાવતા. ડૉકટરે અંગ્રેજીમા અચ્છી વાતો કીધી; જેનો સાર એ હતો કે, "ઇસ્લામ સર્વથી સેવટનો મજહબ છે. (Latest revised edition), અને તેથીજ સૌથી ઉત્તમ ગણાય. ઇસ્લામ હાલના જમાનાને અનુસાર અને તદન 'સાયન્ટીફીક' છે. સૃષ્ટિનો અભ્યાસ કરવો, શક્તિઓને કાબુમાં લાવવી, અને હાંજ જગતના (Master) માલેક, મહા પુરૂષ બનવું એમ ઇસ્લામ શીખાડે છે. ઇસ્લામ કાંઇ જબરદસ્તીનો મજહબ નથી. એક હાથમાં કુરાન અને એક હાથમાં તલવાર લઇ ઇરાનના જરથોસ્તીઓને વટલાવવામાં આવ્યા હોવાની વાત ઐતિહાસિક

દૃષ્ટિએ સાચી નથી. જરથોસ્તી ધર્મ ઇસ્લામને મળતો ઝુળતો હતો, પણ તેમાં અનેક સુધારાની જગા હતી, જે ઇસ્લામ સુંદર કાર્યસાધક રીતે પૂરી પાડે છે, એમ ઇરાનની તે વેળાની પ્રજાને ખાતરી થવે ઇરાનીઓએ રાજીખુશીથી વિજયી શાહનો પવિત્ર મહમદી મજહબ સ્વિકાર્યો હતો. ઇસ્લામ તન તોડવામાં (aceticism) અને મન મારવામાં માનતો નથી. તે શીખવે છે, કે શારીરિક સુખ સગવડો તથા સંસારી આવશ્યકતાઓ પ્રમાણિક રીતે મેળવવાં જોઇએ."

મેં આ આધુનિક શાયરને તેમનીજ લખેલી એક શયર કહી પૂછ્યું, "આમાં તો તમો આ દુન્યા અને (ઓકબા) પેલી દુન્યાનો (તર્ક) ત્યાગ કરવા શીખવો છો, વળી આગળ (તર્કે તર્ક) ત્યાગન ખ્યાળનો પણ ત્યાગ કરવા ફરમાવો છો તેનું કેમ?"

મીયા સાહેબ, ધુરૂરૂરૂ કરી હુક્કાનો એક લાંબો સહરૂકો ભરી, હસીને બોલ્યા, "આ તો કવિતા છે. કાવ્યને કાવ્ય તરીકે વાંચવામાં આનંદ છે. વાક્ય રચના, પ્રાસ, અળંકાર, રાગરાગણી, કલ્પનાની ફળદ્રુપતા વગેરેમાં મોજ મેળવવાની છે. સઘળીજ કવિતા કાંઇ ગંભીર જીવન શાસ્ત્ર તરીકે લેખાવી નહિ જોઇએ."

લાહોરમાં મને શાંતિ અને આશાયશ સારાં મળ્યાં. 'What Tolstoi Taught', 'Second Sight by Sepharial', 'Leaves of grass by Walt Whitman,' 'Trans Himalaya by Swen Hedin', 'Holy Himalayas by a Missionary', સત્યાર્થ પ્રકાશ—સ્વામિ દયાનન્દ કૃત, વગેરે પુસ્તકોનું અવલોકન કર્યું. લીંબુવાલાની અગ્યારી, ટીલક નેશનલ સ્કુલ ઑફ પૉલીટીક્સ, અજાયબ ઘર, વગેરે જોઇ, **લાયલપુર** જવા ઉપડયો.

સવારના પહોરમાં સામાન 'કલોક રૂમ'ને સ્વાધીન કરી, લાયલપુર એગ્રીકલચરલ કૉલેજ જોવા ગયો. ત્યાંના બોટેનિકલ ગાર્ડનમાં જયદેવ નામનો એક વિદ્યાર્થી મળ્યો. મેં તેને પૂછ્યું, "કૉલેજ તથા ફાર્મ જોવાને મળશે?" તેણે જ્યારે જાણ્યું કે હું મુંબઇ યુનિવરસિટિનો બી. એજી. છું ત્યારે બહુ ખુશ થયો અને મને તેનો અતિથિ સત્કાર સ્વિકારવા આગ્રહ કર્યો. અલબત મને પણ તેવુંજ જોઇતું હતું. ફરતાં ફરતાં પ્રો. કરતારસીંગ જણાયા. મેં તેમને પિછાણ્યા. અમારી પુનાની

કોલેજમાં ત્રણ મહિના માટે આવ્યા હતા. પછી સત્ય શોધનાં ભ્રમણની વાત ચાલતાં તેમને પ્રોફેસર પુરણસીંગ, દેહરાડુન—પ્રો. તેજાસીંગ સંત, ગુજરાંવાલા—તથા સંત અત્તારસીંગનાં નામ આપ્યાં. "આ સંતો આત્મજ્ઞાનમાં બહુ આગળ વધેલા છે અને બનવા જોગ છે કે તમારા સંદેહોના સમાધાન કારક ખુલાશા કરશે."

## પ્રોફેસર જગતસિંગની મહેમાનગીરી.

વધુમાં ઉમેર્યું, "વળી આ કોલેજના એસીસ્ટંટ પ્રોફેસર ઑફ કેમીસ્ટ્રી, સરદાર જગતસિંગ M. Sc., સંત મત યાને રાધાસ્વામિ પંથના ચુસ્ત અનુયાયિ છે, તેમની સાથ ચર્ચા કરશો તો તમને ફાયદાજ થશે." આ પછી મને પ્રો. જગતસિંગ આગળ લઇ જઇ (introduce) ઓળખ કરાવી.

શરૂઆતની વાતચીત પછી મેં પ્રો. જગતસિંગને સીધો સવાલ કર્યો. "રાધા સ્વામિ મતમાં સૃષ્ટિની રચના અને કાર્ય (The plan and the process of the Universe) કેવી રીતે સમજાવ્યાં છે?"

"પ્રોફેસરે ઉત્તર વાળ્યો," (Plan) "યોજના જાણી શકાય નહિં. મનુષ્ય માત્ર એટલુ જાણે છે કે આપણે ત્યાં છીયે. દુઃખો અનુભવ્યે છીએ. અજ્ઞાનતામાં લપટાયલા છીએ. તે હાલતને દૂર કરી કાયમનુ સુખ અને સાચુ જ્ઞાન કેમ પ્રાપ્ત થાય તે જોવાનું છે, શોધવાનું છે. જાગૃત સ્વપ્ન સુશુપ્તિ એ ત્રણ હાલતપર વિચાર ચલાવ્યે તો જણાય છે કે જાગૃત હાલત સૌથી શ્રેષ્ઠ છે. જ્યારે સ્વપ્ન તથા ગાઢ નિંદ્રા વધુને વધુ અંધકાર તથા અજ્ઞાનપણાની સ્થિતિ છે. માટે હમેશાં જાગૃત, (aware) સાવધ કેમ રહેવાય તે શીખવું જોઇએ. જાગૃત અવસ્થામાં આત્મા (મન) આંખમાં, સ્વપ્નમાં કંઠમાં, સુશુપ્તિમાં નાભી (દૂટી)માં રહે છે. આ તો સામાન્ય અનુભવની બીના છે કે જ્યારે ઉંઘ આવે છે ત્યારે આત્મા આંખમાંથી નીચે ઉતરે છે." મેં પ્રશ્ન કર્યો "તમે આત્મા (મન) શાંને કહો છો? Soul ને? Mind ને? nervous system ને? Circulatory system ને? કે શાંને? અને ઉંઘ કેમ પેદા થાય છે? તેમજ તમારા આ સિદ્ધાંતને (Theory) શું આધાર છે? કાંઇ સાબેતી આપી શકશો? વળી યોગની એક સ્કુલવાળા જાગૃત કરતાં સુશુપ્તિ અને

તુર્યાવસ્થા તથા તુર્યાતિત હાલતને એકેક કરતા ક્રમવાર વધુ ઇચ્છવાજોગ માને છે. તો આ વિપરીત સિદ્ધાંતોનું ખંડન કરી, તમારી 'થીઅરી'નું મંડન કેમ કરશો? આવી એકમેકથી વિરૂધ વાતો હોય ત્યારે સત્યશોધકે કયો સિદ્ધાંત સ્વિકારવો? કોણને માનવું? જેની કહેવાતી (So called) અંતર દ્રષ્ટિ ખીળી ન હોય તેણે તો તર્ક અને બુધ્ધિનોજ આશરોજ લેવો ને?"

આ બધી ચર્ચાનું (Solution) ઉકેળ એ આવ્યું કે પ્રોફેસર સાહેબે કહ્યું, "હું સાયન્સનો વિદ્યાર્થી હતો, અને હાલ પ્રોફેસર છું. હું નાસતિક હતો અને પૂર્ણ પૂરવારી મળે નહિ ત્યાંસુધી કાંઇ પણ માનતો હતો નહિ. હવે જ્યાંરે મારી પાકી ખાતરી થઇ ત્યારેજ મેં રાધાસ્વામિ મત સ્વિકાર્યો. જો તમે ખરેખરજ તીવ્ર જીજ્ઞાસા ધરાવતા હોવ તો અમારા સદ્ગુરૂ સંત સાહેબને મળો, તમારી સઘળી શંકાઓ બરફ પેરે પીગળી જશે."

મેં તરત હા કહ્યું અને સંત સાહેબનું સરનામું માંગ્યું. પ્રોફેસરે કહ્યું, "હાલમાં સંત સાહેબ બહાર ગયા છે. ચાલુ મહીનાની તા૦ ૨૫ મી એ (એટલે દસ દિવસ પછી) ગુરૂદ્વારામાં આવશે તેટલાં તમે મારે બંગલે રહો. મારા મિત્ર પ્રોફેસર લાલચંદ B. Sc., તમને સર્વ સગવડ આપશે. હું આવતી કાલથી University Training Corps ની શાહધરા ખાતેની કેમ્પમાં જઇશ તે તા૦ ૨૩ મી એ પાછો આવીશ. આવ્યા પછી હું તમને 'બીઆસ,' જ્યાં અમારો ગુરૂદ્વારા છે, ત્યાં લઇ જઇશ."

ભલા યજમાને મારો સામાન સ્ટેશન પરથી મંગાવી લીધો. મારે માટે એક ખાસ ઓરડો અને નહાની આપ્યાં. મારાં ઓરડામાં દરવાજો એવો સ્વતંત્ર હતો કે જ્યારે મને ગમે ત્યારે તાળું મારી બહાર જવાય. સગવડ અને ખાવા પીવાની દરેક કાળજી હતી. મારે માટે વાંચવા, નીચલું સાહિત્ય મેજ પર ગોઠવાયું.

Radha-Soami Mat Prakash by Huzur Maharaj Rai Saligram Bahadhur of Agra.—સારબચન રાધાસ્વામિ છંદ બંદ—,સારબચન રાધાસ્વામિ ગધ્ય.—The Shabd yoga by Lala Shiv Bartlal Warman M.A.—જીવનચરીત્ર હુઝુર

સ્વામિજી મહારાજ.—કબીર સાહેબકી શબ્દાવળી જીવણચરિત્ર સહીત–પલટુ સાહેબકી બાણી.—મીરાંબાઇકી શબ્દાવળી–સહજોબાઇકી બાણી.–કબીર સાખી સંગ્રહ.—સંત બાણી ૩૪ સંતોકા જીવનચરિત્ર.—કબીરજીકા અનુરાગ સાગર, વગેરે.

સરદાર જગતસીંગે કબીર શબ્દાવળીમાંથી એક ખાસ કવિતા દેખાડી, કહ્યું, "કબીરજીનાં (Esoteric) ગુપ્ત લખાણો માત્ર યોગીઓજ સમજી શકે. આ કવિતામાં આપણામાં આવેલાં નાડી ચક્રો, અષ્ટ દળ કમળ, સહસ્ત્ર દળ કમળ, બંક નાળ, ઇડા, પીંગળા, સુષુમણા નાડી વગેરેનું વર્ણન તથા તેના ખીલવાથી ઘંટા, ગર્જના, શંખ, બંશી, આરતી, વિગેરેના અંતરમાં સંભળાતા અવાજોનું વર્ણન છે."

બીજે દિવસે કૉલેજ ક્વાર્ટર્સમાં વિદ્યાર્થીઓએ મને આમંત્રણ દીધું. ત્યાં ઘણી (lively) સતેજ ચર્ચા ચાલી. ત્યાં આસ્તિક અને નાસ્તિક બન્ને પક્ષ હતી. પણ (skeptic) સંદેહવાદીઓની ખૂટ હતી. છોકરાઓએ પ્રો० જગતસીંગ, પ્રો० લાલચંદ, પ્રો० બરકતઅલી, પ્રો० ખડકસીંગ, લાયલપૂરના સાંઇ લસુડીશાહ બાદશાહ, નારાયણ સ્વામિ વગેરે વ્યકિતઓ માટે છૂટથી મત દર્શાવ્યાં, તેમની ખુબી ખામીનું ચિત્રમય વર્ણન કર્યું. સ્હેજ સમયમાં હું વિદ્યાર્થીઓનો માનીતો થઇ ગયો. કૉલેજ પૂરી થયે રોજ એક ગ્રુપ મારી આગળ આવતો. અમે સાથે ફરવા જતા. હું આસ્તિકો તથા નાસ્તિકો બન્નેને (speculators) જુગારી, સટાબાજ કહેતો. જ્યારે સૌથી 'લૉજીકલ' સ્થિતિ તો સંદેહવાદીની છે એમ કહેતો આ ઉપરથી એક જણે તો "What I Believe and Why, by William Hayes Ward" લાવી વાંચવા આપી. આ પુસ્તકની પ્રસ્તાવના તથા 'Data for Belief' નામનું પ્રકરણ સુંદર રીતે લખાયલું જણાયું.

એગ્રીકલચરના ઍસીસ્ટંટ પ્રોફેસર મી० નથુરામ મને મળવા આવ્યા. આ ભાઇ પણ રાધા સ્વામિ છે. નથુરામ મને રોજ સંતો અને ધાર્મીક પુરૂષોની મુલાકાત કરાવતા. આવતા અંકમાં આ મુલાકાતોનું વર્ણન લખીશ. તેમાં લશુડીશાહ બાદશાહની દરબારનું વર્ણન ખરેજ વાંચકોને ગમત પુગાડશે.

## સાંઇ લશુડીશાહ બાદશાહ.

પ્રોફેસર નથુરામ સાથે આ મુસલમાન ફકીરની મુલાકાતે હું ગયો. કહે છે કે સાંઇ બાદશાહ લશુડી (ગુંદાં) ના ઝાડ તળે 'ખુદાયાફતા' બન્યા હતા, એટલે કે તેમણે ઇશ્વરના સાક્ષાત્કાર કર્યા હતા. આ મહાન બનાવ પછી પોતાનું અસલી નામ નિશાન ફના કરી 'લશુડીશાહ'નુ યોગપટ ધારણ કર્યું હતું. ફકીર સાહેબ પચાસેક વર્ષની વયના, ફરબે અને તંદુરસ્ત જણાતા હતા. રેશમી ઝરીન પાઘડી, તથા કેસ્મીરી શૉલનો પહોળો, ભરેલો, ગુંથેલો સુંદર જામો એમના શરીરને શોભાવતાં હતાં. પૂર્વની ઢબના શોભાયમાન ગાલીચા, તથા રેશમી અને મખમલના મોટા મોટા નરમ ગાદી ટકીયા દીવાનખાનામાં પાથર્યાં હતા, જ્યાં લશુડીશાહ પૂરકાહથી બાદશાહી ઢબે બીરાજ્યા હતા. ત્રણ સ્ત્રીઓ સાંઇનાં દર્શને આવી હતી, જેઓના વિદાય થયા બાદ, અમે સાંઇસાહેબ આગળ રજુ થયા. પ્રોફેસર નથુરામે ટુંકમાં મારી ઓળખ આપી.

શરૂઆતમાં બખાળવા લાગ્યા, "ભટકવે શું થાય? ગુરૂ વગર બધું નકામું છે. ખુદા કાંઇ બહાર મળતો નથી, તે તો અંતરમાં અનુભવાય છે."

પછી એગ્રીકલચરલ કૉલેજવાલા પ્રોફેસર બરકતઅલી વિષે મારૂં મત પૂછ્યું. મેં કહ્યું, "તેઓ એક ભક્ત છે. એ ઉપરાંત આટલી ટૂંક મુદતમાં હું વધુ મત આપી શકું નહિ."

લશુડીશાહ સંતોષ પામી બોલ્યા, "વાહ! ભકતને પીછાણી શકો છો એ બહુ સારી વાત છે. તમો કોઇ ગુરૂ કર્યો છે?"

મેં નકારમાં જવાબ વાળ્યો. સાંઇ બાદશાહ બોલ્યા "જે ખોદાને માને છે અને તેની બંદગી કરે છે તે બધા ગુરૂ બનવાને યોગ્ય છે. કાંય નહિ તેમાંના કોઇ એકમાં નિશ્ચય કરી દઇ ભક્તિમાં લાગી જતા?"

મેં ખોલાસો કર્યો, "સાંઇ સાહેબ, શરૂઆતમાં હું શ્રદ્ધાવાન હતો. પશ્ચિમની કેળવણી તથા વિજ્ઞાન (Science) નો બોધ થવે મારાં યકીનનો લય થઇ ગયો. હવે બુદ્ધિની સહાયતા વડે ઉસ્તાદના ગુણ લક્ષણ તપસ્યા વિના માત્ર અંધશ્રદ્ધાથી હું ઇમાન લાવી શકતો નથી."

લશુડી બાદશાહ પોકારી ઉઠયા, "વાહ, વાહ! આ તો બહુ સાચી વાત, ખરેજ ઇલ્મથી ઇમાનનો નાશ થયો. હું સરટીફીકેટ આપુ છું કે તમારી રીત સાચી છે. હઠવું નહિ. આ પ્રમાણેજ સદ્દગુરૂની શોધ

જોરભર ચાલુ રાખજો અને તેને વળગી રહેજો. પછી દુવા અને પ્રસાદ આપી અમને વિદાય કર્યા.

લશુડીશાહને ત્યાં દર ગુરૂવારે 'ચોકી' ભરાય છે એટલે ગાયન વાદન નૃત્યનો જલસો થાય છે. હું ચોકીમાં ગયો. બાદશાહ તો આજે પુરદમામમાં બીરાજ્યા હતા. જાણે સોળે કળાથી પ્રકાશી નીકળ્યા હોયની! કચેરી ભરાઈ, ભક્તો એકઠાં થવા લાગ્યાં, પગે લાગી, હાથ ચૂમી, સ્ત્રી પુરુષો ડાબી જમણી બાજુએ ગોઠવાયાં. મને તો પોતાની પાસે ગાદી પર જમણા હાથ પર ઘણા આગ્રહથી જગ્યા આપી. લોકો, સાંઇ સાહેબ પછી, મને પણ પગે લાગતાં ગયાં. થોડી વારમાં ત્રણ નવજવાન ખુબસુરત શૃંગારવંત નાચનારીઓ છુમક છુમક, છુમક છુમક, તરેહવાર લહેકા સાથે નાચવા મંડી. ઇશ્કે હકીકીના ગાયનોનો પ્રવાહ છુટયો. એકતાર તથા સારંગીની ધ્વનિઓથી આખી મીજલસ ધુણુ ધુણી ઉઠી. લશુડી સાંઇ સંગીતની સમજ ધરાવતા લાગતા. જ્યારે કોઈ અચ્છી ચીજ ચાલતી ત્યારે 'વાહ!' પોકારતા, એક જોબનવંત મધુઆક્ષિ રામજણીએ મીઠા સ્વરોનું દીલ પસંદ પ્રદર્શન કર્યું, અને બધાએ આફ્રીન પોકારી. લશુડીશાહ પણ ખુશ થયા. પૂચકાર કરી તેણીને પોતાની પાસે બોલાવી. ગવૈયણ નાઝોનખરાંથી સહેજ લજવાતી બાદશાહ આગળ ઘુંટણ મંડીએ પડી, લશુડી બાદશાહનો હાથ રાજવંશી અદાથી ચૂમ્યો, તેણીની અનુપમ કળાની પીછાણમાં એક ચુંમી ભેટ આપી, તેણીને પોતાની ગોદમાં બેસાડી અને તરેહવાર લાડ લડાવ્યા. પાસે પડેલા ચઢાવવામાં આવેલા રૂપીઆના ઢગલામાંથી ખોબો ભરીને તેણી પર નિસાર કર્યા. નફ્ટાઇની પણ કાંઇ હદ હોય! એમના વખાણનારાઓ સાંઇ શાહેબની આ જાહેર વર્તણુકને નિર્દોશ ઠેરવી બચાવમાં કહેતા, "લશુડીના ઝાડ તળેની તપશ્ચર્યાનું આ તાત્કાળિક સ્વર્ગીય ફળ હતું!"

જોઇ ફકીરી કેવી ફાંકડી છે? હા, પણ કોઇ દિવસ ફકીરીમાં ફાંકા પણ હોય છે. સુફીઓ તથા વૈષ્ણવવાદી ભક્તિમાર્ગીઓ ઇશ્કે હકીકીના બહાના હેઠળ, ઇશ્કે મીઝાજીમાંજ મોટે ભાગે ચકચુર રહે છે.

## એક સુફી પ્રોફેસર.

એગ્રીકલચરલ કૉલેજના બૅકટીરીઓલૉજી (Bacteriology)ના એસીસ્ટંટ પ્રોફેસર બરકતઅલી સાથે મુલાકાત લીધી. આ વિદ્વાન સુફી

પંથના છે. પ્રોફેસર હોવા છતા તદન સાદાં સુરવાલ અને જામામાં મુસલમાન ઢબે સજ્જ થયા હતા. કહે છે કે જ્યારે પુસામાં બેકટીરી-ઓલોજી માટે 'ડેપ્યુટ' થયા હતા ત્યારે એક આગળ વધેલા સુફી ફકીરના સમાગમમાં આવ્યા. આ સુફી 'નફી' સંપ્રદાય (School)ના હતા. બરકતઅલીએ 'ફરલો' લઇ, નવ માસ ઉસતાદ સાથ સતસંગ કીધી હતી. લશુડીશાહ વિષે એવું મત દરશાવતા, કે "ઇશ્કે મીઝાઝીના અભ્યાસ મારફતેજ ઇશ્કે હકીકીમા આગળ વધાય એ વાત સદંતર વખોડી કાઢવા જેવી છે. છતાં લશુડી શાહ એક આગેવાન ભક્ત છે."

બરકતઅલી રાધાસ્વામિ મતને સાચો લેખે છે પણ તેને સુફી મતની એક શાખા માને છે, આ શાખા 'નકસબંદી' કહેવાય છે. ખુદાને મળવાનો માત્ર એકલોજ માર્ગ આ છે, અને તે રાધા સ્વામિઓએજ શોધી કાઢયો છે, એમ માનવાને પ્રોફેસર બરકતઅલી સાફ ના પાડે છે; અને દલીલમા રાધાસ્વામિ પંથની શરૂઆતની સેંકડો વર્ષ અગાઉ, આ નકસબંદીનો અભ્યાસ રાધાસ્વામિ કરતાં વધારે કાર્યસાધક રીતે થતો હતો એમ જણાવતા.

વાતો પરથી પ્રોફેસર બરકતઅલી મને તો પોથા પંડીત લાગ્યા. કંઇ અભ્યાસ અને અંતર અનુભવની વાતોનો એમની પાસે અભાવ હતો. સીધો ચોખો ચાંપી જોવે મારી ધારણા ખરી જણાઇ. "હાલ બૈરી છોકરાં તથા ધંધાની રોકાણને કારણે અભ્યાસ આરંભ્યો નથી. રીટાયર્ડ થવા પછી ફકીરી ધારણ કરી અભ્યાસ કરવાનો મારો ઇરાદો છે," આમ પોતેજ કહ્યુંતું. આ શખ્સ નમ્ર સ્વભાવના સાદા ને વિદ્વાન છે. ધર્માંધપણ એમનામાં જણાતું નથી. પણ અંધશ્રધ્ધાથી પીડાય છે.

કેમીસ્ત્રીના યુરોપ્યન પ્રોફેસર મી. લૅન્ડરે મને મળવાની ખાહેશ બતાવી. હું મળ્યો. મેં ખેતીવાડી કાં છોડી દીધી? ખાદી કાં ધારણ કીધી? મારી સત્યની શોધની રીત (Line of Action) શું છે? હિંદી સાધુઓ કેટલો સંતોષ આપી શકે છે. (Rationalism and Scepticism) બુદ્ધિવાદ તથા સંદેહવાદને હીંદમાં કેવો આવકાર મળે છે? વગેરે સવાલો પર મારી સાથ ચર્ચા ચલાવી. પછી મને કૉલેજની સોસાયટીમાં એક વ્યાખ્યાન આપવાનો આગ્રહ કર્યો, જે મેં સ્વિકાર્યો.

બીજે દિવસે The Future of Agricultural Graduates નાં વિષય પર અંગ્રેજીમાં મેં ભાષણ આપ્યું. આખી કૉલેજ તથા લગભગ

બધો સ્ટાફ હાજર રહ્યો હતો. ભાષણ પછી વીધ્યાર્થીઓએ એક સુંદર પાર્ટી આપી.

## બીઆસ—રાધાસ્વામિ પંથ.

બીજે દિવસે પ્રોફેસર જગતસીંગ, તેમનાં માતા, તથા ધણીઆણી અને પ્રોફેસર લાલચંદ સાથે હું બીઆસ ગયો. લાહોર અને અમૃતસરની વચ્ચે બીઆસ સ્ટેશન છે, ત્યાંથી ત્રણ માઇલ પર બીઆસ નદીને કાંઠે રાધાસ્વામિ પંથની એક શાખાનું નાનકડું સંસ્થાન ઉગી નીકળ્યું છે. ઉંચી ધોળી, પાકી બાંધનીની સુંદર ઇમારતો ટ્રેનમાંથીજ આકર્ષણ કરે છે. આશ્રમના કંમપાઉન્ડમાં દાખલ થતાંજ ગુરૂમહારાજનાં દર્શન થયાં. સરદાર જગતસીંગ દોડતા કે જઇને અતિ દીનતાથી ધુળમાં ઘૂંટણ મંડીએ પડી, પગે લાગ્યા. મેં પણ બે હાથ જોડી પ્રણામ કર્યા. ગુરૂજીના ગરમ ઓવરકોટ પર એમની રૂબાબદાર લાંબી સફેદ સુતરફેણી જેવી દાઢી ગેલ કરતી હતી. શીર પર સફેદ સાફો બાંધી હતી, જગતસીંગે મારી ટુંકમાં ઓળખ આપી. ગુરૂ મહારાજે મને પુછ્યું, 'રાજી છો?' પછી સરદાર જગતસીંગનેજ મારી સુખસગવડ તપાસવાની 'ડ્યુટી' સોંપી. જગતસીંગે મને પોતાનાજ ઓરડામા ઉતારો આપ્યો. શ્રીમંત સતસંગીઓ અમુક ઠરાવેલી રકમ આપી પોતપોતાના ઓરડા બનવાવી રાખે છે. જેથી જ્યારે પણ આશ્રમમાં આવે ત્યારે તેમને ઉતરવાની સગવડ થાય.

## અમેરિકન ચેલા ચેલીઓ.

સરદાર જગતસીંગે અમેરિકાથી આવેલો એક પત્ર મને દેખાડ્યો અને કહ્યું, 'રાધાસ્વામિ પંથનો સ્વિકાર અમેરિકામાં પણ અનેક સમજદારોએ કર્યો છે. મહારાજના એક પંજાબી ચેલા અમેરિકા ગયા હતા. તેઓ ત્યાં ઉપગુરૂ બની બેઠા. રાધાસ્વામિ મતમાં માંસ, માછલી, ઇંડાં ખાવાની કડક બંધી છે. જ્યારે આ ઉપગુરૂ ત્યાં ઇંડાં હજમ કરે છે. તેમને જોઇને કેલીફોરન્યાના રાધાસ્વામિઓ પણ ઇંડાં ભક્ષ કરવા લાગ્યાં. હવે મજકુર ઉપગુરૂના વૉશીંગટન ખાતેના ચેલા ચેલીઓ હજી ચુસ્ટ વેજીટેરીયનજ છે. આ કારણથી વોશીંગટનવાલાઓએ કેલીફોરન્યનોને ઠપકો આપ્યો. જેથી ઉપગુરૂ તથા કેલીફોરન્યાવાલાઓ નારાજ થયાં. અને આ તકરારની છેવટની અપીલ, મી. બ્રોક, બીઆસના ગુરૂમહારાજને

કીધી હતી. યોગ્ય ઉત્તર વાળવાનું કામ મહારાજે પ્રોફેસર જગતસીંગને સોપ્યું. જગતસીંગે બંને પક્ષ રાજી રહે એવું ગોળગોળ મત આપ્યું હતું.

## સારી દુનિયા અંધી હય!

સાંજે ચાર વાગે ખુલ્લી હવામાં સતસંગ શરૂ થઇ. ગુરૂએ અગાઉથી હોકમ છોડયો હતો કે નવા જીજ્ઞાસુને (મને) છેક આગળ બેસાડવા અને કશું ન સમજ પડે તો અંગ્રેજીમાં સમજાવવું. ગુરૂ, સરદાર સાવનસીંગ, એક સુંદર ચાદર ઓઢી ઉચ્ચ સ્થાને બીરાજયા. જમણા હાથ પર ચાર, પાંચ, ફીટને અંતરે એક જુવાન પંજાબી બાઇએ ગ્રંથનો હવાલો લીધો. સુંદર ગીઠા બુલંદ સ્વરે તેણી બબ્બે લીટી ગાય, અને ગુરૂજી તેનો અર્થ સમજાવે. ગળામાંથી ગંભીર રૂઆબદાર અવાજથી ગુરૂજીએ શરૂ કર્યું, "કબીર સાહેબ ફરમાતા હય, અય ધરમદાસ, સારી દુનિઆ અંધી હય, સારી દુનિઆ બહેરી હય, સારી દુનિઆ સોતી હય,. ...." વિગેરે. ખુલ્લી હવામાં પંજાબના શરૂ થતા શિયાળાની આ સાંજ, ૨૦૦-૨૫૦ જીજ્ઞાસુ સ્ત્રી, પુરુષો આ ઋષિ જેવા દેખાવના સંતની અમૃતવાણીનું આતુરતાથી પાન કરે છે. સભાજનોમાં કેટલાક ઉંચી અંગ્રેજી તાલીમ પામેલા અધીકારીઓ, તેમજ શીખ પલતનના કેટલાક સીપાહો અને પંજાબી કિસાનો એકમેક સાથે ભાઇબંધીથી ભેળાઇ બેસે છે. આ દેખાવ ઘડી જોવા લાયકજ હતો. નવા આવનારમાં સહેજે શ્રધ્ધા અને ભક્તિ ઉત્પન્ન કરતો. ગુરૂએ આગળ ચાલતાં મનની ચંચળતા તથા નિઅંકુશતા બાબે એક સાર-ગર્ભિત કિસ્સો સમજાવ્યો.

## એક નાસ્તિક રાજાની વાર્તા.

"એક ચક્રવર્તિ રાજાએ ઋષિ મૂનીઓને 'ચૅલૅન્જ' કીધી, "મને ઇશ્વરની સાબેતી આપો, નહિ તો તમે સઘળા **મારી** પૂંજા કરો." રાજાની સામર્થવાન તર્ક આગળ કુડીબંધ મહાત્મા મહાત થયા.

તેઓએ કહ્યું, "હુઝુર, સિંહળ દ્વીપમાં અમારા ગુરૂ તપ કરે છે; તેઓ જો આપને સ્વિકારશે તો અમો સઘળા પણ એક જથ્થામાં તમારી પૂજા કરીશું." રાજા દ્વીપમાં ગયો. ઋષિરાજ સમાધિમા હતા. ચતુર વજીરે માટીના પાંચ પુતળાં બનાવી એકની પાછળ એક એમ ઋષિની સામે ખડાં કીધાં, જથ્થામાં પોતે ઉભા રહી સેવટમાં રાજાને રાખ્યા. પછી

વિધી પૂર્વક ઋષિને સમાધિમાંથી જગાડયા. તપમાં ખળળ થવે મહાત્મા એટલા તો ક્રોધાયમાન થઇ ગયા કે તેમની રૂદ્રજ્વાળાથી પેલાં પાંચ પુતળાં જળીને ખાખ થઇ ગયાં, ત્યારે જરા સ્વભાવ શાંત પડયો. પછી રાજાએ પોતાની ચૅલેન્જ જાહેર કીધી, યોગીરાજ બોલ્યા, "મહારાજ, મારામાં કશી શક્તિ નથી, મારો એક દુશ્મન છે જેનાથી ડરી હું લ્યાં આવ્યો છું." રાજાએ કહ્યું, "હું સારી જગતનો બળવાન રાજા છું માટે તારે દુશ્મનથી ડરવું નહિ, મને તેની ભાળ દેખાડ અને હું સ્હેજમાં તેનો પરાજય કરી નાખીશ. પછી તો તમે મારી પૂંજા કરશો ને?"

તપસ્વી બોલ્યા, "રાજન, તમો ધારો છો એટલી સહેલાઇથી તે દુશ્મન હારે એવો નથી."

રાજાએ ઉતાવળમાં કહ્યું, "મારા કરતાં બળવાન કોણ હોઇ શકે?"

"ગર્વ ના કર, તારા જેવા સત્તર રાજાને પણ ખાઇ જાય એવો તે છે."

રાજા ગુસ્સે થયો. ઋષિએ ધીમે ધીમે રાજાના ક્રોધનો પારો ઉંચે ચઢાવ્યો, અને છેવટે જ્યારે રાજાની ધીરજ ખુટી ગઇ, ત્યારે જ્ઞાની ગુરુએ કહ્યું, "દુર્બળ રાજા, તે દુશ્મન તારામાં છે. તેનું નામ મન છે. મનને કાબુમાં લાવ અને હું તથા મારા ભાઇબંધો સઘળા તને પૂંજશું." રાજાએ વ્રૃત લીધું કે મનને જીતવું યા બળી મરવું, સુરત શબ્દ **યોગનો** કોઇ પ્રવીણ ગુરૂ રાજાને નહિ મળવાથી તે પોતાના ગુસ્સાથી પોતેજ બળી મર્યો".

છેવટે સરદાર સાવનસીંગ મહારાજે કહ્યું, "રામ, કૃષ્ણ, ઇસા, મુસા, મહમદ વિગેરે કેહેવાતા અવતારી પુરૂષો પણ પૂર્ણ હતા નહિ." હયાં કોઇએ સંપૂર્ણ સોળે કળાધારી કૃષ્ણ માટે સવાલ કર્યો, ત્યારે મહાભારત, ભાગવત વિગેરેનો હવાલો આપી દર્શાવ્યું, "કૃષ્ણ પૂર્ણ હતે તો અરજુનને બચાવી નહિ શકતે? ભગવાનની આજ્ઞાથી તો અરજુન લડયો ત્યારે તેને સેવટે નર્કમાં કાંય મોકલવામાં આવ્યો?"

લ્યાં દર મહિનાની આખરીએ ખાસ સતસંગ થાય છે. આજે છેલ્લો રવીવાર હોવાથી ૪૦૦-૪૫૦ રાધાસ્વામિઓ આશ્રમમાં એકઠાં થયાં. ગુરૂએ જગતસિંગને પૂછયું, "પારસી જીજ્ઞાસુ માટે આજે શો વિષય લઉં?"

સરદાર જગતસિંગે **'શબ્દનું મહાતમ્ય'** સૂચવ્યું. આનો ટુંકસાર એ હતો, 'શબ્દ, નામ, કલામ, નાદ, word બધા ધર્મોમાં મળે છે. શબ્દથી સારી સૃષ્ટિ ઉત્તપન્ન થઇ છે. શબ્દના બે પ્રકાર છે, **વર્ણાત્મક** અને **ધ્વૂણાત્મક.** વર્ણાત્મકના ચાર વિભાગ છે, પ્રગટ, કંથમાંથી, હ્રદયમાંથી અને નાળીમાંથી પેદા થતા શબ્દો. દરેક જુનાં શાસ્ત્રો વેદ, પુરાણ, બાઇબલ, કુરાન વગેરે બધાં વર્ણાત્મક છે. વર્ણાત્મક એટલે આ દુન્યાનો (Physical vibrations), ધૂણાત્મક (spiritual vibrations) સાચો, આધ્યાત્મિક, અણુહદ નાદ છે. જે અકેહ, અલખ, (unspoken, unwritten) છે. ધૂણાત્મક આપણામાં છૂપાયલો છે. જ્યારે કોઇ યોગ્ય સંત સત્‌ગુરુ સુભાગ્યે મળે ત્યારે આ ધ્વૂણાત્મક શબ્દ હાથ લાગે અને સચનામ પર સ્વાર થઇ **'સચખંડ'** અને તેથી પણ પરે **'દયાળ દેશ'** માં પહોંચાય છે.

## પારસમણીની વાર્તા.

ગુરૂ મહારાજ દૃષ્ટાંટ વાર્તા મારફતે ઉપદેશ સમજાવવામાં કુશળ જણાય છે. કહ્યું, "એક મહાત્માએ અતિ શ્રમથી પારસમણી પ્રાપ્ત કર્યો. મહાત્મા એક નગરમાં ગયા, જ્યાં એક અતિ નેહાયત કંગાળ દરીદ્રીને દેખી આ દીનાનાથનું દીલ દુઃખ્યું. મહાત્માએ કંગાળને પારસમણી આપી કહ્યું, "આ લે. લોઢાંને લગાડશે તો તે સોનું થઇ જશે. આ વડે ત્હારી હાલત સુધાર." આમ કહી મહાત્મા યાત્રાએ ગયા. સોનું બનાવવા માટે પેલો કંગાળ લોઢું ખરીદવા ગયો, પણ તે કમબુદ્ધિને લોઢાનો ભાવ મોંઘો પડયો ! વેપારીએ ખબર આપી કે માલની અછત છે અને માંગ વધુ છે. પણ બે ચાર દિવસમાં નવો માલ આવી પૂગવે લોઢું સસ્તુ થશે. લોઢું સસ્તું થાય ત્યાં સુધી પેલો કંગાળ થોભ્યો ! એટલાંમાં પેલા મહાત્મા યાત્રાએથી પાછા આવી ચઢયા. પેલા કંગાળને હજી તેવીજ દરીદ્રતામાં દેખી અજનયબી સાથે દુઃખ પામ્યા, આ તે કેવો પુરૂષ હશે કે પારસમણી પાસે રાખવા છતાં ય કંગાળનો કંગાળજ ! કારણ પૂછતાં જણાયું કે લોઢાંને ભાવ હાલ મોંઘો છે! મહાત્માએ પારસમણી ખુંચવી લીધો, કહ્યું, 'તું એનો અધિકારી નથી.' "

આ વાર્તાપરથી ગુરૂ મહારાજે સાર ખેંચી સંભળાવ્યો, " હુઝુર સ્વામિજી મહારાજે પરમ દયા કરી રાધાસ્વામિ નામનો પારસમણી

દુન્યાના કંગાળો માટે ખુલ્લો રાખ્યો છે અને કુલ દુન્યા કંગાળ છે. પેલા કમબખ્ત દરીદ્રીના જેવી કંગાળ છે. થોડા ભાગ્યવંતો આ પારસમણી ગુરૂકૃપાથી વાપરી, પોતાની કનિષ્ઠતા દુર કરી, શ્રેષ્ઠતાને પ્હોંચે છે".

રાધાસ્વામિ પંથના ગુરૂએ આજનો વિષય 'અનાસક્તિ' (non-attachment) રાખ્યો હતો. સંસારમાં સઘળી વાજબી સુખ સગવડ અને મોજ મજાહ મેળાવી પણ તેના ગુલામ બનવું નહીં. અહંતા મમતા રાખવી નહી. ઉદાસીન (indifferent) બનીને ફરવું. આ ઉપદેશનાં સમર્થનમાં નીચલી કથા સંભળાવવી:—

## તન, મન અને ધન કેમ અર્પણ થાય?

એક રાજાએ એક મહાત્મા પાસે 'સાચું જ્ઞાન' માગ્યું. મહાત્માએ પૂછ્યું, "કીંમત શું આપશો?"

રાજા જરાપણ લાંબો વિચાર કર્યા વિના બોલી ઉઠયો, "તન, મન, ધન."

મહાત્મા હસી પડયા, "આ તો દરબારી તાઝીમ તવાઝોની ખાલી બોલવાની રીત છે. Empty platitude છે."

રાજા ખસ્યાણો પડયો પણ ક્ષત્રીનો ટેક જાળવવો જોઇએ કરી રહેજ અભિમાન સાથ બોલ્યો, "ભગવન, હું ખરેજ મારૂં સર્વસ્વ અર્પણ કરવા તૈયાર છું."

જ્ઞાનીએ કહ્યું, "રાજન, ઉતાવળો ના થા. આઠ દિવસની તને મહેતલ આપું છું. પાકો વિચાર કરી, મંત્રીઓ, રાણીઓ, કુટુંબીઓ વગેરે સાથ સલાહ કરી, પછી તારો નિર્ણય જાહેર કરજે."

સર્વએ આ વાત રાજાનીજ મુનસફીપર છોડી. આઠમે દિવસે યોગીરાજ દરબારમાં પધાર્યા ત્યારે તેમનાં કમંડળમાં રાજાએ અષ્ટગંધથી લખાયલો ભોજપત્ર મેલ્યો. "ગુરૂજી, આજથી મારૂં તન, મન, ધન આપનાં ચરણોમાં અર્પણ કર્યું છે." એવી મતલબના શબ્દો મહાત્માએ મોટે સાદે વાંચી સંભળાવ્યા. અને દરબારમાં હાજર રહેલાં સર્વની સમ્મતિ પૂછી. કોઇએ પણ વાંધો ઉઠાવ્યો નહી. ત્યારે મહાત્માએ એક ભગવા રંગની કૌપીન (લંગોટ) રાજાને આપી કહ્યું, "આ લે, પહેર અને તારૂં તાજોતખ્ત અને સર્વસ્વ મને આપ."

રાજાએ કાશાય કછ ધારણ કીધો અને મહાત્મા તો બાર સોનેરી

પોશાક લટકાવી, તાજ માથે ધાલી, સિંહાસને ચઢી બેઠા !

નવા રાજાએ ચેલાને આજ્ઞા દીધી, "હવે તારૂં આ દરબારમાં કામ નથી. જા, પેલા ઉકરડા પર જઇને બેસ." ચેલો રાજાને પગે પડી ગુપચુપ ચાલતોજ થયો. આ વિચિત્ર ઘટના જોઇ ઝરૂખામાં બેઠેલી રાણીઓ રડવા લાગી, મંત્રીઓ અને દરબારીઓ પણ અવાક થઇ બેઠા. આ તે કેવો મહાત્મા ! ખરેખરજ ગાદી પચાવી બેઠા અને વળી જુના રાજાની આવી કરૂણાજનક સ્થિતિ બનાવી ? પણ હવે બોલાય કોણથી ! બધાંજ સમ્મતિ આપી ચૂકયાં હતાં.

ચેલો ઉકરડા પર બેસી વિચારવા લાગ્યો. "આ શું અણધાર્યું બન્યું ! કોઇ મવાલીએ મહાત્માના વેષમાં આવી મને ઠગ્યો તો ન હોય ? અરે ! પણ હવે વચન આપી ચૂકયો છું તો પાળવેજ છુટકો !'

નવા રાજાએ તો દરબારનું નિત્ય કર્મ આટોપ્યું. અને બધા તેમનાથી ધ્રુજવા લાગ્યા. થોડી વાર પછી રાજાએ ચપરાસીને હુકમ કીધો, "મહેતરને મોકલી ઉકરડા પરથી 'પેલાને'બોલાવી મંગાવો."

ફરમાવેલા બંદાએ ચેલાને રાજાની આજ્ઞા દર્શાવી. ચેલો દરબારને આંગણે આવી ઉભો. ગુરૂને દૂરથી પગે લાગ્યો. રાજા તો રૂદ્રરૂપ ધારણ કરી બખાળવા લાગ્યા, "અરે ! નીચ, આખરે તું મારી સાથે દગો રમ્યો ? તું માત્ર મોઢેનુંજ દાન આપે છે કે ?"

ચેલો ધ્રુજવા લાગ્યો, ગુરૂની કૃપા યાચવા લાગ્યો. હવે તેને ભાન આવ્યું, "મેં મન અર્પણ કર્યું છે તે મારાથી કેમ વપરાય ? વિચારો તો આવ્યાજ કરે છે."

ચેલાએ મન રોકવાની ભગીરથ પ્રયત્ન કરી, અને એમ કરતાં તે વિચાર સૂન્ય બની શકયો. અને સમાધિ લાભ પામ્યો. હવે ચેલાને સત અસતનું જ્ઞાન થયું. ગુરૂએ ચેલાને તેની ગાદી પાછી સોંપી દીધી અને કહ્યું, "યાદ રાખજે આ ગાદી મારી છે. માટે મારા આડત્યા બનીને તારે નિતી અનુસરા રાજ્ય ચલાવવું." રાજાની અનાસક્તિનો લય થયો. 'હું અને મારૂં' એ ખ્યાળ હવે તેનામાં રહ્યો નહિ અને તેથી પાપ પૂણ્ય રહિત બન્યો. હવે તે રાજાને જનકરાજાની જેમ ભરીપુરી મિથીલા નગરી અને સળગી ઉઠેલી મિથીલા નગરી સમાનજ જણાઇ.

આ પ્રમાણે Physical prosperity with mental

renunciation નો બોધ દૃષ્ટાંત સહિત સમજાવ્યો. બાહ્ય ત્યાગ, તિતિક્ષા, ને વખોડી કાઢી, ઢોંગી લેખાવી.

## સરદાર સાવનસીંગ મહારાજ સાથ વાદવિવાદ.

આ છેલ્લુ અઠવાડયું હું આશ્રમમાં બધાનું ધ્યાન ખેંચી રહ્યો હતો. સંત સાહેબે મને પૂછ્યું, "આજે શી બાબત લઈયે?'

મેં સૂચવ્યું, "પીંડ, બ્રહ્માંડ અને સચખંડની સમજ આપો."

આ ઉપરથી ગુરૂ.મહારાજે પેલી જવાન સ્ત્રીને કબીર શબ્દાવળીમાંથી ગાવા આજ્ઞા દીધી. "નૈણુ દિદાર મહેલમેં કર"થી શરૂ થતા શબ્દોની કડીઓ એવી તો પરગરી રીતે, મીઠા સ્વરે, બબ્બે વાર ઉચ્ચારી કે તે વેળા તો સ્હેજે મોઢે ચઢી ગઇ. બીજી કડી સમજાવતાં મહારાજે સમજાવ્યું "કબીરજી હઠ્ઠયોગને સ્વિકારતા નથી."

મેં વાંધો લીધો, "મહારાજ, આ તમારી ટીકાઓમાં માત્ર સાંપ્રદાયિક બુ (ગંધ) આવે છે. કારણ કબીરજી સ્પષ્ટ શબ્દોમાં, કહે છે:

'ધોતી, નેતી, બસ્તી પાઓ,
આસન પદ્દમ જુગતસે લગાઓ.'

ત્યારે એમ કેમ કહેવાય કે કબીર હઠ્ઠ યોગનો અસ્વિકાર કરે છે?

જવાબમાં ગુરૂએ માત્ર assert કર્યું", "આતો માત્ર વર્ણવે છે."

મેં કહ્યું, "આખી કવિતામાં હઠ્ઠ યોગની વિરૂધ એક શબ્દ પણ નથી. જેમ તમારો **શબ્દ યોગ**, યોગ દર્શનની એક શાખા માત્ર છે, તેમ હઠ્ઠ યોગ, રાજ યોગ વગેરે પણ શાખાઓ છે. શબ્દ યોગજ ચઢ-યાતો અને બીજા બધા ઉતરતા એ તો સાંપ્રદાયિક છંદ કહેવાય.

"વળી આખી કબીર શબ્દાવળીમાં 'રાધાસ્વામિ' નામનો એક પણ શબ્દ જડતો નથી.

"તમે કહોછો રામ, રહેમાન, કૃષ્ણ, ક્રાઇસ્ટ વગેરે પયગમ્બરો, અવતારો તો હજી નીચલા તબક્કાઓમાં ગોટાં ખાય છે. અને તમે સ્વિકારો છો કે કળીયુગમાં કબીરજીએજ પહેલવહેલું શબ્દ યોગનું જ્ઞાન પ્રગટ કર્યું". ત્યારે કબીર વારંવાર, 'રામ નામ તું ભજ લે પ્યારે' વગેરે રામ નામનો મહિમા ગાય છે તેનો શો ખુલાશો છે?......" વગેરે લંબાણ ચર્ચા ચાલી. બીજે દિવસથી હું ગુરુ સાથે ખાનગીમાં ચર્ચા કરવાનો હતો.

## ચેલાઓમાં અસંતોષ.

સાંજે હું ત્રણ શીખ રાધાસ્વામિઓ સાથ ખેતરમાં ફરવા ગયો. તેઓ મને વિનંતિ કરવા લાગ્યા, "તમે ખાનગીમાં શા માટે ચર્ચા ચલાવવા ચાહો છો? તમારી આટલા દિવસની જાહેર ચર્ચાથી આખી સતસંગને અને ખાસ કરી અમુને બહુજ ફાયદો જણાય છે."

મેં કહ્યું, "હું હવે મહારાજ સાથે ભર સતસંગમાં (Freely) છુટથી વાદવિવાદ કરવા ચહાતો નથી. મારી ટીકાઓ તમારામાંનાં કેટલાક ગુરૂદ્રોહી યા ઇશ્વરદ્રોહી (Blasphemous) માને અને તેથી તેઓની અધ્ધા (Credulity)ને ધક્કો લાગે, તેઓ નારાજ થાય, ઇતરાઝ કરે...... !"

પછી તેઓએ વધુમાં ખુલાશો કર્યો, "અમો ત્રણે રાવલપીંડી રહીએ છીએ. જ્યારે પહેલા પહેલાએ ગુરૂ સાહેબને મલ્યા હતા, ત્યારે અમારી પર ધરાંપરાં ખુબ ચાલ્યાં અને અમને તો મનમાં એમજ લાગ્યું કે ગોયા અમો પૂર્વ જન્મના યોગભ્રષ્ટજ હોઇએની? જાણે પરમધામ, દયાળદેશનાં સીમાડા પરજ અટકી રહ્યા હોઇએ, અને આ જન્મમાં સંતસદ્દગુરુ સાહેબ સચખંડના દરવાજા, ઝટ ખોળશે અને અમો કાયમ માટે રાધાસ્વામિના સાક્ષાત્કાર પામીશું, પણ પણ......ઉલટમાં આવીને જ્યારથી અમોએ નામ લીધું ત્યારથી ગુરૂજીનાં ધરાંપરાં ગેબ થઇ ગયાં. અમે અભ્યાસ (આંખ, કાન, મોઢું, એ ત્રણે દ્વાર બંધ કરી એકાગ્ર ચિત્ત કરવાની પ્રેકટીસ) ખુબ જોરમાં પૂર ઉત્સાહથી કીધો, પણ પાછળથી શંકાઓ પેદા થઇ, તેના ખુલાશા માટે ગુરૂજી પર અનેક વિનંતી પત્રો લખ્યાં, લેકીન જવાબ નદારદ. આખરે અમે અમારી સરકારી નોકરીપરથી બબ્બે મહિનાની રજા લઇ ત્યાં આવ્યા. હવે અમારી રજા પણ પુરી થવા આવી છે, અમારા ગુંચવાડા વધુ ગુંચવાયા છે. તમો જે શંકાઓ ગુરૂજી સામે ઉપસ્થિત કરો છો તેવી શંકાઓ હાલ અમારામાં મોડેથી પેદા થઇ છે. અને તમારી સ્વતંત્ર ચર્ચા અમુને તો અતિ આવકારદાયકજ છે. હવે અમે ગુરૂજીથી ડર્યે છીએ. તમારી જેમ તકરાર અમને આવડતી નથી, અને આવડે તો પણ અમારાથી કરી શકાય નહિ. વિગેરે."

વળી એક બીજો રાધાસ્વામિ પણ મારી આગળ એવીજ વિનંતી કરવા લાગ્યો. આ વાતો ઉપરથી બીજે દીવસે મેં ખુલ્લી સતસંગમાં સવાલ જવાબ પાછા શરૂ કર્યા, "ગુરૂની દયા" નો વિષય માંગ્યો. મહારાજે પીંજણ કર્યું તેની મતલબ માત્ર બે લીટીની હતી. ગુરૂની દયા અધિકારી પરજ હોય. અધિકાર પ્રાપ્ત થયો કે ગુરૂ આપોઆપ મળે, શોધવાની પણ જરૂર ન રહે. ગુરૂ પ્રાપ્ત થયા એટલે વગર અટકવે કુદકે ભુસકે તરક્કી થાય. પછી બધી જવાબદારી ગુરૂની.

મેં પૂછયું, "મોટા મોટા અવતારો. યોગીરાજો, જેઓ ૐકાર સુધી પુગી હવે અટકી પડયા છે અને હજારો વરસ થયાં ગુરૂ વગર આગળ વધી શકતા નથી, તો શું તેઓ બધા અધિકારી નહિ હશે? આજની સતસંગમાં બીરાજેલા ગુરૂયાફ્તા નશીબવાનો કરતાં રામ, કૃષ્ણ, ઇસા મુસા વિગેરે કમ અધિકારીજ હશે? ગુરૂ મહારાજ કાં નહિ આપો આપ આ યોગીરાજ આગળ જઇ તેઓની ઝડપી તરક્કી કરતા? શું બાપડા પાતન્જલ, શંકરાચાર્ય, વ્યાસ, અને બીજા મહાન યોગીઓ બ્રહ્માંડ અને સચખંડની સીમા (border line) પર હમેશાં હવા ખાતા બેસી રહેશે?"

સાવનસીંગ મહારાજને હવે જવાબ વાળવો પડયો, "હા, જ્યાં સુધી કોઇ સંત સતગુરુ તેઓને રસ્તે પસાર થાય નહિ અને તેમના પર સંતની નજર પડે નહિ ત્યાં સુધી તો બધા તેજ હાલતમાં રહેવાના અને઼ઓ! તમો શિષ્યો, ચંદરોજમાં, તમો કૃષ્ણ, ક્રાઇસ્ટ, બુદ્ધ કરતાં પણ આગળ વધી જશો. અરે! કેટલાક તો અત્યાર અગાઉના આગળ ગયા છે પણ" ગુરૂજી મહારાજ તો મારી તકરારો દબાવી દેવાની ધુંધમાં એવા બોલ્યા કે સાંભળનારાઓની છાતી ગજ ગજ ખાળી નીકળી હશે.

મેં દલીલ કીધી, "સંતોનું ૐ ગલીમાં જવું કાંય થતું નથી? શું સંતોનું આ વર્તન (capricious) ફાંટાબાજ નહિ ગણાય? અણુઘડ-લાલો અને બોડડચંદોને રહેજે સચખંડમાં મોકલી દે છે, જ્યારે પરમ ભકતો અને યોગીરાજોને વચગાળે લટકતાજ રહેવા દે છે?

ગુરૂજીએ મારી તકરાર કાપી, "સંતોની મોજ." મારૂં હવે ખુબ પાકી આવ્યું હતું. મેં હવે જોરભેર જાહેર કર્યું, "આ બધી બગ્યાં ભણાવવાની વાતો છે; મિથ્યા આશાઓ અપાય છે, અને ભોળા લોકો-ઓની અંધશ્રદ્ધાનો ખોટો લાભ લેવાય છે."

આ પ્રમાણે દિવસો સુધી રોજ ખુબ સતસંગ અને શાસ્ત્રાર્થ ચાલ્યો. મારાં મનનું સમાધાન થયું નહિ, લગભગ બધી સતસંગની નોંધ મારી પાસે છે, પણ લંબાણ થઇ જવે આટલાથીજ સંતોષ પકડીશું. મેં અનુમાન ખેંચ્યાં કે રાધાસ્વામિ મત જે ઉચ્ચતમ જ્ઞાનનો દાવો કરે છે તે તેઓ તથા તેમના ગુરૂ અક્કળપસંદ રીતે પુરવાર કરી શકતા નથી. આ પંથ મારી ભુખની તૃપ્તિ કરી શકે એવો નથી. છતાં વધુ ટક મળવે આ પંથને વધુ તપાસીશ. ભવિષ્યનાં પ્રકરણમા આગ્રાના દયાળબાગના રાધાસ્વામિઓની મુલાકાત લઇશું,

## સ્વામિ સીયારામ, M.A.

હવે હું બાઆસથી જળંધર ગયો. કારણ પ્રખ્યાત ડબલ ગ્રેડ્યુએટ સ્વામિ સીયારામ ત્યાં પધારવાના સમાચાર મને મળ્યા હતા. સ્વામિ સીયારામ પૂર્વાશ્રમમાં પંજાબની એક કૉલેજના Vice principal હતા. સાધુ થયા પછી એમને પોતાનાં શરીર સાથે અનેક પ્રયોગ કર્યા છે. કહે છે કે દિવસો સુધી માત્ર (Kerosene) ધાસલેટ પીને રહ્યા હતા અને પરિણામે તબ્યતનો નાશ કર્યો હતો. હું મળ્યો ત્યારે સીયારામનો દેખાવ કંગાળ હતો. એમનો પહેરવેષ slovenly ફુવડ હતો. એમના ઓરડામાં વસ્તુઓ વેરવીખેર હાલતમાં પડી હતી. એક ગરીબ સ્કુલ માસ્તરને ત્યાં ઉતર્યા હતા. એમની સાથે એક સિંધી ચેલો હતો.

The plan and process of the Universe સૃષ્ટિની રચના અને કાર્ય વિષે મેં પ્રશ્ન છેડયો.

"માર ગોળી! એ બધી ઉપાધિઓ શા સારૂં? આપણે એટલું માત્ર જાણ્યે છીયે કે આપણે બધા દુઃખી છૈયે. અને તે દુઃખજ દૂર કરવાના ઉપાય શોધો ને. ભુખનું દુઃખછે? ઠીક, ધાન, દાળ, ઘી, રોટી વગેરે માત્ર અર્ધો દજન વાણીઓનું સામાન્ય જ્ઞાન મેળવ્યું કે થયું. બસ જરૂર જોગીજ ચીજોનુ જ્ઞાન અને તેની પ્રાપ્તિ, પછી ખટપટ શા માટે જોઇએ? આ જોઇએ અને પેલું જોઇએ એવી વાસનાઓથીજ દુઃખ વધે છે.

બાકી રહ્યું માનસિક સુખ. ઇન્દ્રિયજન્ય ભોગો માટે બારીક વિચાર કરી જોતાં માલમ પડે છે કે સુખ બાહ્ય પદાર્થમાં નથી. પણ તે આપણાં મનની એક હાલત છે માટે મનને સમજાવી લેવું જોઇએ.

અને બધા ભોગો મનથીજ ભોગવી લેવા જોઈએ. મનમાં અદરાવું અને મનમાંજ પરણવું, પછી ભાંજગડ શી ? માર ગોળી..."

સ્વામિ દુન્યાથી હારેલા, નાસીપાસ થયલા, કંટાળેલા લાગતા. હાસ્ય તો જાણે તેમને હંમેશનું ગુમાવ્યું હતું. Diseased psychology બીમાર મનોવિકારથી પીડાતા જણાતા. એમની ભૂત-કાળની ઉચ્ચ સ્થિતિને કારણે લોક તેમને માન આપતા, બાકી એમનો નિરાશાવાદ પ્રજાની પસંદગી પામતો નહિ

પંજાબ છોડી હું હવે સિંધ ગયો.

## ૧૧૮ વર્ષની વયના સુફી ફકીર.

સક્કરમાં મેં પારસી ધર્મશાળામાં ઉતારો લીધો. ત્યાં કેટલાક પારસી ભાઈઓ મને મળવા આવ્યા, અને મારા હિમાલય વગેરેના ભ્રમણનું વર્ણન સાંભળી બહુ રસ પામ્યા. એએક અગ્ર જણોએ મારૂં ધ્યાન ખેંચ્યું, "જરથોસ્તી અનજુમનના એક ભલા અગ્રેસર ભાઈ, એક મુસલમાન સાંઇના દિવાના આશક બની ગયા છે. અને ઇસ્લામની રીત રિવાજ મુજબ નમાઝ, બાંગ, ચહેલ્યું વગેરે ધર્મ ક્રિયાઓ કરે છે, એ અમારી લાગણીના વિરૂદ્ધ છે....વગેરે."

મેં ઉત્તર વાળ્યો, "જો તમારો જરથોસ્તી ધર્મ અમુક વ્યક્તિને સંતોષ આપી શકતો ન હોય, અને બીજા મજહબની અમુક ક્રિયાઓથી તેમનાં મનને રાહત જણાતી હોય તો આપણાથી વાંધો કેમ લેવાય ? જો ખરેખર તમારી ધાર્મિક લાગણી દુઃખતી હોય તો જરથોસ્તી ધર્મના પંડીતો, દસ્તુરો દ્વારા તે વિદ્વાન ભાઇની આત્મિક ભૂખ તૃપ્ત કરાવો. જુઓને, મને પોતાને પણ તીવ્ર પ્યાસ લાગી છે અને જો જરથોસ્તી સાધનો મારફતે તે શોષ મટી શકતી ન હોય તો બીજા ધર્મોમાં શોધ ચલાવું. હવે મારે માટે તો સવાલ એટલોજ છે કે મજકુર મુસલમાન ફકીર મારી ભૂખ તૃપ્ત કરી શકશે ?" પેલા પારસી ભાઇઓને દીલગીરી સાથે સ્વિકારવું પડ્યું કે આપણા ધર્મ સાહિત્યની હાલની અવસ્થા જોતાં, તથા પહેરેજગાર સામર્થવાન દસ્તુરોના અભાવે ઉચ્ચ આત્મજ્ઞાન મેળવી શકાય એવુ નથી. તેઓએ મને ખાસ વિનંતી કીધી, "તમો જાતે રાણીપુર રીઆસતમાં શાહદરાઝા ગામમાં આ ફકીરને ડેરે જાઓ, અને બારીક અવલોકન કરી અમને તમારો

અભીપ્રાય લખી જણાવો. જો ખરેખર શાહ સખી કબુલમહમદ સાહેબ પહરેજગર પીરમર્દ હોય તો પછી અમે પણ તેમના જ્ઞાન અને આશિષનો લાભ ઉઠાવ્યે."

આ ઉપરથી હું રાણીપુર રીઆસત સ્ટેશને ઉતરી શાહાદરાઝા ગામમાં ગયો. સક્કરથી મને રાણીપુરના સ્ટેશન માસ્તર પર એક ભલામણ પત્ર મળ્યો હતો. સ્ટેશન માસ્તરે મારો સામાન કલોક રૂમમાં રાખ્યો અને શાહની દરબારમાં જતાં એક ભાઇ-બેનના ટાંગામાં મને જગ્યા અપાવી. રસ્તામાં ભાઇ તહેલરામ સાથે વાત કરતાં જણાયું કે તેમને સખી સાહેબની દુવાથી એક નોકરી મળી હતી. પણ તેનો ઉપરી જુલ્મ અને અન્યાય કરતો હોવાથી તેણે નોકરી છોડી દીધી હતી. હવે પાછા સાંઇ સાહેબની દુવા માટે આવ્યા હતા. તહેલરામની બેન પણ સખી સાહેબના આશિષની આરજુમંદ હતી. તેણીને મન ગમતો વર અને સુખ જોઇતું હતું.

શાહદરાઝાની દરબાર સ્ટેશનથી ત્રણએક માઇલ પર છે. મુસલમાન ઢબના રંગ ને રૈણકવાળી, ગુંબજદાર ઇમારતમાં શાહની દરબાર હતી. આજુબાજુ ગામડેની ઢબનાં મકાનો પરોણાઓના ઉતારા માટે હતાં. ફકીર સાહેબના એક મુખ્ય ચેલાપર સ્ટેશન માસ્તરે તહેલરામ મારફતે મારી સીફારસ કહેવડાવી હતી. આ કારણથીમને તે શિષ્યએ ખુદ દરબારમાં પોતાના ઓરડામાં ઉતારો આપ્યો. શિષ્ય મોજીલો ઇશ્કી જવાન હતો.

થોડીવારમા ચૌકીનો સમય થવાથી મને ત્યાં લઇ ગયો. એક પોખાળ ઓટલા પર, પાટી ભરેલી, લાકડાંની સુંદર ઘોલકી પર ફક્કડ ઇરાની ગાલીચો પાંથરીઓ હતો, ત્રણ મોટા રેશમી ગલેબના ટકીઆઓ વચ્ચે એક અતિ વૃદ્ધ શખ્સ ફકીરી તૌર પર બેઠા હતા. કહે છે કે આ સખી કબુલ મહમદ સાહેબે ૧૧૮ શિયાળા દીઠા છે. આ સંખ્યા ખરી હો, યા સહરાગાતી, પણ એટલું તો ખરૂં કે સખી સાહેબ ઘણા બુઢા હતા. એમની પ્રકૃતિ અચ્છી જણાતી અને દોઢ એક કલાક ટટાર બેસી શકતા. મને સાંઇ સાહેબ આગળ રજુ કરવામા આવ્યો. ભલા ડોશાજીએ હસીને ઝડપી શબ્દોમાં પૂછ્યું, "રાજી છો? ખુશી છો? ચંગા છો? સારી પેઠે છો? મઝામાં છો? મોજમાં છો! બાળ બચ્ચાં, સગાંવહાલાં, પારડોશી, ભાઇભાડું, બકરાં, મરઘાં, સૌ ખુશી છે? સારાં છે? રાજી છે?...વિગેરે." આ પ્રમાણે એકનાં એક શબ્દોમાં બધાંની ખબર એક

કોનોગ્રાફની માફક દરેક આવનારને પૂછતા. જે ઘણુંજ રમુજી લાગતું. પછી ચેલાને ઇસારત કરી મને પણ મીજલસમાં બેસાડ્યો.

એકતારા હવે તુનતુન કરવા લાગ્યા. અને ઇશ્કે હકીકીની તાણો ચાલી, ગઝલો અને કવ્વાલીઓના રેલા વહેવા લાગ્યા, તેમાં શાહ **અબ્દુલ લટીફના** રેસાલામાંની દીલ પીગલાવનારી લીટીઓ તો ખરેજ સિંધની ફીલસુફીના ઝવાહીરોજ રજુ કરતી. એટલા ઉપર મર્દો બેઠા હતા, જ્યારે ખડકીમાં ઔરતોનું મેજરૂં એકઠું થયું હતું, હવે ખલીફાના કિસ્સા તથા હસન હુશેનના ફેજપર માહતુમ ગવાઇ. ભિત્તરનાં ખંડમાંથી સ્ત્રીઓના ડચકાં ખાવાના અવાજ પ્રગટ સંભળાતા. આજુબાજુવાળાઓનાં શ્વાસ ઉંડા થવા લાગ્યા. આંખો ભીનાવા લાગી અને ઠંડી આહ નીકળવા લાગી. પેગમ્બરનાં પ્યારાઓ પાણીનાં એક ટીપાંને સારૂં પોતાનો પ્યારો જાન ખોહે છે, અને એક તારાવાળો વારંવાર આ કરૂણાજનક કિસ્સાને લંબાવી, "ઇશ્ક કે ખાતીર ! આહ, ઇશ્ક કે ખાતીઇઇર ! કરી એવી તો હૃદય ભેદક તુંઇ તુંઇ કરતા, કે મીજલસમાં અનેક મર્દો પણ છડેચોક રોઇ ઉઠતા. વાહ, શું તે વખતની મસ્તી ! કેવી નશા ! જાણે બધાં એક દીલ થઇ ઇશ્કમાં ચકચુર બની જતાં ! ગાનારાઓ શ્રોતાઓના (Emotions) ભાવોને ઉશ્કેરવાના હુન્નરમાં કુશળ હતા.

હવે ચોકી ખલાસ થઇ. પીર સાહેબને બધાંએ ભક્તિભાવથી નમન કર્યું, તેમનાં હાથ ચુંમ્યા. વૃદ્ધ ફકીર ઉઠીને બાનુઓના કમરામાં ગયા. જ્યાં પણ આદાબ સ્વિકારી આશિષ દીધા. લોકો તેમની ખાલી પડેલી ધોલકી પર જાણે ત્યાંની અણદીઠ ધ્વનિઓ (Vibrations) પકડી લેતાં હોય તેમ ગદી તકીઆ પર હવામાં હાથ ફેરવતાં. અને ફકીરની દામણને અડવામાં ખૂશ નશીબી માનતાં.

પછી સખી સાહેબ દુઃખી દીલોનો મલમ લગાડવાના કામમાં લાગતા, હસી હસીને ખયરઆફ્યત પૂછતા, ભક્તોનું દુઃખ દીલશોકથી સમજતા, તેમને આશ્વાસન દેતા, તાવીઝ અપાવતા, અમુક ફાત્યા ભણુવાનું સૂચવતા, અરજીઓ પર કાંઇ ગુપ્ત નીશાની કરી આપતા. આ બધું કામ મુખ્ય ચેલા મારફતે થતું હતું.

આ ઉપગુરૂ પહેલા નંબરના મવાલી જણાતા. સાંઇ સાહેબની આજ્ઞાઅનુસાર, લોકોને તાવીઝ વગેરે વખતસર આપતા નહિ. રેશ્મી શર્ટ, રેશ્મી રૂમાલ, 'રીસ્ટ વૉચ,' વગેરે ભેટો આપનારાઓનાં કામ જલદીથી

કરી આપતા. માંસ, મચ્છી તો ખાતા પણ શરાબ અને વ્યભિચારને પણ હલાલ માનતા. એ અને એના મદદનીશો એક બદમાશોની ટોળી બની તરેહવાર કુકર્મો કરતા. સખી સાહેબ આ બીનાથી વાકેફ હશે કે કેમ, તે કહી શકાતું નથી. મોટા મોટા સરકારી અધિકારીઓ તથા શ્રીમંત પુરુષો, શાહ સાહેબના સાગેર્દ હોવાથી, તથા સક્કર બૅરેજમાં પણ અનેક અધિકારી પર કાબુ ધરાવતા હોવાથી, ભક્તોને નોકરી અપાવવી. લાગવગ લગાડવી સહેલ બનતી. વળી કેટલાક ગુનેહગારો પણ સાંઇની શરણે આવતા. ત્યાં એવી માન્યતા છે કે ફકીર બાબાના છાપરાં તળે આવેલા ગુનેહગારોને પોલીસ પણ પકડી શકતી નથી. હવે પહેલી વારના ગુનાહ માટે આ ઠીક કહેવાય, કે સખી સાહેબની રૂડી સંગથી ચેલો ગુનાહ કરવાનું છોડી દઇ સારો રસ્તો પકડે, અને પહેલી વારના થઇ ગએલા ગુનાહથી માફી પામે. પણ જો ભક્તો ચોરી કરતા રહે અને દોડી દોડીને દરબારમાં ભરાઇ બેસે અને વારંવાર છટકી શકે તો તે ઉલટું ગુનાહને ઉત્તેજન સમાન લેખાય.

હું ચારેક દિવસ ત્યાં રહ્યો. ત્યાંનો રંગ જોઇ હું તો ધરાઇ ગયો. સાંઇ સાહેબ મને એક અચ્છા ફકીર તરીકે ઓળખાવતા હતા અને મારી પર રીઝ્યા હતા—મને વેજીટેરીયન ખોરાકની તથા બીજી સગવડો સારી રીતે મળતી હતી. પણ ત્યાંનું વાતાવરણ ને સંગત ઇચ્છવા જોગ જણાઇ નહિ. વળી આધ્યાત્મિક દૃષ્ટિએ ત્યાં મને તો અંધારૂજ જણાતું. બાનકેળવાયલી લાગણીઓને ઉશ્કેરી મેળવા ઉપરાંત વધુ કશું જોવામાં આવતું નહિ. ત્યાં સભ્યતા, વિદ્વતા, સ્વચ્છતા અને શાંતીની ગેરહાજરી હતી.

મેં જે દીઠું, અનુભવ્યું, તેનો સાચો હેવાલ સક્કરનાં મીત્રો પર લખી વાળ્યો.

## સિંધના સાધુ—મી૦ જમશેદ મહેતા.

હું હદ્રાબાદ થઇને કરાંચી ગયો, "ત્યાં પ્રખ્યાત સાધુઓ કોણ છે?" એમ પૂછતાં મને અનેક ઠેકાણેથી મી૦ જમશેદ નશરવાનજી મહેતા અને સાધુ ટી. એલ. વસ્વાનીનાં નામ મળ્યાં. એક પારસીનું નામ સાધુઓની ગણત્રીમાં સાંભળી મને અજાયબી ઉપજી. હું મી૦ જમશેદને મળવા ગયો. એક ખુશ ચહેરાના, સાદા પારસી જણાયા. ગ્રહસ્થી

વેશમાં આ સાધુ ગણાતા પુરુષે સિંધની જનતામાં મ્હોટી પ્રતિષ્ઠા પ્રાપ્ત કીધી છે. થીઓસોફીના સિદ્ધાંતો તરફ પક્ષપાત ધરાવે છે. રાત દિવસ સમાજ સેવામાં રોકાયલા જણાય છે. એમની સાથે મેં અનેક વિષયો પર ચર્ચા ચલાવી. છેવટે મી. મહેતાએ એક પારસીના ઘરનું સરનામું આપ્યું, જ્યાં **'એક અચ્છા સિધ્ધ મહાત્મા'** ઉતર્યા છે એમ જણાવ્યું.

આ ઉપરથી કરાંચીમાં પેલા પારસીનું ઘર શોધી કાઢી, હું ત્યાં ગયો. ૪૫, ૫૦ વર્ષની ઉમ્મરના એક સન્યાસી જમીન પર બીછાવેલાં ગાદલાં પર આસન માંડી બેઠા હતા. પાસે એક થુંકદાન પડી હતી, તેમાં જરા જરા વારે પાન તંબાકુનો રસ થુંકતા. આજુબાજુ ચોપડીઓ, એલચી, અફરગાન્યું, માળા, હરણનું ચામડું, ડુચાએલાં કપડાં, સાબરસીંગ, ખડયો કલમ, વગેરે સત્તર, પંદર ચીજોનું સંગ્રહસ્થાન હતું. બે પારસી બાઇઓ એક છોકરા સાથે સ્વામિની મુલાકાતે આવ્યાં હતાં. સ્વામિ તેઓને ઔષધ બનાવવાનો

## એક ભયંકર પ્રયોગ

સમજાવતા હતા, જેમાં કુક્કરનો પીત્તો, સાંપની કાંચળી, બછનાગ, ઝેરી કછુલા, વગેરે વાણા એક માણસની ખોપરીમાં જળાવવાની કાંઇ વાતો ચાલતી. બૈરાંઓ તો આ સાંભળતાંજ સુગાઇને કમકમતાં, પણ શું કરે ? દુઃખી અને દિવાના બરાબર હોય છે. મુશ્કેલીમાં સારૂં કોણ સુઝાડે ? આવી વખતેજ આવા ગુપ્ત જ્ઞાનીઓ (૦) પોતાનું કામ અચ્છી રીતે કાઢી લે છે. આ લોકના જવા પછી આ વામમાર્ગી સન્યાસી સાથે મેં ચર્ચા ચલાવી. એમનું વાંચન સારૂ પણ એકપક્ષી હતું, અંગ્રેજી પણ જાણતા હતા. એમના સિદ્ધાંતમા અને આચરણમાં ફેર હતો, પોતાની કમ-લાયકાતનું ભાન ધરાવતા. લોકને ઠગવામાં બુરૂં નહિ માનતા, કહેતા "એ તો વ્યવહાર છે. લોક કાંઇ મૂર્ખ નથી કે ઠગાય. તેઓ સાધુઓ તરફથી અમુક ફાયદાની લાલચ ધરાવે છે અને તેથી સાધુઓને નીભાવે છે. સાધુઓ એક જાતના psycho-pathologists છે. દુઃખીઓને દીલાસો, દૂરની આશાઓ, ભવિષ્યના સુખના વાયદા, ઔષધો, જુગારના અંકો, વગેરે માલ (Commodity) સાધુઓ વેચે છે. બદલામા તેઓનું ધન અને સેવા લે છે. આ વ્યાપારમાં ખોટું શું છે ? જેમ એક મદારી

નજર બંધીના ખેલો દેખાડી જોનારાઓનું દીલ બહેલાવે છે, તેમ સાધુઓ પણ ઇંદ્રજાળમાં ભકતોને ફસાવે છે. આ બધો (Fair) ચોખો વ્યવહાર છે. ભકતો વારંવાર દોડી દોડીને સાધુ પાસે આવે છે, તે કાંઇ લાભના લોભમાંજ આવતા હશેની? (Sadhuism is a necessary factor in human economy.) સાધુપણુ સમાજમાં અવસ્યનું છે. કુદરતમાં અચલ કાયદો છે, કોઇ કોઇને કશું મુફ્ત આપતું નથી અને કોઇ કોઇ પાસે મુફ્તમાં કશું લઇ શકતું નથી: તો પછી ઠગવા ઠગાવાની વાતજ કયાં રહી? જ્ઞાનવાન માટે પાપ પૂણ્ય કાંઇ છેજ નહી. આ વાત નક્કીપણે સમજો અને પછી તમને દુ:ખ જેવું કાંઇજ રહેશે નહિ."

## સિંધના બીજા સાધુ, વાસ્વાની.

પછી હું સાધુ વાસવાનીને મળવા ગયો. તેઓ પહેલે પટીયાલા કોલેજમાં પ્રોફેસર હતા. એઓ પુષ્કળ લખણો કરે છે, અને દેશ સેવામાં માને છે. એમને મોં૦ પૉલ રીસાર સાથે બહુ સારૂં હતું. તે વેળા એઓ બ્રહ્મચર્યના વિષય ઉપર વિચાર ચલાવતા હતા. "બ્રહ્મચર્ય એટલે દશે ઇંદ્રિયો તથા મનને બ્રહ્મનાં કામમાં લગાડવું તે. આંખનું બ્રહ્મચર્ય એટલે આંખની કેળવણી અને તેનો સુઉપયોગ. જીભનું બ્રહ્મચર્ય એટલે જીભ ઉપર કાબુ અને સારા હિતકારક શબ્દો ઉચ્ચારવા...વગેરે." પછી (Complete continence) સંપૂર્ણ કામ સંયમના લાભ, હાની, તે બાબે હિંદુ શાસ્ત્રીઓ અને પશ્ચિમાત્ય તમીબોના મતફેર વગેરે પોઇન્ટ પર Well informed ચર્ચા ચલાવી. હિંદુ શીનસુફો ખરા હોવા જોઇએ એવાં આધાર વગરના નિવેદન (Assertion) સીવાય સાધુ વાસવાની કંઇ વધુ કહી શકયા નહિ.

આવી બાબદો પર નિર્ભયપણે, અપક્ષપાત તપાસ ચલાવવી, તે પર શોધ ખોળ કરવી અને ખરૂં શું છે તે બહાર લાવવું, પછી ભલેને આપણાં માની લીધેલાં અનુમાનોને અનુકુળ હોય યા પ્રતિકુળ, એવી વળણ (Attitude) ઘણા થોડાજ નેતાઓમાં જોવામાં આવે છે. પછી મેં કોકશાસ્ત્ર તથા મનુ-સ્મૃતિ તેમજ મહાભારત ભાગવતાદિ પૂરાણોની સહાદતોથી આ બહુ પીંજાયલા બ્રહ્મચર્યના વિષયની ધોળી અને કાળી બંને બાજુ ચર્ચવી. આખરે પ્રૉફેસર વાસવાનીએ કબુલ કર્યું, "ખરેજ, સાચી હકીકત શી છે તે પુરી શોધ વગર જાણી શકાય નહિ, અને બનવા જોગ છે કે વખત બેવખતના હદબહારના બ્રહ્મચર્યના ઉપદેશથી આપણે ફાયદા સાથે નુકશાન પણ કરતા હોઇશું."

પછી દેશ સેવા પર વાત નીકળી. નિષ્કામ કર્મ પર લંબાણ વિવેચન કર્યું. સાધુ વાસવાની કહેવા લાગ્યા, "આજકાળના નેતાઓની સેવા સકામ છે. સાચા સેવકે નામ, સ્તુતિની પરવા કર્યા વગર, તથા જાહેરમાં ઢોળ તાસા વગડાવ્યા વગર એક મહેદુદ (Limited) સ્થાનમાજ પોતાની સઘળી શક્તિ એકાગ્ર કરી સેવા કામ કરવું જોઇએ. પંદર પચીસ વર્ષના આવા મુંગાં રચનાત્મક કાર્ય વડે કાંઇ સંગીન પરિણામ આણી શકાય."

(Mass Education) મોટા જથ્થાની ઝડપી કેળવણી અને (Spectacular shows) ધ્યાન ખેંચનારા દેખાવોની વિરૂદ્ધ સાધુ ખૂબ બખાળ્યા. પ્રજાકિય કેળવણી માટે પહેલાં સ્વદેશાભિમાની શિક્ષકોને કેળવી તૈયાર કરવા જોઇએ. (Text Books) શાળોપયોગી પુસ્તકો પ્રજાકિય ધોરણ ઉપર નવાં રચાવાં જોઇએ, અને પછીજ બાળકોને સરકારી નિશાળો છોડાવી પ્રજાકિય નિશાળોમાં લેવાં જોઇએ..."

મેં કહ્યું, "તમારા વિચારો સાંભળવામાં તો સુંદર લાગે છે, પણ કેટલે અંશે વ્યવારૂ અને કાર્ય સાધક થઇ પડે તથા મનુષ્ય સ્વભાવ અને તેની અલ્પતા (limitations)ને અનુસરતા છે, તે વગર પ્રયોગે કહી શકાય નહિ. વાસવાનીજી, તમો પોતે હાલની તમારી મોટાં ક્ષેત્રની હીલચાલ તહકુબ કરી તમારી યોજનાનુસાર ૧૫–૨૫ વર્ષ એકાદ ગામડાંમાં રહી કાં નહિ રચનાત્મક કાર્યને સફળ કરી દેખાડતા ? .."

મારી શંકાત્મક વળણુથી સાધુ વાસવાની ગભરાઇ ઉઠયા. મારી તર્ક (logic)ને sound but oppressive, સંગીન પણ જુલ્મગાર, લેખાવી જલદીથી કોઇપણ એક પક્ષમાં નિશ્ચયાત્મક બની જવાની સલાહ આપી.

મેં કહ્યું, "તમે બધા દેશનેતા બની બેઠા છો, પણ અસલ, સાચી હકીકત તો તમારી પાસે પણ નથી. અને બધા (Speculators) સટોળ્યાઓ, જુગારીઓ છો. જેને જે ગમે તે પોતાના ફાંટા અનુસાર capriciously સમજાવી રહ્યા છો. વાસ્તવમાં તમો પોતે પણ નિશ્ચયાત્મક નથી."

પાછળથી મેં સાધુ વાસવાનીની કારકીર્દીનું અવલોકન કર્યું તો તેમાં મુખ્ય વાત તો એ દીઠી કે એઓ પોતાનાં નામ માટે જોઇએ તે કરતાં વધુ કાળજી ધરાવતા હતા. અને તેથી સ્વભાવે (sensitive) કાંકણા

હતા. મારી સાથની ચર્ચા પછી તો વારંવાર આમ વર્ગના (gallery gods)ને પંપાળવામાં સાર્થક સમજતા.

## હલવાની ફીલસુફી.

એમની એક બીજી ફીલસુફી રમુજ પમાડે એવી જણાઇ. કહે છે કે એક દિવસ એમને હલવો ખાવાની ઇચ્છા થઇ. તો એક (પાકા) શેર ઘીનો ગગડતો હલવો મંગાવ્યો અને પોતાના મનને કહ્યું, "લે ખા, કેટલો ખાવો છે?" આમ મન ધરાય ત્યાં સુધી ખાધો. પારણામે એમની હલવો ખાવાની વાસના હંમેશની મટી ગઇ.

મેં કહ્યું, "આ નિયમ બધી બાબદોમાં કેમ લાગુ પાડી શકાય? તમારી તો ખૂદ ઇચ્છાજ હતી કે આ વાસના દૂર કરવી. વળી તમો અમૂક અંશે મન પર કાબુ ધરાવો છો એટલે વગર હલવો ખાવે પણ મનને સમજાવી શકતે. ધારો કે કોઇને દારૂ પીવાની કે વ્યભિચાર કરવાની ઇચ્છા થઇ તો શું તમારી રીત મુજબ મન ધરાય ત્યાંસુધી તે ઇચ્છાની તૃપ્તી કરી લેવી? અને જો તેમજ હોય તો ભગવદ્ ગીતામાં જે સિદ્ધાંત સમજાવ્યો છે કે કામથી કામની, ક્રોધથી ક્રોધની વૃદ્ધી થાય છે વગેરે. તે શ્લોકનો શો અર્થ કરવો?"

ત્યાં ફરી ગુંચવાડો ઉત્પન્ન થયો. વાસના તૃપ્ત કરવી કે મારવી કે તેનો યુકત ઉપયોગ કરવો? અને યુકત એટલે શું? તેની સીમા રેખા કયાં તાણવી? આપણામાં વાસના કેમ ઉત્પન્ન થાય છે? એક પ્રકારની વાસના પૂરી થવે બીજી જાતની વાસનાઓ ઉદ્દભવશે નહિ તેની શી ખાતરી? કોઇ પણ માણસ કેવળ વાસના રહીત બની શકે કે? વગેરે પ્રશ્નનો પ્રવાહ મેં વહેવાડયો.

વાસવાની કહેવા લાગ્યા, "એમ દરેક બાબદમાં ઉંડા ઉતરવા જઇએ તો છેડોજ કયાંથી આવે?"

મેં કહ્યું. "આમ દરેક બાબદમાં છાલકું સપાટી પરનુ જ્ઞાન જોઇ સંસારને અલલ તપ્પે કયાં ધસડી જાઓ છો તેની કાંઇ ગણત્રી કરી છે? યુરોપ્યનો અને અમેરીકનોએ છેલ્લી સદીમાં જે અદ્દભૂત તરકકી કરી છે તે તેમની દરેક બાબદનાં ઉંડાણમાં ઉતરી નિષ્પક્ષપાતપણે શોધખોળ ચલાવવાની વૃત્તિ શું આભારી નથી? મારી નજરે ઊંડાણમાં ઉતરવાને ડરતા હિંદીઓ કરતાં હિંમતથી શોધખોળ કરનારા ગોરાઓ વધારે સાચ્ચા સત્યોપાસક છે. એક ખરો સંદેહવાદીજ (Sceptic) સાચો સત્યોપાસક બની શકે.